મૅક્‌મિલન્‌નાં ગુજરાતી શાળોપયોગી પાઠ્ય પુસ્તકો

# ઇંગ્લિશ લોકોનો ઇતિહાસ

( મિ. ઇ. જે. એસ. લેના ઇંગ્લિશ પુસ્તકનું ભાષાંતર )



મૅક્‌મિલન્‌ અને કંપનિ, લિમિટેડ,
મુંબઇ

૧૯૨૮

 [કિંમત ૧-૪-૦

# ઇંગ્લિશ લોકોનો ઇતિહાસ

( મિ. ઇ. જે. એસ. લેના ઇંગ્લિશ પુસ્તકનું ભાષાંતર )

મૅક્‌મિલન અને કંપનિ લિમિટેડ,

મુંબઈ

૧૯૨૮

# પ્રસ્તાવના

મિ. ઇ. જે. એસ. લેની રચેલી ઇંગ્લૅન્ડના ઇતિહાસની પુસ્તકમાળાના "The English People" નામના પાંચમાં પુસ્તકનું આ ભાષાંતર છે. રોમન લોકો વિદાય થયા ત્યારથી આજ સુધીમાં વૃધ્ધિ પામી ઇંગ્લૅન્ડ એક મહારાજ્યની સ્થિતિએ પહોંચ્યું અને રાજકારભારમાં, વેપારધંધામાં તથા ધર્મ અને કેળવણીની બાબતમાં અંગ્રેજોએ ઉંચ્ચ સ્થાન મેળવ્યું તેનો વિગતવાર અહેવાલ આ પુસ્તકમાં આપવામાં આવ્યો છે. ઇંગ્લૅન્ડના દરિયાપારના મુખ્ય રાજ્યોની હકીકત તારીખ પ્રમાણે છૂટીછવાઈ આપવાને બદલે એકજ સ્થળે જુદા વિભાગોમાં દર્શાવવામાં આવી છે. આવી ગોઠવણીથી તે વિષેનું જ્ઞાન સહેલાઇથી મળી શકે છે. બે વર્ષના અભ્યાસક્રમની રૂઢિને અનુસરી આ પુસ્તક બે ભાગમાં રચવામાં આવ્યું છે.

કેટલેક સ્થળે અમુક બીનાઓનું વિવેચન ફરી પાછું કરવાની જરૂર જણાઈ છે. પણ જુવાન વિદ્યાર્થી માટે રચવામાં આવેલાં પુસ્તકમાં આ રૂઢિ દોષરૂપ હોવા કરતાં વધારે લાભકારક છે, કારણ કે એકનીએક હકીકત પાછી વાંચવામાં આવ્યાથી તે સારી રીતે મનમાં ઠસી જાય છે. આ હેતુથી મિ. લેએ પોતાના પુસ્તકમાં પ્રશ્નાવળી, તારીખ નોંધ, પ્રસિધ્ધ પુરૂષોના જીવનવૃતાંત, ચિત્રો, વિગેરે ઘણી સારી રીતે દાખલ કર્યાં છે.

# અનુક્રમણિકા

## ભાગ ૧ લો

## ટ્યૂડરવંશના સુલેહવંત અંત સુધી

## ભાગ ૨ જો

# બ્રિટિશ સામ્રાજ્યનો ઉદય

# ઇંગ્લિશ લોકોનો ઇતિહાસ

## ભાગ ૧ લો

---

### ટયૂડરવંશના સુલેહવંત અંત સુધી

---

## પ્રકરણ ૧ લું

### ઇંગ્લિશ લોકોનું આગમન

પૃથ્વીના નકશામાં જ્યારે આપણે હાલના બ્રિટિશ સામ્રાજ્યનો બહોળો વિસ્તાર જોઈએ છીએ ત્યારે આપણા માનવામાં નથી આવતું કે એક વખતે, એટલેકે આજથી ૧૫૦૦ વર્ષ અગાઉ, બ્રિટનમાં અંગ્રેજોના પૂર્વજો વિષે સાંભળવામાં પણ આવ્યું ન હતું. તેઓના પૂર્વજો ઇંગ્લૅન્ડમાં આવી વસ્યા અને ત્યાંના અસલ વતનીઓ સાથે તેઓને કેવી ઝપાઝપી થઈ, તથા નૉર્મન લોકોએ તેઓપર કેવો વિજય મેળવ્યો, અને એક એકત્ર પ્રજા બની તેઓએ દરિયા-પારના મુલકોમાં પોતાનાં સંસ્થાનો સ્થાપવાનો પાયો શી રીતે ચણ્યો તેનું વર્ણન આ પુસ્તકના પહેલા ભાગમાં વાંચવામાં આવશે.

**ત્રીજી સદી**—આજથી આશરે ૨૦૦૦ વર્ષ પૂર્વે ઇંગ્લૅન્ડમાં બ્રિટન નામના લોકો રહેતા હતા. ઇ. સ. પૂર્વે ૫૪ ની સાલ પછી લગભગ ચાર

સૈકા સુધી ઇંગ્લૅન્ડપર રોમની રાજ્ય સત્તા હતી. ત્રીજા સૈકાની અધવચમાં રહાઇન નદીના મુખ અને જટલૅન્ડના દ્વીપકલ્પ વચ્ચે રહેતા પશ્ચિમ યુરોપના લોકો વધારે ફળદ્રુપ ભૂમિની તપાસમાં પશ્ચિમ તરફ ભમ્યા કરતા હતા. તેના હુમલાઓથી બ્રિટનનું રક્ષણ કરવા માટે રોમનોએ કિલ્લા બાંધ્યા હતા. ઇ. સ. ૪૧૦ માં ગૉથ, હૂણ, વૅન્ડલ, વગેરે જંગલી લોકોના ટોળેટોળાં ઇટલી અને રોમ તરફ ધસવા લાગ્યાં, તેનાથી પોતાનું રક્ષણ કરવા માટે દેશદેશાવરથી રોમન લશ્કરોને પાછાં બોલાવી લેવાં પડ્યાં. જે રોમન સૈન્ય બ્રિટનમાં




ચિત્ર ૧—જુદી જુદી જાતના લોકોના મૂળ વતનો દેખાડનારો નકશો

હતું તેને પણ આ કારણથી પાછું ખેંચી લેવાની જરૂર પડી. આથી ત્યાંના મૂળ રહેવાસી બ્રિટન લોકોની સ્થિતિ ઘણી કફોડી થઇ પડી.

રોમન રાજ્યની શાંતિથી ટેવાયલા બ્રિટનો પોતાનું શુરાતન ખોઇ બેઠા હતા અને તેમનામાં પોતાનું રક્ષણ કરવાની શક્તિ રહી ન હતી. ઉત્તરના ક્રૂર પિકટ લોકોને રોમનોએ દિવાલો અને મજબુત કિલ્લાઓથી દાબમાં રાખ્યા હતા. રોમનોને ગયા જાણી આ પિકટ લોકો અને આયરલૅન્ડના સ્કૉટ લૂટારાઓ બ્રિટનમાં ઉતરી આવ્યા અને ગામો લૂટવા અને બાળવા લાગ્યા. ઉત્તર મહાસાગરના ચાંચીઆઓના હૂમલા પણ વધવા લાગ્યા.

**પાંચમી સદી**—પોતાની નિરાધાર હાલતમાં કેન્ટના રાજા વૉર્ટિગર્ને આ જંગલી લોકોને બીજા જંગલી લોકોની સહાયતાથી હાંકી કાઢવાની રોમન યુક્તિનો ઉપયોગ કર્યો. પિકટ અને સ્કૉટ લોકોને હાંકી કાઢવા સારૂ તેણે હેન્ગિસ્ટ અને હૉર્સા નામના બે જર્મનોની સરદારી હેઠળ **જયૂટ** લોકોનું એક લશ્કર ઉભું કર્યું, પરંતુ તરતજ તેને આ મિત્રો શત્રુઓ કરતાં પણ વધારે ભયંકર માલમ પડ્યા, કેમકે બ્રિટનોના શત્રુઓને હરાવી જ્યૂટ લોકો એની સામે થયા, થૅનેટનો ટાપુ કબજે કર્યો અને ત્યાં વસી રહ્યા ( ઇ. સ. ૪૪૯ ). આ પ્રમાણે બ્રિટનમાં ઇંગ્લિશ રાજ્યની શરૂઆત થઇ. પણ તેને બરાબર સ્થપાતાં લગભગ ૧૫૦ વર્ષ લાગ્યાં. લાંબા વખત સુધી બ્રિટનોએ બહાદુરીથી પોતાનો બચાવ કર્યો અને કેટલીકવાર તો દુશ્મનોને સખત હાર પણ આપી. જ્યૂટ લોકોની ફત્તેહથી લલચાઇ **સૅક્સન** નામના ચાંચીઆઓ ઇંગ્લૅન્ડના પૂર્વ અને દક્ષિણ કિનારા ઉપર ધસી આવ્યા અને નદી માર્ગે દેશના અંદરના ભાગમાં પેઠા. **ઍંગ્લ** નામની એક ટોળીએ નૉરફોક અને સફોક નામના પરગણામાં વસવાટ કર્યો અને રફ્તે રફ્તે પશ્ચિમમાં વેલ્સના પર્વતો આગળ અને ઉત્તરમાં ફૉર્થ નદી આગળ પગપેસારો કર્યો. કેટલીક મુદ્દત પછી બ્રિટનો છેક હારી ગયા અને તેઓમાંના કેટલાક ગુલામ થઇ રહ્યા તથા કેટલાકને પશ્ચિમ તરફ હાંકી કાઢવામાં આવ્યા. આ બધા નવા આવેલા લોકોમાં ઍંગ્લ લોકોની સંખ્યા મોટી હોવાથી બ્રિટન દેશનું નામ "ઍંગ્લ-લૅન્ડ" પડયું અને તેનું રૂપાંતર થઇ હાલનું "ઇંગ્લૅન્ડ" થયું.

**સાતમી સદી**—બ્રિટન લોકોને મારી હઠાવ્યા પછી ઘણાં વર્ષ સુધી આ લડાયક ટોળીઓએ એક બીજાથી સર્વોપરિ થવા માટે માંહોમાંહે લડ્યા કર્યું. દરેક ટોળીની ફત્તેહનો આધાર તેના સરદારની કુશળતાપર રહેતો. આ સર્વોપરિપણાની લડાઇમાં એક વખતે તો ઓછામાં ઓછાં સાત રાજ્યો સામસામાં લડયાં. છેવટે નૉર્થમ્બ્રિઆ, માર્સિઆ અને વૅસૅકસ નામના ત્રણ મુખ્ય રાજ્યો વચ્ચે રસાકસી થઇ. હંબર નદીની ઉત્તરે નોર્થમ્બ્રિઆ, ઇંગ્લૅન્ડના મધ્ય ભાગમાં મર્સિઆ અને થેમ્સ નદીની દક્ષિણે વૅસૅકસ એ પ્રમાણે ત્રણ રાજ્યો સ્થપાયાં. સ્ટ્રૅથકલાઇડ, કમ્બ્રિઆ, ઉત્તર વેલ્સ અને પશ્ચિમ વેલ્સમાં બ્રિટનો કાયમ રહ્યા. આ પ્રદેશો ઉજ્જડ અને પહાડી હોવાથી લડાઇખોરોએ તેને છેડયા નહિ.

ઈ. સ. ૬૦૦ થી ૭૦૦ સુધી નોર્થમ્બ્રિઆ સર્વોપરિ હતું, ત્યાં **એડવીન** નામનો પ્રસિદ્ધ રાજા રાજ્ય કરતો હતો. તેણે પિકટ લોકોને હાંકી કાઢયા અને એડીનબર્ગ નામનું શહેર સ્થાપ્યું. માર્સિઆ અને વૅસૅકસના રાજ્યો પણ એના તાબામાં હતા. એડવીનની રાજ્ય-વ્યવસ્થા એવી સારી હતી કે સામાન્ય રીતે એમ કહેવાતું કે તેના વખતમાં એક સ્ત્રી પણ પોતાના બાળક સહિત દરિયો ઓળંગી એક ઠેકાણેથી બીજે ઠેકાણે કોઈપણ જાતની હરકત વગર જઇ શકતી. મર્સિઆના જંગલી રાજા **પેંડા** સાથની લડાઇમાં એડવીન માર્યો ગયો અને ઈ. સ. ૬૮૫ ની સાલમાં પિકટ લોકોએ નોર્થમ્બ્રિઆ ઉપર વિજય મેળવ્યોઃ માર્સિઆ સર્વોપરિ બન્યું. ૧૦૦ વર્ષ કરતાં વધારે તેની સત્તા રહી. ઓફા નામના રાજાના અમલ દર્મિયાન તે ઘણું જોરાવર બન્યું. આ રાજાએ પોતાના રાજ્યની હદ થેમ્સ નદી સુધી લંબાવી અને વેલ્શ લોકોને "ઓફાની ડાઇક" નામના કિલ્લાની દીવાલ પાછળ હાંકી કાઢયા. માર્સિઆ પશ્ચિમ યુરોપનું એક અગત્યનું રાજ્ય ગણાતું હતું.

**નવમી સદી**—ઓફાના મરણ પછી વૅસૅકસ પ્રબળ બન્યું અને **એગબર્ટ** નામના રાજાની હકુમત (૮૦૨–૮૩૯) હેઠળ સર્વોપરિ સત્તા

મેળવવા પામ્યું. એગબર્ટ ફક્ત એક યોદ્ધો જ નહિ પણ એક હોશિયાર રાજ-કર્તા હતો. ફ્રૅંક લોકોના જાણીતા રાજા મહાન્ ચાર્લ્સ સાથે તેણે તેર વર્ષ સેનાધિપતિ તરીકે ગાળ્યાં હતાં. એગબર્ટે પોતાના દેશમાં શાંતિ સ્થાપી અને




ચિત્ર ૨—આઠમા સૈકામાં ઇંગ્લૅન્ડના રાજ્યો

સારો રાજ્ય બંદોબસ્ત કર્યો; યુરોપના અન્ય રાજાઓ સાથે મિત્રતા કરી અને ખ્રિસ્તી ધર્મ ફેલાવ્યો. સર્વ ઍંગ્લો-સૅકસન રાજાઓમાં તે

સુવિખ્યાત અધિરાજ થઈ ગયો. ઇંગ્લૅન્ડના હાલના રાજા માફક તે સમસ્ત ઇંગ્લૅન્ડનો રાજા નહતો. ફક્ત વૅસૅક્સ અને બીજા કેટલાક નાના પરગણાનો તે રાજા હતો. પણ ઇ. સ. ૮૨૯ માં ઇંગ્લૅન્ડના બીજા રાજાઓએ તેનું ઉપરીપણું સ્વીકાર્યું ત્યારથી તે મરણ સુધી તેઓનો અધિરાજ રહયો. જેવી રીતે નૉર્થંબ્રિઆ અને મર્સિઆની પડતી થઇ તેવીજ રીતે વૅસૅક્સની સત્તા પણ એગબર્ટના મરણ પછી લય પામી હોય એ બનવા જોગ છે. અંગ્રેજ લોકોની હજુ સુધી એક **સંપીલી** પ્રજા બની નહતી. આખા ઇંગ્લૅન્ડમાં ખ્રિસ્તી ધર્મ વ્યાપી રહેલો હોવા છતાં જુદા જુદા રાજ્યના લોકો એક બીજા સામે લડાઇમાં



ચિત્ર ૩—વાઇકિંગ્સ નામના ચાંચીઆઓનું વહાણ

ઉતરવાને તત્પર રહેતા. પરંતુ એગબર્ટના મૃત્યુ પહેલાં એક ભયંકર બળ ઉત્પન્ન થયું તેને અંગે સમસ્ત ઇંગ્લિશ પ્રજાને એકત્ર થવું પડયું. **વાઇકિંગ્સ** નામના ઉત્તરમાં રહેતા ભયંકર ચાંચીઆઓ આવી લાગ્યા હતા. તેઓ ઇંગ્લિશ લોકોના દૂરના સગા હતા. લૂટફાટ કરવાના અને ખૂનરેજી ચલાવવાના હેતુથી તેઓ આવ્યા હતા. આખી પ્રજા એક નિશ્ચયી અને એકત્ર થઇ લડે તોજ આવા ભયાનક હુમલાઓ હઠાવી શકે અને પોતાના દેશને બચાવી શકે. એગબર્ટે આ નવા

દુશ્મનોને ટામર નદી પાસે આવેલા "હિંગ્સટન ડાઉન" આગળ સખત હાર આપી. (આશરે ઈ. સ. ૮૩૬.)

## નોંધ

ઈ. સ.

૪૧૦ રોમન સૈન્ય બોલાવી લેવામાં આવ્યું.

૪૪૯ જ્યૂટ લોકો ઇંગ્લૅન્ડમાં ગયા.

૬૦૦–૭૦૦ નૉર્થમ્બ્રિઆનું રાજ્ય સર્વોપરિ.

૭૦૦–૮૦૦ મર્સિઆનું રાજ્ય સર્વોપરિ.

૮૦૨ એગબર્ટ, વૅસૅકસનો રાજા. ઇંગ્લૅન્ડનો અધિરાજ.

**પિકટ**=રંગેલું. પિકટ લોકો સ્કૉટલૅન્ડના પહાડી પ્રદેશમાં રહેતા હતા.

**સૅકસન**—છરીદાર માણસો 'સીકસ' એટલે છરી. તે પરથી "સૅકસન."

**બર્ગ**—કિલ્લેબંધી કરેલાં ઘરોનો સમૂહ.

**મહાન્ ચાર્લ્સ ઉર્ફે શાર્લમેન** (૭૪૨–૮૧૪): રોમન શહેનશાહ અને ફ્રેન્ક લોકોનો રાજા. તેણે ઉત્તર યુરોપના સૅકસન લોકોપર જીત મેળવી, મૂર નામના લોકોને સ્પેનમાંથી હાંકી કાઢ્યા, ઈટલીનો મોટો ભાગ પોતાના અમલ હેઠળ આણ્યો, રોમન શહેનશાહતની સ્થાપના કરી અને છેવટે મધ્ય યુરોપનો ઘણે ભાગે અધિપતિ થયો. ચાર્લ્સ એક પ્રસિધ્ધ કાયદા રચનાર હતો. ખ્રિસ્તી ધર્મ ફેલાવવા તે ઇંતેજાર હતો અને કેળવણીની બાબતોમાં તે ઘણો રસ લેતો. વિદ્વાન પંડિતો તેના દરબારમાં એકઠા થતા અને દૂરના રાજાઓના એલચીઓ તેની મુલાકાતે જતા.

## સારાંશ

રોમન લોકો બ્રિટન છોડી ગયા પછી પિકટ અને સ્કૉટ લોકોના તથા ચાંચીઆઓના હુમલા સામે કેન્ટના રાજા વૉર્ટિંગર્ને જ્યૂટ

લોકોની મદદ માગી (ઈ. સ. ૪૪૯). જ્યૂટ લોકો કેન્ટમાં જઈ વસ્યા અને તેઓના પછી સૅકસન અને ઍંગલ લોકો જઈ પહોંચ્યા. તેઓએ ૧૫૦ વર્ષમાં તે દેશ જીતી લીધો અને બ્રિટનોને પશ્ચિમ તરફ હાંકી કાઢયા. છેવટે વૅસૅકસનો રાજા એગબર્ટ નૉર્થબ્રિઆ અને મર્સિઆમાં સર્વોપરિ થયો અને ઇંગ્લૅન્ડનો અધિપતિ થયો.

## પ્રશ્નો

(૧) અંગ્રેજોના પૂર્વજો કોણ હતા? એકાદ સૅકસન હુમલાનો કલ્પિત અહેવાલ આપો.

(૨) ઍસૅકસ, વૅસૅકસ, સસૅકસ, નૉરફોક અને સફોક શબ્દોનો અર્થ સમજાવો.

(૩) પિકટ અને સ્કૉટ લોકોના હુમલાઓ સામે થવાને બ્રિટનો શા કારણથી અશક્ત હતા? તેઓની મુશ્કેલીમાં તેઓએ શું કર્યું? તેનું શું પરિણામ નિપજ્યું?

(૪) એડવીન, પેન્ડા, એડીનબર્ગ, સ્કૉટ લોકો, એગબર્ટ અને વાઇકિંગ્સ વિષે તમે શું જાણો છો તે ટુંકમાં કહો.

# પ્રકરણ ૨ જું

## ડેન લોકોની ચઢાઈ

**નવમી સદી**—વાઇકિંગ્સ નામના ચાંચીઆ યુરોપના નૉર્વે, સ્વિડન અને ડેનમાર્ક દેશોના રહેવાસી હતા. તેઓના હુમલાથી વૅસૅકસના રાજાને ઘણું હેરાન થવું પડ્યું. આ વાઇકિંગ્સ લોકો જુનો જંગલી મૂર્તિપૂજક ધર્મ પાળતા હતા. તે દાબી દેવા માટે ઉત્તર યુરોપમાં મહાન્ ચાર્લ્સે જે પ્રયત્નો કર્યા હતા તેથી તેઓ ખારે ભરાયા હતા અને અંગ્રેજોએ ઇંગ્લૅન્ડમાં ખ્રિસ્તી ધર્મ સ્થાપ્યો હતો તેથી તેનાપર તેઓ દ્વેષની નજર રાખતા હતા. આઠમી સદીની આખરે ડેન લોકોએ લૂટફાટ કરવાના હેતુથી સંખ્યાબંધ હુમલાઓ શરૂ કર્યા. તે ૧૦૦ વર્ષ સુધી ચાલુ રહ્યા. ઇ. સ. ૮૫૧ માં કેટલાક ડેન લોકોએ પોતાને દેશ પાછા જવાને બદલે આખો શિઆળો શેપી નામના શહેરમાં પસાર કર્યો. આ પ્રમાણે ઇંગ્લૅન્ડમાં વસવાની મારામારીની શરૂઆત આ ચાંચીઆઓએ કરી.

એગબર્ટ પછી તેનો નબળો અને માયાળુ પુત્ર એથીલવુલ્ફ ગાદીએ આવ્યો. એના વખતમાં મર્સિઆ અને નૉર્થમ્બ્રિઆને ડેન લોકો સાથે સખત લડવું પડ્યું. ડેન લોકોએ નૉર્થમ્બ્રિઆના રાજાને ઇ. સ. ૮૪૪ માં મારી નાંખ્યો અને ઇ. સ. ૮૫૧માં લંડન જીત્યું. વૅસૅકસમાં એથીલવુલ્ફને સખત મારામારી કરવી પડી અને મોટે ભાગે તે ફત્તેહમંદ થયો. એક વખતે તો તેણે એક આખા ડેનીશ લશ્કરને ઘણી ખુવારી સાથે હરાવ્યું. પણ પોતાના તાબાના મર્સિઆ અને નૉર્થમ્બ્રિઆના રાજાઓને મદદ કરવાની એનામાં શક્તિ નહોતી. એના ત્રણ પુત્રો એથલબાલ્ડ, એથલબર્ટ અને એથલરેડના રાજ્યના પંદર વર્ષ દર્મિયાન ઇંગ્લૅન્ડની સ્થિતિ ઘણી કંગાલ થઈ. **માત્ર લૂટ નહિ પરંતુ રાજ્ય મેળવવાના હેતુથી ડેન લોકો આવ્યા હતા.** ઇ. સ. ૮૭૦ માં તેઓએ “ ઈસ્ટ ઍંગ્લિઆ ” નામનો પ્રદેશ જીતી લીધો. ત્યાંના છેલ્લા રાજા એડમંડે

તેઓના દેવને પૂજવાની ના પાડવાથી તેને તીરના મારથી મારી નાંખવામાં આવ્યો. આ ચાંચીઆઓની ઘણી ટોળીઓએ સાથે મળી નૉર્થંબ્રિઆને વેરાન ખેરાન કર્યું અને મર્સિઆનું રાજ્ય પોતાને તાબે કર્યું. આ પ્રમાણે થેમ્સ નદીની ઉત્તરે ઇંગ્લૅન્ડમાં પોતાની સત્તા ઝમાવ્યા પછી તેઓએ વૅસૅક્સ તરફ ખસવા માંડ્યું. જો ડેન લોકો વૅસૅક્સ જીતે તો તેઓ આખા ઇંગ્લૅન્ડના ધણી થાય તેમ હતું. તેઓને તેમ કરતા અટકાવવાનું કામ ઍથલરેડ અને તેના નાના ભાઈ આલ્ફ્રેડ માટે સહેલ નહોતું.

ડેન લોકો ઘણાજ બહાદુર હતા. તેઓ લડાઇના હથીઆર તરીકે ભારે કુહાડીનો ઉપયોગ કરતા અને પોતાના શરીરના રક્ષણ માટે લોખંડનું બખ્તર પહેરતા. હુમલો કરતી વખતે તેઓ પોતાના હલકાં વહાણો નદી માર્ગે હંકારી જતા અને તે વહાણોને કિનારા આગળ રાખી તેના રક્ષણ માટે કોટ બાંધી દેતા. પછી ત્યાં જે ઘોડા મળતા તે બધા એકઠા કરી તેઓ દેશના અંદરના ભાગમાં ફરી વળતા અને લૂટફાટ ચલાવતા. કેટલીક વાર તો દેવળો અને મઠો પણ બાળી મુકતા અને ધર્મગુરૂઓની કતલ કરતા. અંગ્રેજો આ ડેન લોકોથી એટલાતો ત્રાસી ગયા હતા કે તેઓએ પોતાની પ્રાર્થનામાળામાં એક પદ ઉમેર્યું હતું કે "દયાળુ પ્રભુ! આ ઉત્તરવાસીઓના ત્રાસથી અમારો છુટકારો કર." જે ત્રાસ અને જુલમ અંગ્રેજોએ બ્રિટનો ઉપર વર્તાવ્યો હતો તેવોજ જુલમ અને દુખનો વરસાદ સૅક્સન જાતીને મળતા આ ડેન લોકો અંગ્રેજોપર વરસાવી રહ્યા હતા.

ઈ. સ. ૮૭૧ માં થેમ્સ નદી આગળ છ લડાઈ થઈ તેને પરિણામે ડેન લોકોને ઉત્તર અને પૂર્વ તરફ હઠવું પડ્યું. લડાઈનું વર્ષ પૂરૂં થતાં પહેલાં એથલરેડ મરણ પામ્યો અને નવો રાજા **મહાન્ આલફ્રેડ** થોડા સમયની સુલેહ પ્રાપ્ત કરી શકયો. ઈ. સ. ૮૭૭ માં ફરી પાછું તોફાન જાગ્યું અને આલ્ફ્રેડને એથેલનીના ભેજવાળા કિલ્લામાં આશ્રય લેવો પડયો. પણ ઈ. સ. ૮૭૮માં વિલ્ટશાયરમાં એથનડુન આગળ ડેન લોકોને તેણે સખત હાર આપી અને તેઓના સરદાર ગુથ્રુમને સુલેહ કરવી પડી. તે વેડમૉરની સંધિ તરીકે ઓળખાય છે.

આલ્ફ્રેડ જાણતો હતો કે ડેન લોકો પાસેથી તે આખો ઇંગ્લૅન્ડ દેશ પાછો મેળવી શકશે નહિ તેથી તેણે ઉત્તર અને પૂર્વના તેઓના જીતેલા મુલકોમાં તેઓને રહેવા દીધા. આ પ્રમાણે ઇંગ્લૅન્ડનો અડધો મુલક જે **"ડેનલૉ"** કહેવામાં આવતો હતો તે તાબે થયો, **પણ વૅસૅકસનો પ્રદેશ બચી ગયો.** તે પ્રદેશ બચાવ્યાથી આલ્ફ્રેડે ઇંગ્લૅન્ડને પણ બચાવ્યું. એણે અને એના પછીના રાજાઓએ ધીમે ધીમે સઘળો દેશ પાછો મેળવ્યો.

ડેન લોકોની ફત્તેહનું મુખ્ય કારણ એ હતું કે ઇંગ્લિશ રાજાઓ વહાણ બાંધવાની કળા લાંબા વખતથી વીસરી ગયા હતા અને આ ચાંચીઆઓ સામે લડવા માટે એ લોકો પાસે અરમારો નહોતી. આલ્ફ્રેડે આ ખોડ સુધારવાનો નિશ્ચય કર્યો. એને ઇંગ્લિશ અરમારનો સ્થાપનાર કહેવામાં આવે છે. દુશ્મનોના વહાણો કરતાં વધારે સારાં અને મોટાં વહાણો એણે તૈયાર કરાવ્યાં. "સૅકસન ક્રૉનિકલ" નામના ચોપાનીઆમાં જણાવવામાં આવ્યું છે કે, "આ વહાણો દુશ્મનોના વહાણોથી બમણા લાંબાં હતાં. કેટલાકને સાઠ હલ્લેસાં હતાં અને કેટલાકને તો તેથી પણ વધારે હતાં. તે ઘણાં ઝડપી, સ્થિર અને હલકાં હતાં." સૈન્યની રચનામાં પણ આલ્ફ્રેડે એવાતો સુધારા કર્યા કે જેથી લડાઇને સમયે કેટલાક લડાઇમાં જતા ત્યારે બીજાઓ પોતાનો ખેતીનો ધંધો ચાલુ રાખી શકતા. અગત્યના શહેરના રક્ષણાર્થે એણે કિલ્લેબંધી કરી. ૧૪ વર્ષ સુધી આલ્ફ્રેડે શાંતિ ભોગવી અને જ્યારે લડાઈ પાછી જોશથી શરૂ થઈ ત્યારે પોતાનાં વહાણ, કિલ્લાઓ અને વ્યવસ્થિત લશ્કરની મદદથી તે ડેન લોકોને કાબુમાં રાખી શકયો, અને તેઓને ભારે નુકસાન પહોંચાડયું. ઇ. સ. ૮૯૫ માં તેણે ડેન લોકોની છાવણી પર હુમલો કર્યો અને લી નદીમાં તેઓના નૌકા સૈન્યનો નાશ કર્યો. પોતાની જીંદગીના છેલ્લાં ચાર વર્ષ આલ્ફ્રેડે શાંતિથી રાજ કર્યું.

**દસમી સદી**—આલ્ફ્રેડના પુત્ર એડવર્ડે "ડેનલૉ"નો ઘણો ભાગ પાછો મેળવ્યો, અને આલ્ફ્રેડના પૌત્ર એથલ્સટને ઇ. સ.




ચિત્ર ૪—વેડમૉરની સંધિ પછીનું ઇંગ્લૅન્ડ

૯૩૭ માં બ્રુનનબર્ગની લડાઈમાં ડેન લોકોને હરાવી વિગ્રહનો અંત આણ્યો. "ડેનલૉ"નો પ્રદેશ જવાથી ડેન લોકોને ઇંગ્લિશ રાજાની સત્તા સ્વીકારવી પડી. પણ તેઓ તે દેશ છોડી ગયા નહિ અને અંગ્રેજો સાથે લગ્નનો સંબંધ બાંધી પોતાને ઇંગ્લૅન્ડના વતની કહેવડાવવા લાગ્યા. ઇંગ્લિશ રાજાઓએ વફાદાર ડેન લોકોને ઉંચી પદવીઓ આપી. "ડેનલૉ" જુદા જુદા રાજ્યોનો એક સમૂહ બન્યો. તે રાજ્યોમાં ડેન અને ઇંગ્લિશ કુળના અમલદારોનો અમલ ચાલતો. દસમા સૈકામાં પણ મારામારી તો ચાલુજ હતી પણ ઘણે ભાગે તે અંગ્રેજોના લાભમાં હતી, અને **શાંતિમય એડગર**ના વખતમાં (૯૫૯–૯૭૫) અંગ્રેજોનું બળ ઘણું વધ્યું. છેક દક્ષિણથી તે "ફ્ર્થ ઑફ ફોર્થ" સુધીના સઘળા અંગ્રેજો અને ડેનીશ લોકોએ એડગરને પોતાના સર્વોપરિ રાજા તરીકે સ્વીકાર્યો. ધર્મગુરૂ ડન્સટનની સલાહથી એડગરે પોતાના દેશના જુદા જુદા વિભાગોમાં અમીરો હસ્તક રાજ્ય અમલ કર્યો.

**અગીઆરમી સદી**—એડગરના મરણ પછી **એથલરેડ** નામનો એક મૂર્ખ અને નાલાયક રાજા ગાદીએ આવ્યો. તેણે આખા દેશ ઉપર પોતાનોજ રાજ્ય અમલ ચલાવવાનો પ્રયત્ન કર્યો. તેથી બધા અમીરો ઘણા ગુસ્સે થયા. ડન્સટન સાથે પણ એણે કજીઓ કર્યો. એના વખતમાં દેશમાં અનેક પક્ષો પડી ગયા. આ તકનો લાભ લઈને ડેન લોકોએ ફરીથી તેઓના ખૂની હુમલા શરૂ કર્યા. રાજામાં તેમની સામે થવાની તાકાત નહતી તેથી તેણે તેમને ખંડણી (**ડેનગેલ્ડ**) આપી પાછા કાઢવાનો પ્રયત્ન કર્યો પણ તેમાં નહિ ફાવવાથી તે ઉશ્કેરાઈ ગયો અને સઘળા ડેન લોકોને એક રાતે કતલ કરી નાંખવાનો હુકમ કર્યો. તે દિવસ "સેંટ બ્રાઇસીસ ડે" તરીકે ઓળખાય છે (ઇ. સ. ૧૦૦૨). આથી ડેન લોકોનો રાજા સ્વેન ઘણો ગુસ્સે થયો અને તેણે ઇંગ્લૅન્ડપર સ્વારી કરી. એથલ-રેડને નૉર્મંડી નાસી જવું પડ્યું. "વિટન" નામના મહાજને સ્વેનને રાજા તરીકે સ્વીકાર્યો. પરંતુ ગાદીએ આવતાંજ તે મરણ પામ્યો. એથલરેડના શૂરવીર પુત્ર એડમંડ આયર્નસાઇડના મૃત્યુ પછી સ્વેન

રાજાના પુત્ર **કેન્યુટને** ગાદીએ બેસાડવામાં આવ્યો. તેણે ૨૦ વર્ષ સુધી સારી રીતે રાજ્ય કર્યું, અને ઇંગ્લૅન્ડને જે શાંતિની જરૂર હતી તે શાંતિ પ્રગટાવી. કેન્યુટના મરણ પછી તેના બે પુત્રો ગાદીએ આવ્યા પણ તેઓ ઘણા નબળા નિવડ્યા અને નીર્વંશ હોવાથી ડેનવંશનો અંત આવ્યો. ઇ. સ. ૧૦૪૨ માં વૅસૅકસના રાજાઓને પાછી ગાદી મળી. એથલરેડના પુત્ર એડવર્ડને રાજગાદીએ બેસાડવામાં આવ્યો. એ રાજા સાધુ વૃત્તિવાળો હોવાથી "એડવર્ડ ભગત"ના ( અંગ્રેજીમાં એડવર્ડ ધી કનફેસરના ) નામથી ઓળખાય છે. તેણે પોતાની જીંદગીનો મોટો ભાગ નૉર્મંડીમાં દેશવટો ભોગવવામાં ગાળ્યો હતો એટલે એના ગાદીએ આવવાથી નૉર્મન લોકોના વિજયની શરૂઆત થાય છે.

## નોંધ

ઇ. સ.

૮૦૦ થી ૧૦૦૦ ડેન લોકોની ચઢાઈ.

૮૭૮ આલ્ફ્રેડ અને ડેન લોકો વચ્ચે ઇંગ્લૅન્ડના વિભાગ પડ્યા.

૧૦૧૩–૧૦૪૨ ડેનીશ રાજાઓનો ઇંગ્લૅન્ડનો રાજ્ય અમલ.

**ગામનાં નામો**—જે નામને છેડે by અને wick અથવા wich આવતાં હોય તે ડેન લોકોના સંસ્થાન જાણવાં, જેમકે Derby, Norwich, Berwick. By નો અર્થ નગર થાય છે ને wich અથવા wick નો અર્થ નહેર થાય છે.

**એડમંડ**—ઇસ્ટ ઍંગ્લિઆ નામના પ્રદેશનો રાજા હતો. ડેન લોકોએ તેનું ખૂન કર્યું હતું. તેને જે જગ્યાએ દાટવામાં આવ્યો તે "બેરી સેંટ એડમન્ડ"ના નામથી ઓળખાય છે.

**ડેનલૉ**—ઇંગ્લૅન્ડનો પૂર્વ તરફનો પ્રદેશ, જ્યાં ડેન લોકો વેડમૉરની સંધિ પછી રાજ્ય કરતા હતા.

**વિટન યા વિટનગેમૉટ**—ઍંગ્લ અને સૅકસન લોકોના સમયની બુદ્ધિમાન લોકોની સભા—મહાજન. તેઓ રાજાના સલાહકાર હતા,

અને તેને રાજકારભારમાં મદદ કરતા. તેઓ રાજા નીમી શકતા તથા અવ્યવસ્થિત રાજ્ય અમલ માટે તેને ગાદીપરથી ઉઠાડી શકતા.

## સારાંશ

આઠમાં સૈકાની આખરમાં ઉત્તરના વાઈકિંગ્સ નામના ચાંચીઆઓએ ઇંગ્લૅન્ડના પૂર્વ ભાગ ઉપર સંખ્યાબંધ હુમલા કર્યા. ઇ. સ. ૮૫૧માં ડેન લોકાએ શેપી નામના શહેરમાં શિઆળો પસાર કર્યો. પૂર્વ અને મધ્ય ઇંગ્લૅન્ડનો કેટલોક પ્રદેશ જીત્યા પછી તેઓએ ઈ. સ. ૮૭૧માં વૅસૅકસપર હુમલો કર્યો. ઇ. સ. ૮૭૮ માં ડેન લોકો અને અંગ્રેજો વચ્ચે તેના વિભાગ પાડવામાં આવ્યા હતા. આલ્ફ્રેડ અને તેના પુત્રોએ "ડેનલૅા" નામનો પ્રદેશ પાછો મેળવ્યો. એથલરેડ ૨ જાની અરાજકતાથી ડેન લોકોએ ઇંગ્લૅન્ડ જીત્યું, અને ૨૦ વર્ષ સુધી કેન્યુટે રાજ્ય ચલાવ્યું. ઇ. સ. ૧૦૪૨ માં એડવર્ડ ભગતના ગાદીએ આવવાથી અંગ્રેજો પાછા રાજકર્તા થયા.

## પ્રશ્નો

(૧) વાઈકિંગ્સ, ડેનગેલ્ડ, ડેનલૅા, એથલની, સૅંટ બ્રાઈસીસ ડે વિષે ટુંકમાં લખો.

(૨) ડેન લોકાના હુમલાઓનું તથા તે લોકાએ સંપૂર્ણ વિજય મેળવ્યો તેનું ટુંક વર્ણન આપો.

(૩) ડેનલૅા ગુમાવ્યા પછી ડેન લોકો ઇંગ્લૅન્ડમાં શી રીતે રહી શકયા?

(૪) વૅસૅકસપરના ડેનીશ હુમલાઓ આલ્ફ્રેડે શી રીતે હઠાવ્યા?

(૫) આલ્ફ્રેડ અને ગુથ્રુમ વચ્ચેની સંધિથી અને સૅંટ બ્રાઈસીસ ડેની ખૂનરેજીથી શું પરિણામ નિપજ્યું?

# પ્રકરણ ૩ જું

## નૉર્મન વિજય

**અગીઆરમી સદી—એડવર્ડ ધી કનફેસર.** એડવર્ડની મા નૉર્મંડીના ઠાકોર રિચર્ડની પુત્રી હતી અને તે ત્રીસ વર્ષ નૉર્મંડીમાં રહયો હતો તેથી તેનું વલણ અંગ્રેજો કરતાં નૉર્મનો તરફ વધારે હતું. તેણે પોતાના નૉર્મન મિત્રોને રાજ્યમાં મોટી પદવીઓ આપી, એકને કૅન્ટરબરીનો વડો ધર્માધ્યક્ષ બનાવ્યો અને બીજાને લંડનના ધર્માધ્યક્ષની જગા આપી. અંગ્રેજ સરદારો તેના આ કૃત્યથી ઘણા ગુસ્સે થયા. વૅસૅકસનો અમીર ગૉડવિન તેઓનો મુખી હતો. પણ અમીરો પરસ્પર લડી મરતા હોવાથી એડવર્ડને ગૉડવિન અને તેના છોકરાને દેશનીકાલ કરવાની તક મળી. નૉર્મંડીનો ઠાકોર વિલિઅમ તેનો સગો હતો તેને ઇંગ્લૅન્ડ આવવા તેણે આમંત્રણ મોકલ્યું અને પોતાના મરણ પછી તેને ગાદી આપવાનું વચન આપ્યું. તેના આ કૃત્યથી બધા અમીરો એની સામે થયા અને પોતાના નૉર્મન મિત્રોને હાંકી કાઢવાની તથા ગૉડવિનને ફરી પાછો બોલાવવાની એને ફરજ પડી. એડવર્ડ ભગત પોતાના નામ પ્રમાણે ઇશ્વરપરાયણ હોવાથી ધર્મની બાબતોપર વધારે ધ્યાન આપતો તેથી ઇંગ્લૅન્ડના ખરા રાજકર્તાઓ તો ગૉડવિન અને એનું કુટુંબ હતા. ઇ. સ. ૧૦૫૩ માં ગૉડવિનના મરણ પછી તેનો પુત્ર **હેરાલ્ડ** તેની જગાએ આવ્યો અને એડવર્ડ વતી રાજ્ય ચલાવવા લાગ્યો. તે રાજ્યલોભી તરૂણે ઇંગ્લૅન્ડના ઘણાખરા ભાગના વિભાગ પાડી પોતાનાજ કુટુંબમાં વહેંચી દીધા. તેણે વૅસૅકસ પોતા માટે રાખ્યું. પોતાના એક ભાઇ ગુર્થને પૂર્વ ઍંગ્લિઆના પરગણાનો અમીર બનાવ્યો અને બીજા ભાઈ ટૉસ્ટીગને નાર્થંબ્રિઆનો અમીર બનાવ્યો. પરંતુ તેના અવ્યવસ્થિત રાજ્ય અમલથી કંટાળી ત્યાંના લોકોએ બળવો કરી ટૉસ્ટીગને હાંકી કાઢયો અને તેની જગ્યાએ મર્સિઆના રાજા એડવિનના ભાઈ મૉરકરને અમીર બનાવવામાં આવ્યો.

**ઇંગ્લૅન્ડની પડતીનું મૂળ કારણ મોટા મોટા અમીરો વચ્ચે ચાલતો કુસંપ હતું.**

**હેરૉલ્ડ**—એડવર્ડ ભગત ઈ. સ. ૧૦૬૬ માં મરણ પામ્યો અને તેને કાંઇ સંતાન ન હોવાથી મહાજને (Witan) હેરૉલ્ડને ગાદીવારસ ઠેરવ્યો. તેના રાજ્યાભિષેકના સમાચાર સાંભળી એડવર્ડે આપેલું વચન ધ્યાનમાં રાખી રહેલા નૉર્મંડીના ઠાકોર વિલિઅમે ગાદીનો દાવો કર્યો અને બધી તરફથી લશ્કરો ભેગાં કીધાં. જાગીર અને લૂટ મેળવવાની ઇચ્છા ધરાવતા ઘણા યોધ્ધાઓ તે જાણીતા સરદારની આગેવાની હેઠળ લડવાને તૈયાર થયા. હેરૉલ્ડ પોતાની ભયભરેલી સ્થિતિ વિષે અજ્ઞાન ન હતો. દક્ષિણ કિનારાનો બચાવ કરવા માટે તેણે લશ્કર એકઠું કર્યું. પણ તેનો ભાઇ ટૉસ્ટીગ નૉર્વેના રાજાની મદદથી નૉર્થંબ્રિઆનું રાજ્ય પાછું મેળવવાના વિચારથી યૉર્કશાયરમાં દાખલ થયો હતો. તેની સામે થવા માટે હેરૉલ્ડને ઉત્તર તરફ જવું પડયું. **સ્ટૅમ્ફર્ડ બ્રીજ** આગળ યુદ્ધ થયું તેમાં ટૉસ્ટીગ અને નોર્વેનો રાજા બંને માર્યા ગયા. પરંતુ આ યુદ્ધ ચાલતું હતું તે દર્મિયાન ઇંગ્લૅન્ડના દક્ષિણ કિનારાપર નૉર્મન લશ્કર જઇ પહોંચ્યું હતું. તેની સામે હેરૉલ્ડને પોતાનું નસીબ અજમાવવાનું હતું. હેરૉલ્ડ બને તેટલી ઝડપથી દક્ષિણમાં ગયો. તા. ૧૪ મી અકટોબર ૧૦૬૬ ને દિવસે **હેસ્ટિંગ્સ આગળ યુદ્ધ થયું** તેમાં ઇંગ્લિશ રાજા કતલ થયો અને તેનું લશ્કર હારી ગયું.

**વિલિઅમે ઇંગ્લૅન્ડ શી રીતે જીત્યું**—હેસ્ટિંગ્સની લડાઇમાં મળેલી ફત્તેહથી વિલિઅમ દક્ષિણ અને પૂર્વના પ્રદેશનો માલીક થઇ પડયો. પણ ઉત્તર અને પશ્ચિમના પ્રદેશો હજુસુધી તાબે થયા નહોતા. વિલિઅમને હવે લંડન લેવું હતું. તે ડોવર ગયો અને ત્યાંથી લંડન પહોંચ્યો પણ તે શહેરપર હુમલો કરવાને બદલે થેમ્સ નદીની દક્ષિણે આવેલા વૉલિંગફર્ડ નામના શહેરમાં તે દાખલ થયો અને ત્યાંથી બર્કહેમ્સ્ટેડ ગયો. પોતાના માર્ગમાં આવતો વિશાળ પ્રદેશ

તેણે ઉજ્જડ કર્યો, આખા દેશ સાથના લંડનના વ્યવહારમાં ખલલ કરી અને મહાજન (Witan)ને તેની સાથે સમજુતી કરવાની ફરજ પાડી. મહાજને તેને ગાદી આપી. પછી તે એક વિજયી તરીકેજ નહિ પણ મહાજન તરફથી ચૂંટાયલા એક કાયદેસર રાજા તરીકે પોતાને મનાવવા લાગ્યો. પશ્ચિમ, ઉત્તર અને વાવ્યકોણમાં ત્રણ સખ્ત ઘા કર્યા પછી તેનો સંપૂર્ણ વિજય થયો. પહેલાં તો એકઝીટર તાબે કરવામાં આવ્યું અને આખા દક્ષિણ અને નૈરૃત્ય કોણના પ્રદેશોને નરમ કરવામાં આવ્યા. ઉત્તરમાં તો નૉર્મન લશ્કરો કયારનાએ દાખલ થઇ ગયાં હતાં, પણ સ્કૉટ અને ડેન લોકોની મદદથી અંગ્રેજોએ બળવો કર્યો હતો તે દાબી દેવા માટે વિલિઅમને ઉત્તરમાં જવું પડયું. તેણે યૉર્ક પાછું લીધું અને યૉર્ક અને ટાઇન નદી વચ્ચેનો પ્રદેશ ઉજ્જડ કર્યો તેથી તે તરફના હુમલાઓનો ભય ઓછો થયો. વિલિઅમને જે કાંઇ હથીઆરો મળી આવ્યાં તેનો તેણે નાશ કર્યો તથા જેટલાં ઘરબારો તેનાથી બળાયાં તેટલાં બાળી મૂકયાં, હજારો લોકોને કતલ કર્યા, ઘણાને હાંકી કાઢયા અને ભૂખે માર્યા.



ચિત્ર ૫—વિલિઅમ ૧ લો
૧૦૬૬–૧૦૮૭

યૉર્કથી તે પશ્ચિમના મેદાનોમાં ફરી વળ્યો. ચેસ્ટર લીધું અને ત્યાં કિલ્લેબંધી કરી. ત્યાંથી તે સાલ્સબરી ગયો અને ત્યાં પોતાના લશ્કરને ફારેગ કર્યું. ફક્ત ફેન્સ આગળનો કિલ્લો લેવાનો બાકી હતો. ત્યાં જવાનો ગુપ્ત રસ્તો "ઇલાઇ"ના સાધુઓએ એને દેખાડયો અને તેમાં રહેલા માણસોને પણ તાબે કરવામાં આવ્યા. પોતાની કિલ્લેબંધી કરવાની પદ્ધતિથી વિલિઅમને પૂરી ફત્તેહ મળી. દરેક બંદરનું રક્ષણ કિલ્લાથી કરવામાં આવ્યું. દરેક જરૂરના માર્ગમાં, ઘોરી રસ્તામાં તથા મોટા શહેરોમાં જવાના રસ્તામાં રાજાના મિત્રોના




ચિત્ર ૬–નૉર્મન લોકોની ચઢાઈના વખતના ઇંગ્લિશ રાજ્યો

કિલ્લાઓ હતા. પહેલાં તો ઘણે ભાગે આ કિલ્લાઓ ઉતાવળમાં લાકડાના બાંધેલા હતા પણ પછીથી તેમાંના કેટલાકને પથ્થરના મજબુત મકાનોમાં ફેરવી નાંખવામાં આવ્યા.

**"ફ્યુડલ ધારો" (સરંજામી જમીનદારી પદ્ધતિ)**—જમીનની વહેંચણી કરવાની પદ્ધતિને લીધે રાજસત્તાની પ્રબળતા વધારે સારી રીતે જાળવી શકાતી. દેશની **સઘળી જમીન રાજાની માલીકીની ગણાતી.** રાજા પોતાના સરદારોને જાગીર આપતો અને તેઓ પોતાની જાગીરનો કેટલોક **અંશ** પોતાના અનુયાયીઓ



ચિત્ર ૭–નૉર્મન યોધ્ધો



ચિત્ર ૮–સૅકસન યોધ્ધો

વચ્ચે વહેંચી આપતા. મુખ્ય જમીનદારો અને તેની નીચેના જમીનદારોને જે શરતે જમીન આપવામાં આવતી તે એ હતી કે તેઓએ લડાઇને વખતે રાજાની લશ્કરી નોકરી બજાવવી. આ પ્રમાણે જાગીર આપવાની પદ્ધતિને **'ફ્યુડલ પદ્ધતિ'** (Feudal

Tenure) કહેવામાં આવે છે. ઇ. સ. ૧૦૮૬ માં વિલિઅમે સઘળા જાગીરદારોની એક સભા સાલ્સબરીમાં બોલાવી અને તેઓ પાસે પોતાને વફાદાર રહેવાની પ્રતિજ્ઞા લેવાડી. જો તેમાંનું કોઈપણ વિલિઅમની સામે થાય તો તે રાજદ્રોહી કહેવાતો અને તેની જીંદગી તથા જમીન બરબાદ કરવામાં આવતાં. નૉર્થમ્બ્રિઆ, માર્સિઆ, અને વૅસૅકસના મોટાં રાજ્યોને રદ કરવામાં આવ્યાં અને ત્યાં રાજાએ પોતાના અમલદારો હસ્તક રાજ્ય વહીવટ કરવા માંડ્યો. દરેક જમીનદારે રાજાને અમુક કર આપવો પડતો અને તેમાંથી કોઈ પણ છટકી નહિ શકે તે માટે એક શાહી મંડળની તપાસ હેઠળ દરેક જમીનના ટુકડાની માપણી કરવામાં આવતી અને તેની કિંમત આંકવામાં આવતી. આ સઘળી આંકણીઓ એ મોટાં પુસ્તકોમાં નોંધવામાં આવતી. તે દફતરોને **"ચિત્રગુપ્તનો ચોપડો"**—Domesday Book—કહેવામાં **આવે** છે. તે પુસ્તકે ઘણા સૈકા સુધી કરવેરાના દફતરની અને લશ્કરના હાજરી પત્રકની ગરજ સારી.



ચિત્ર ૯—નૉર્મન લોકોનું વહાણ
—બેયૉની પિછવાઇ પરથી

**નૉર્મન વિજયની અસર—** નૉર્મન વિજયને પરિણામે ઘણા અંગ્રેજો ગુલામની દશામાં આવી પડ્યા. નાના, મોટા, ગરીબ તથા તવંગર, સર્વને એક તાબેદાર પ્રજા થવું પડ્યું. સો વર્ષ સુધી તો અંગ્રેજોમાંથી કવચિતજ કોઈને દેવળમાં કે રાજમાં ઉંચી પદવી આપવામાં આવતી. પણ નૉર્મન રાજમાં અંગ્રેજો એકત્ર થવા પામ્યા કારણ કે નૉર્મન લોકો તેઓ સર્વ પ્રત્યે એક સરખી રીતેજ વર્તતા અને તેઓના સામાન્ય દુખોને લીધે તેઓ વચ્ચે ભ્રાતૃભાવની લાગણી જાગૃત થઈ. ઇંગ્લૅન્ડ યુરોપના સમાગમમાં વધારે આવ્યું. વેપારીઓ, કારીગરો, શિલ્પશાસ્ત્રીઓ, સંત પુરૂષો અને બીજાઓ ઇંગ્લૅન્ડ આવ્યા. તેઓની સંસ્કૃતિની અસર કિલ્લાઓ, દેવળો અને

મઠોના ખંડિઅરોમાં જોવામાં આવે છે. સામાન્ય લોકો અંગ્રેજી ભાષા બોલતા, રાજવર્ગમાં નૉર્મન–ફ્રેન્ચ ભાષા બોલાતી, અને દેવળોમાં લૅટિન ભાષા વાપરવામાં આવતી. વિલિઅમે બે એવાં કાર્યો કર્યાં કે જેથી તેને ઘણાં વર્ષ સહેવું પડ્યું.

(૧) તેના પરદેશી અનુયાયીઓને જાગીર વહેંચી આપવાથી તેઓ બળવાન ઉમરાવો બની બેઠા અને પોતાની લડાયક વૃત્તિથી હેરાનગતી પહોંચાડવા લાગ્યા.

(૨) ધર્મસ્થાનોના અધિકારીઓ માટે જુદી અદાલતો સ્થાપવાથી તેણે તકરારના બીજ વાવ્યાં. તે તકરાર ઘણાં વર્ષો સુધી ચાલી.

## નૉર્મન વંશાવળિ

**વિલિઅમ ૧ લો**
( ૧૦૬૬–૧૦૮૭ )




**હેન્રી ૨ જો** ( ૧૧૫૪ )
( પ્લાન્ટાજીનેટ વંશનો પહેલો રાજા )

પહેલા હેન્રીની પુત્રી મટિલ્ડા, સ્ટિફન સામે ગાદી માટે લડી તેનું કારણ ઉપરના નકશાથી સમજાશે.

**વિલિઅમ ૨ જો** (૧૦૮૭–૧૧૦૦)—નૉર્મન ઉમરાવો અને પોતાના ભાઈ રૉબર્ટ ( નૉર્મંડીના ઠાકોર ) સાથેની લડાઈમાં ઇંગ્લિશ લશ્કરની મદદ મેળવી વિલિઅમ રૂફસે પોતાના રાજ્યની શરૂઆત

કરી. વિલિઅમે ન્યાયપૂર્વક રાજ્ય કરવાનું વચન આપી તેઓની મદદ મેળવી હતી પણ તે વચન તેણે પાળ્યું નહિ, તે છતાં ત્રાસ પામેલા અંગ્રેજો સારા દિવસો જોવાની આશા રાખતા. વિલિઅમ એક બલવાન રાજા હતો પણ લોકોપર ભારે કરો નાંખી જુલમ ગુજારતો તથા ધર્મગુરૂઓને સતાવતો. તેણે કૅન્ટરબરીના ધર્માધ્યક્ષ એનસમને દેશનિકાલ કર્યો અને પોતાના વચનોનો વારંવાર ભંગ કર્યો.

**બારમી સદી—હેન્રી ૧ લો** (૧૧૦૦–૧૧૩૫) ઘણોજ ન્યાયી અને આબરૂદાર વર્તનવાળો હતો. રૉબર્ટ અને તેના મદદગાર ઉમરાવો સામે એને પણ અંગ્રેજોની મદદ લેવી પડી. મટિલ્ડા સાથેના એના લગ્નથી અંગ્રેજો એના પર ઘણા રાજી હતા, અને તેથી અંગ્રેજો અને નૉર્મનો વચ્ચે સંપની લાગણી પ્રગટવા લાગી. અંગ્રેજોએ ઉમરાવો સામે હેન્રીને ખુશીથી મદદ કરી. હેન્રીએ નૉર્મંડીપર ચઢાઈ કરી અને **ટેન્ચીબ્રાઈ** આગળ થયેલાં યુદ્ધમાં તે જીત્યો (ઇ. સ. ૧૧૦૬). તેણે ન્યાયની અદાલતો સુવ્યવસ્થિત કીધી, કરવેરાની પદ્ધતિ સુધારી અને પોતે સારો ધર્મવૃત્તિવાળો હોવાથી તેણે એનસમને પાછો બોલાવ્યો.

**સ્ટિફન** (૧૧૩૫–૧૧૫૪)—હેન્રીના મરણ પછી ગાદીના હકદાર વારસ સંબંધી તકરાર ઉભી થઈ અને તેને લીધે બાર વર્ષ સુધી આંતર મુલકી વિગ્રહ થયો. હેન્રીની પુત્રી મટિલ્ડાનો ગાદીપર હક હતો, પરંતુ એક સ્ત્રી રાજ્ય ચલાવે તે વાત લોકોને અને અમીરોને ગમતી નહતી. કેટલાક અમીરોએ હેન્રીના ભાણેજ સ્ટિફનનો અને કેટલાકે મટિલ્ડાનો પક્ષ લીધો. તેવા વખતમાં અમીરોએ રાજાની પરવાનગી વગર ઠેક ઠેકાણે કિલ્લાઓ બાંધવાની તક સાધી અને તેના આશ્રય હેઠળ રહી લોકો ઉપર એટલો તો જુલમ ગુજાર્યો કે તેઓ કહેતા કે "ઇસુ અને સંતો સુઈ રહ્યા છે."

**હેન્રી ૨ જો** (૧૧૫૪–૧૧૮૯)—સ્ટિફનના મૃત્યુ પછી મટિલ્ડાના પુત્ર હેન્રીના ગાદીએ આવવાથી નૉર્મન વંશનો અંત

આવ્યો. હેન્રીનો બાપ આંજુનો ઠાકોર હોવાથી ઇતિહાસમાં ઘણીવાર આ વંશના રાજાઓને "આંજવીન રાજાઓ" કહેવામાં આવે છે. ફ્રાન્સમાં હેન્રીની માલમીલકત ઘણી હતી, તેથી જે મહાન યુધ્ધો થવા પામ્યાં તે વિષે પાંચમા પ્રકરણમાં વાંચવામાં આવશે. હેન્રીનું પહેલવહેલું કામ અમીરોને દાબી દેવાનું હતું. આગલા અંધાધુંધીના વખતમાં અનેક અમીરોએ રાજાની રજા વગર જે કિલ્લાઓ બાંધ્યા હતા તે સઘળા તેણે તોડી પડાવ્યા અને પરદેશી સૈનિકોને દેશમાંથી કાઢી મુકયા. પહેલા વિલિઅમે ધર્મની જુદી અદાલતો સ્થાપવા દીધી હતી તે સામેના થૉમસ બૅકેટના વિરોધ માટે એનું રાજ્ય જાણીતું છે. આ ધર્મની બાબતો બીજા પ્રકરણમાં વર્ણવવામાં આવશે. હેન્રીના રાજ્યના આખરના ભાગમાં સેરાસન લોકો પાસેથી જેરૂસેલમ પાછું લેવા માટે એક મોટું ધર્મયુદ્ધ ( Crusade ) શરૂ થયું તે યુદ્ધમાં તે ભાગ લઈ શકે તે અગાઉ તે મરણ પામ્યો. પણ એની પછીના રાજા રિચર્ડ ૧ લાનું (સિંહ હૃદયનું) નામ તે યુધ્ધના સંબંધમાં જાણીતું છે.



ચિત્ર ૧૦—હેન્રી ૨ જો
૧૧૫૪–૧૧૮૯

**તેરમી સદી**—જુલ્મી ઉમરાવો સાથેની લડાઈઓ, ધર્મયુદ્ધનો ઉત્સાહ અને સારો અને ન્યાયી રાજ્ય અમલ એ અંગ્રેજોની ઉન્નતી કરવામાં સહાયકારક થઈ પડ્યાં. એ પરિણામ ધીમે ધીમે કેટલીક આપદાઓ પછી નિપજ્યું, પણ અંગ્રેજો અને નૉર્મનોની એક એકસંપી પ્રજા આસ્તે આસ્તે થવા લાગી. હેન્રીના કાયદાના ભંગથી અને સખત કરોથી ત્રાસ પામી અમીરો, ધર્માચાર્યો અને સામાન્ય લોકોએ એકત્ર થઈ પ્રજાના હકનો એક મુત્સદ્દો (મૅગના ચાર્ટા) તૈયાર કર્યો અને તેપર જૉનને સહી કરવાની ફરજ પાડી (૧૨૧૫), તે હકીકત

હવે પછી વાંચવામાં આવશે. વિલિઅમે ઇંગ્લૅન્ડ જીત્યું તેને ૧૦૦ ઉપર વર્ષો થયાં હતાં, છતાં અમીરોની લડાઈઓ તો ચાલુજ હતી અને ધર્મની બાબતોનો નિકાલ સલાહસંપથી આવ્યો નહતો. પણ **લોકોની એક એકત્ર પ્રજા બનતી હતી.**

## નોંધ

| | |
|---|---|
| ૧૦૬૬ | હેસ્ટિંગ્સની લડાઈમાં નૉર્મનોએ સૅક્સનોને હરાવ્યા. |
| ૧૧૩૫–૪૭ | સ્ટિફન અને મટિલ્ડાના અનુયાયીઓ વચ્ચે સખત વિગ્રહ. |
| ૧૧૮૭ | રિચર્ડ ધર્મયુદ્ધમાં જોડાય છે. |
| ૧૨૧૫ | પ્રજાના હકનો ખરડો (મૅગના ચાર્ટા). |

**નવું વન**—વિલિઅમ ૧ લાએ હરણના શિકાર માટે હેમ્પશાયરમાં ૯૦,૦૦૦ એકર જમીન ઈલાયદી રાખી "નવું વન" બનાવ્યું હતું. આ વનમાં શિકાર કરતાં વિલિઅમ ૨ જાનું અકસ્માતથી મૃત્યુ નિપજ્યું.

**"કરફ્યુ બેલ"**—અગ્નિ બુઝાવવાનો ઘંટ—વિલિઅમ ૧ લાએ દરેક ગામડામાં રાત્રે આઠ વાગે એક ઘંટ વગાડવાનો હુકમ કર્યો હતો. તે ઘંટ વાગે કે તરતજ સર્વ લોકોને દીવોદેવતા બુઝાવી નાંખવો પડતો. તે સમયે ઈંગ્લૅન્ડમાં લાકડાનાં ઘર ઘણાં હતાં અને ઓરડાના વચલા ભાગમાં અગ્નિ રાખવાનો રિવાજ હતો તેથી આગ લાગવાનો સંભવ રહેતો. માટે સાવચેતી સારૂ આ ધારો પસાર કરવામાં આવ્યો હતો.

**બેયૉની પિછવાઇ**—૨૩૦ ફુટ લાંબી અને ૨૦ ઇન્ચ પહોળી કપડાની પટી, તે પર ઇંગ્લૅન્ડની લડાઇઓ વિષેના ૭૨ દેખાવોનું ભરતકામ કરવામાં આવ્યું હતું. વિલિઅમની પત્ની મટિલ્ડાને તે કરવાનું માન આપવામાં આવે છે. તે પિછવાઈ ઘણી કિંમતી ગણાય છે કારણ કે તે સમયના સૅક્સન અને નૉર્મન લોકોના રિવાજો, હથીઆરો અને પોષાકનો તે ચોખ્ખો ચિતાર આપે છે. નૉર્મંડીમાં આવેલાં બેયૉના મંદિરમાં ઉત્સવના પ્રસંગે શણગાર માટે તેનો ઉપયોગ કરવામાં

આવતો હતો તે પરથી તેનું નામ 'બેયૉની પિછવાઈ' પડ્યું છે.

**પ્લૅન્ટાજીનેટ.**—લૅટિન શબ્દ "પ્લાન્ટા જેનિસ્ટા"છે તેનો અર્થ ઝાડની ડાળીઓની કલગી થાય છે. હેન્રી ૨ જાના પિતા કાઉન્ટ ઓફ્ આંજુના તાજનો શિરપેચ ઝાડની ડાળીઓનો હતો તે પરથી તેના વંશના રાજાઓ "પ્લેન્ટાજીનેટ" કહેવાય છે.

## સારાંશ

એડવર્ડ ભગતે પોતાના નૉર્મન મિત્રોને ઇંગ્લૅન્ડમાં ઉંચી પદવીઓ આપી તેથી મોટા અમીરો નારાજ થયા અને કેટલાક સમય પછી નૉર્મનોને હાંકી કાઢવામાં આવ્યા. રાજા ધર્મની બાબતોમાં વધારે ગુંથાયલો રહેવાથી ખરો રાજ્યકારભાર તો વૅસૅકસનો રાજા ગોડવિન ચલાવતો. એડવર્ડના મરણ પછી હૅરૉલ્ડને રાજા નિમવામાં આવ્યો પણ વિલિઅમ વિજેતાએ તેને હેસ્ટિંગ્સ આગળ હરાવ્યો. વિલિઅમે સાત વર્ષમાં આખો દેશ જીતી લીધો. દોઢસો વર્ષ સુધી તો અમીરો વિરૂધ્ધ લડાઇઓમાં અને દેવાલયો સાથેના ઝગડામાં રાજાઓ રોકાયલા હતા. પણ **અંગ્રેજ** અને નૉર્મન લોકોની એક સંપીલી પ્રજા બનવા માંડી હતી.

## પ્રશ્નો

(૧) નીચેના ગામો કયાં આવ્યાં છેઃ નૉર્મંડી, બેયો, ફ્લેન્ડર્સ, હેસ્ટિંગ્સ, સ્ટેમ્ફર્ડ બ્રિજ?

(૨) વિલિઅમે ઇંગ્લૅન્ડ શી રીતે જીત્યું તે ટુંકમાં જણાવો.

(૩) ફ્યુડલ પદ્ધતિનો અર્થ સમજાવો.

(૪) ચિત્રગુપ્તના ચોપડા, ટૉસ્ટિગ, નૉર્મન કિલ્લાઓ, ગૉડવિન અને ધર્મયુદ્ધ વિષે તમે શું જાણો છો તે ટુંકમાં કહો.

(૫) હેન્રી ૧લો નૉર્મંડી સાથે કેવો સંબંધ રાખતો તે કહો.

(૬) નૉર્મન વિજયથી ઇંગ્લૅન્ડપર શી અગત્યની અસર થઇ તે જણાવો.

(૭) પોતાના રાજપદના રક્ષણાર્થે વિલિઅમે શાં પગલાં લીધાં ?

(૮) સ્ટિફનના વખતની ઇંગ્લૅન્ડની સ્થિતિનું વર્ણન કરો.

(૯) નૉર્મન વિજયથી ઇંગ્લૅન્ડને શી રીતે લાભ થયો ?

(૧૦) ૨૨ માં પાનાપરની વંશાવળીની ટુંક સમજણ આપો.

(૧૧) ૨૦ માં પાનાપરના બે યોદ્ધાઓનું વર્ણન કરો.

(૧૨) ૧૯ માં પાનાપરના નકશામાં જે "માર્ગરેખા" દોરી છે તેની ટુંક સમજણ આપો.

# પ્રકરણ ૪ થું

## વેલ્સ અને સ્કૉટલૅન્ડ

**તેરમી સદી**—લગભગ ૨૦૦ વર્ષ સુધીનો, એટલે કે ઇ. સ. ૧૦૬૬ થી ૧૨૭૦ સુધીનો, ઇંગ્લૅન્ડનો ઇતિહાસ રાજાઓ, અમીરો અને ધર્માધિકારીઓ વિષેનો છે. આ બસો વર્ષ, એક જીતાયલી પ્રજા તરીકે, અંગ્રેજોને અમીરો તથા પોતાના રાખેલા પરદેશી લશ્કરી સિપાઇઓ તરફથી ઘણું વેઠવું પડ્યું. પરંતુ વેપાર ધંધાની અગત્ય જીવનમાં વધતી જતી હોવાથી લોકોની સ્થિતિ એકંદરે સુખી થતી જતી હતી. હેન્રી ૨ જાએ પોતાના વતનદારો પાસેથી લશ્કરી નોકરીને બદલે પૈસા લેવા માંડ્યા. તેથી જે લોકોનું વલણ લડાઇ તરફ ન હતું તેઓ ખેતીવાડીમાં, ઊન ઉત્પન્ન કરવામાં અને વેપાર ધંધો કરવામાં પોતાનો બધો વખત ગાળી શકતા. શહેરો અને વેપારની ખીલવણીથી **લશ્કરી નોકરી કરતાં પૈસાની અગત્ય વધતી ગઇ.** લશ્કરી સિપાઇઓ તો જ્યારે જોઇએ ત્યારે ભાડે રાખી શકાતા, એટલે એક યોદ્ધા કરતાં વેપારીની જરૂરીઆત વધારે જણાવવા લાગી. વળી, અંગ્રેજ ખેડુતો લાંબા ધનુષના વપરાસમાં પ્રવીણ હોવા માટે જાણીતા હતા. આ કારણથી અમીરોની સત્તા ક્ષીણ થઇ. લગ્નની ગાંઠથી, વેપારથી, જુલ્મી અમીરોની સામે થવું પડતું હોવાથી અને પરદેશ સાથેના વિગ્રહોમાં સાથે મળીને લડવાનું હોવાથી નૉર્મનો અને અંગ્રેજોની એક એકત્ર પ્રજા બનવા પામી. ઇ. સ. ૧૨૬૫ માં એક ઘણીજ જાણવાજોગ બીના બની. ઇંગ્લૅન્ડના ઇતિહાસમાં પહેલીજવાર શહેરીઓ, નૉર્મન અમીરો અને ધર્માધ્યક્ષો સાથે રાજસભામાં એકઠા મળ્યા. હેન્રી ૩ જાની અરાજકતા અને જુલમને લીધે સાઇમન–ડી–મૉન્ટફર્ટની સરદારી હેઠળ બળવો થવાથી તે પરિણામ નિપજ્યું હતું. સાઇમન ઇવશેમની લડાઇમાં મરણ પામ્યો પણ તેણે જે કાર્ય ઉપાડ્યું હતું તે તો ટકી રહ્યું. હેન્રીના મરણ પછી તેના પુત્ર **એડવર્ડ ૧ લાએ એક પ્રજાકીય**

## રાજસભા (પાર્લામેન્ટ) હમેશ માટે સ્થાપી.

**વેલ્સ—એડવર્ડ ૧ લો** (૧૨૭૨–૧૩૦૭)—આ પ્રતાપી રાજાની ઇંગ્લૅન્ડના મહાન રાજાઓમાં ગણના કરવામાં આવે છે. તે ઘણોજ ડાહયો અને ઉમદા ખવાસનો રાજા થઈ ગયો. તેણે ન્યાયની અદાલતોની શી વ્યવસ્થા કીધી અને તે કેવી રીતે ન્યાય આપતો તે તથા તેણે પાર્લામેન્ટની ખીલવણી કીધી તે વિષે હવે પછી કહેવામાં આવશે. વેલ્સ અને સ્કૅાટલૅન્ડને જોડી દઈ એક એકત્ર રાજ્ય બનાવવાની એને ઉમેદ હતી. વેલ્સની બાબતમાં તે ફત્તેહમંદ થયો પણ સ્કૅાટલૅન્ડમાં એને ફત્તેહ મળી નહિ.



ચિત્ર ૧૧–એડવર્ડ ૧ લો
૧૨૭૨–૧૩૦૭

વિલિઅમ ૧ લાએ પોતાના લડાયક અમીરોને તેઓએ જીતેલો પ્રદેશ રહેવા દેવાની રજા આપી હતી અને સરહદ ઉપર તેઓનું રહેઠાણ રાખીને તેઓની મદદથી વેલ્સના લોકો ઉપર પોતાનો કાબુ જાળવી રાખ્યો હતો, તે સરહદપરના અમીરોને "માર્ચર લૅાર્ડ" કહેવામાં આવતા. પછીના રાજાઓના વખતમાં અમીરો વેલ્સના લોકોને એક સરખી રીતે તાબે કરતા ગયા. છેવટે ફકત સ્નોડનનો પ્રદેશ સ્વતંત્ર રહયો. અમીરો જ્યાં જ્યાં જીતતા ત્યાં કિલ્લાઓ બાંધતા અને આ પ્રમાણે એટલા બધા કિલ્લાઓ બાંધવામાં આવ્યા કે વેલ્સનો દક્ષિણ ભાગ ઘણીવાર "કિલ્લાઓના પ્રદેશ" તરીકે ઓળખાય છે. એડવર્ડ ગાદીએ આવ્યો ત્યારે વેલ્સના રાજકુમાર **લૂવેલીને** તેને અધિપતિ તરીકે અભિવંદન કરવાની ના પાડી. તેથી ઈ. સ. ૧૨૭૭ માં એડવર્ડ લશ્કર લઇ ઉત્તર વેલ્સમાં દાખલ થયો, સ્નોડોનીઆ તરફના સઘળા રસ્તાઓ બંધ કર્યાં, નૌકાસૈન્યની મદદથી કિનારાનું રક્ષણ કર્યું અને વેલ્સના લોકોને તાબે થવાની ફરજ પાડી. પાંચ વર્ષ રહી લૂવેલીને

બળવો કર્યો પણ આ વખત તે માર્યો ગયો. વેલ્સને અંગ્રેજ રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યું. એડવર્ડના પુત્રને "પ્રિન્સ ઓફ વેલ્સ" નો ખેતાબ આપવામાં આવ્યો. ત્યારથી (૧૨૮૨) હજુસુધી રાજાનો જ્યેષ્ઠ પુત્ર "પ્રિન્સ ઓફ વેલ્સ" કહેવાય છે.

**સ્કૉટલૅન્ડ**—સ્કૉટલૅન્ડ જીતવાનું કામ એડવર્ડ માટે મુશ્કેલ હતું, કારણ કે તે દેશ ઘણો વિશાળ અને જોરાવર હતો અને ઘણે છેટે આવેલો હતો. સ્કૉટલૅન્ડના રાજા "વિલિઅમ ધી લાયન"ને હેન્રી ૨ જાએ તાબે કર્યો હતો અને હેન્રીનું આધિપત્ય તેને સ્વીકારવું પડ્યું હતું. રિચર્ડ ૧ લાએ પૈસાની જરૂરને લીધે આ હક વેચી દીધો હતો તેથી એડવર્ડ ૧ લાના વખતમાં ગુંચવાડાભરી સ્થિતિ ઉત્પન્ન થઈ. સ્કૉટલૅન્ડને ઇંગ્લૅન્ડ સાથે જોડી દેવાની પોતાની ઇચ્છા પાર પાડવા માટે એડવર્ડે, પોતાના છોકરા એડવર્ડ, પ્રિન્સ ઓફ વેલ્સનાં લગ્ન સ્કૉટલૅન્ડના રાજાની પુત્રી માર્ગરેટ જે ગાદીવારસ હતી તેની સાથે કરવાનો ઠરાવ કર્યો. સર્વને તે ગમતું હતું અને બંને રાજ્યો હમેશ માટે જોડાઈ જવાનો સંભવ હતો. પણ લગ્ન થતાં પહેલાંજ માર્ગરેટ મરણ પામી અને ધારેલું કાર્ય સફળ થયું નહિ. પરંતુ એડવર્ડે સ્કૉટલૅન્ડ ઉપર પોતાનો કાબુ મેળવવાની આશા છોડી દીધી નહોતી. સ્કૉટલૅન્ડની ગાદી માટે તેર દાવાદારો ઉભા થયા હતા તેઓના દાવાનો નીકાલ લવાદથી એડવર્ડ પાસે કરાવવાની સ્કૉટ લોકોની માંગણી એણે ખુશાથી સ્વીકારી.

બધા પ્રતિસ્પર્ધિ ઉમેદવારોએ એનું સર્વોપરિપણું સ્વીકાર્યું. એડવર્ડે **જહૉન બેલિયલ**ની તરફેણમાં ચુકાદો આપ્યો ને જહૉન સ્કૉટલૅન્ડની ગાદીએ બેઠો. રાજ તો મળ્યું પણ એની સ્થિતિ કફોડી હતી. જો તે એડવર્ડને તાબેદાર રહેવાનું કબુલે તો એના પોતાના લોકો એને ફિટકારી કાઢે, અને જો તે એડવર્ડનું આધિપત્ય ન સ્વીકારે તો એડવર્ડ એને પદભ્રષ્ટ કરે. લંડનની અદાલતમાં એની સામેના એક મુકદ્દમામાં હાજર થવાની એણે ના પાડી. એના બધા લોકોએ એને ટેકો આપ્યો અને સઘળા અંગ્રેજોને હાંકી કાઢી તેમની

માલમીલકત જપ્ત કરી. એડવર્ડ એકદમ એની સામે જઈ પહોંચ્યો, ડનબારના યુદ્ધમાં એને હરાવ્યો અને એને દેશનીકાલ કરી પોતે સ્કૉટલૅન્ડ પચાવી પાડ્યું. એક સ્વતંત્ર રાજ્ય તરીકે સ્કૉટલૅન્ડનો અંત આવ્યો પણ ત્યાંના લોકોના દેશાભિમાનનો જુસ્સો નાશ પામ્યો નહિ.

**સર વિલિઅમ વૉલેસ** નામના એક વીર નરે સ્કૉટલૅન્ડને સ્વતંત્ર કરવાનો ઝુંડો ઉઠાવ્યો. અંગ્રેજોને સ્ટાર્લિંગના કિલ્લા આગળ હરાવ્યા (૧૨૯૭) અને નૉર્થંબરલૅન્ડપર ચઢાઈ કરી. એડવર્ડ ઉતાવળથી સ્કૉટલૅન્ડ જઈ પહોંચ્યો. તે ફૉલ્કર્ક આગળ વૉલેસની સામે ગયો અને તેને હરાવી તેના લશ્કરનો નાશ કર્યો. સાત વર્ષ સુધી વૉલેસ તે અસમાન યુધ્ધમાં મચ્યો રહ્યો. અંતે કોઈએ તેને દગો દીધો અને એડવર્ડને સ્વાધીન કર્યો. રાજદ્રોહી ગુનેહગાર તરીકે એડવર્ડે તેને ફાંસીની સજા ફરમાવી. પણ તેથી કાંઈ સ્કૉટલૅન્ડ દબાઈ ગયું નહિ. એક વર્ષની અંદર તો એક બીજો સરદાર ઉભો થયો. આ **રૉબર્ટ બ્રુસ** હતો. તેને રાજા નિમવામાં આવ્યો હતો. તેણે રફતે રફતે લોકોનો ટેકો સંપાદન કર્યો. એડવર્ડ ૧ લો હવે વૃદ્ધાવસ્થાએ પહોંચ્યો હતો અને એનું શરીર નબળું પડી ગયું હતું, તેથી તે બ્રુસની સામે જતો હતો તેટલામાંજ મરણ પામ્યો અને એને ઠેકાણે એનો નમાલો પુત્ર એડવર્ડ ૨ જો ગાદીએ આવ્યો. બ્રુસની સામે થનાર કોઈ નહિ હોવાથી તે ઝડપથી આગળ વધ્યો અને એક પછી એક શહેર અને કિલ્લાઓ સર કરવા માંડ્યા. ઈ. સ. ૧૩૧૪ માં તો સ્ટાર્લિંગના કિલ્લા સિવાય ઘણુંખરૂં સ્કૉટલૅન્ડ તેના તાબામાં આવી ગયું. સ્ટાર્લિંગનો બચાવ કરવા માટે એડવર્ડ ૨ જો એક મોટું લશ્કર લઈ ઉત્તરમાં ગયો પણ બૅનૉકબર્નની લડાઈમાં (૧૩૧૪) તે હારી ગયો. અંગ્રેજોની ધુંસરી ફેંકી દઈ સ્કૉટલૅન્ડ સ્વતંત્ર થયું.

રૉબર્ટ બ્રુસના મરણ પછી સ્કૉટલૅન્ડની ગાદી માટે બે હકદારો દાવો કરવા લાગ્યા. એક તો જ્હૉન બેલિયલનો પુત્ર એડવર્ડ બેલિયલ અને બીજો બ્રુસનો પુત્ર ડેવીડ બ્રુસ. આ વખતે એડવર્ડ ૩ જો ઈંગ્લૅન્ડનો રાજા હતો. તેણે બેલિયલનો પક્ષ લીધો અને

"હેલિડન હિલ"ની લડાઇમાં બ્રુસને હરાવ્યો. સ્કૉટીશ લોકો આ પ્રમાણે જબરદસ્તીથી બેસાડેલા રાજાને કબુલ કરે તેવા નહતા અને તેઓએ તરતજ બેલિયલને હાંકી કાઢયો. એડવર્ડે ફરી પાછી સ્કૉટલૅન્ડપર એક




ચિત્ર ૧૨—સ્કૉટ્ લોકોની મુખ્ય લડાઇઓ દેખાડનારો નકશો

છેલ્લી ચઢાઈ કીધી પણ સ્કૉટલૅન્ડના લોકોએ ફ્રાન્સની મદદ માગી. "સો વર્ષના વિગ્રહ"નું આ પણ એક કારણ હતું. ઇ. સ. ૧૬૦૩ માં જેમ્સ ૧ લો ઇંગ્લૅન્ડની ગાદીએ આવ્યો ત્યારેજ ઇંગ્લૅન્ડ અને સ્કૉટલૅન્ડ એકજ રાજાની હકુમત હેઠળ જોડાવા પામ્યાં.

પ્લૅનટાજીનેટ કુટુંબની વંશાવળી ઉપયોગી થઇ પડશે:—

## પ્લૅન્ટાજીનેટ વંશાવળી

**હેન્રી ૨ જો**

(૧૧૫૪–૧૧૮૯)




**એડવર્ડ ૧ લો** (૧૨૭૨–૧૩૦૭)

**એડવર્ડ ૨ જો** (૧૩૦૭–૧૩૨૭)

**એડવર્ડ ૩ જો** (૧૩૨૭–૧૩૭૭)

એડવર્ડ, બ્લૅક્ પ્રિન્સ (મરણ પામ્યો ૧૩૭૬)

**રિચર્ડ ૨ જો** (૧૩૭૭–૧૩૯૯)

આપરથી જણાશે કે જ્યૉફ્રેના પુત્ર, યુવરાજ આર્થરનો, ગાદી માટે જ્હૉન કરતાં વધારે હક હતો પણ તે છતાં જ્હૉનને રાજપદ આપવામાં આવ્યું અને ૧૨૦૩ માં આર્થરનું ખૂન કરવામાં આવ્યું. બ્લૅક્ પ્રિન્સ પોતાના બાપની હયાતીમાંજ મરણ પામ્યો અને તેથી રાજા થયો નહિ.

**મધ્ય યુગની યુદ્ધ પદ્ધતિ**—રાજાઓ અને અમીરોમાં કિલ્લાઓ બાંધવાનો રિવાજ ચાલી રહ્યો હતો તે આપણે જોઈ ગયા છીએ. તે કિલ્લાઓની રચનામાં વખતો વખત ફેરફાર કરવામાં

આવતા. પહેલાં તો તે કિલ્લાઓને એક ઉંચાણુ જમીન ઉપર ગોળ અથવા ચોરસ આકારના મિનારા માફક બાંધવામાં આવતા અને તેને ફરતી જાડી દિવાલ અને ઉંડી ખાઇ રાખવામાં આવતાં. ખાઈની ઉપર એક ઉપાડી શકાય તેવો પૂલ રાખવામાં આવતો. દાખલ થવાનો દરવાજો લોઢાના સળીઆનો બનાવવામાં આવતો. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ કિલ્લાઓ અને જમીનો વધારે વિસ્તારવાળાં થવા લાગ્યાં, દિવાલોને વધારે ઉંચી અને જાડી બનાવવામાં આવી, કિલ્લામાં દાખલ થવાના માર્ગના ખુણાઓમાં પહેરેગીરના મજબુત બુરજો બાંધવામાં આવ્યા. ચિત્ર ૧૪ માના કિલ્લામાં નીચેની વિગત જોવામાં આવશેઃ—(૧) રહેવાનો ગઢ, (૨) પ્રાર્થના મંદિર, (૩) તબેલો, (૪) અંદરનું ચોગાન, (૫) બહારનું ચોગાન, (૬) તોપ ફોડવાનું બાકું, (૭) ઉંચી જગા, (૮) લશ્કરી સીપાઈઓને રહેવાની ઓરડીઓ. કિલ્લાને ઘેરો ઘાલતી વખતે ચિત્ર ૧૩ મા બતાવેલા યંત્રનો ઉપયોગ કરવામાં આવતો. આ યંત્રવડે દિવાલો ઉપરથી કિલ્લાની અંદર ભારે પત્થરો, જલદી સળગી ઉઠે તેવા પદાર્થોના પીપો, ઉપદ્રવ ઉત્પન્ન કરવા માટે મુવેલા ઘોડાઓ, વિગેરે નાંખી શકાતાં. મોટા ઝુલતા દાંડાઓથી દિવાલો તોડી પાડવાના પ્રયત્નો કરવામાં આવતા, દિવાલ ઉપર ચઢવા માટે અને કિલ્લામાં આશ્રય લેતા લોકોપર ગોળીબાર કરવા માટે ઉંચી સીડીઓ તૈયાર કરવામાં આવતી. નિચેથી તિરંદાજો ઢાલથી પોતાનો બચાવ કરી તીરો છોડ્યા જતા. કિલ્લામાંના લોકો દિવાલના બાકોરામાંથી ગોળીબાર કરતા, ભારે પત્થરો અને ઉકળતાં તેલ બહાર નાખતા અને લડાઈના યંત્રો સળગાવી મુકવાની તજવીજ કરતા. એક કિલ્લાનો



ચિત્ર ૧૩—પત્થરા ફેંકવાના કામમાં લશ્કરમાં વપરાતું એક જાતનું યંત્ર.

ઘેરો કેટલીકવાર તો મહીનાઓ સુધી ચાલતો.

ઇંગ્લિશ તિરંદાજ પાયદળનો મુખ્ય સિપાઈ હતો. તે ઘણુંખરૂં બખ્તર વગર જતો અને પોતાના પાંચ ફુટ લાંબા ધનુષ્ય અને




ચિત્ર ૧૪-નૉર્મન લોકોનો કિલ્લો.

ત્રણ ફુટ લાંબા તીર ઉપર આધાર રાખતો. લડાઈ અગાઉ દરેક તિરંદાજ બંને બાજુએ ધારવાળો એક મજબુત ખૂંટો જમીનમાં દાટતો. હથિઆરવાળા માણસોને તથા ઘોડેસ્વારોને દૂર રાખવા માટે આ ખૂંટાને બહારની બાજુ તરફ ઢળતો રાખવામાં આવતો. ધનુર્વિદ્યાનો નિયમસર અભ્યાસ કરવામાં આવતો. ઇ. સ. ૧૩૬૩ માં એડવર્ડ ૩ જા એ દર રવિવારે અને તહેવારના દિવસોએ બીજી બધી રમત ગમતોની મના કીધી અને તેને બદલે તે દિવસોએ ધનુર્વિદ્યાનો મહાવરો પાડવાનો હુકમ કર્યો.

વિલિઅમ ૧ લાના વખતમાં **ગરાસીઆઓ** સાંકળીનું બખ્તર પહેરતા, અને કટકે કટકે પોતાના પગ, હાથ, ઘુંટણ અને ગળાના રક્ષણ માટે ધાતુ અથવા મજબુત ચામડાનો ઉપયોગ કરવા લાગ્યા. તે પણ સંતોષકારક નહિ લાગવાથી ઇ. સ. ૧૪૭૦ માં માથાથી તે પગ સુધીના લોઢાના બખ્તરનો વપરાસ કરવામાં આવ્યો. (ચિત્ર ૧૬ મું.) મધ્ય યુગમાં ગરાસીઆઓની મુખ્ય રમતો રમાતી તે "ટુર્નામેન્ટ" (યુદ્ધ વિહાર) ના નામથી ઓળખાતી. તેમાં પ્રેક્ષકોને ગમ્મત આપવા માટે અને તેઓની શાબાશી મેળવવા તથા પોતાનું જોર અજમાવવા



ચિત્ર ૧૫–ઇંગ્લિશ તિરંદાજ.



ચિત્ર ૧૬–લોઢાના બખ્તરથી સજ્જ થયેલો ગરાસીઓ.

ખાતર ગરાસીઆઓ સામસામા અમથી લડાઈઓ લડતા. એ ગરાસીઆઓ વચ્ચેની કુસ્તી "જુસ્ટ" (દ્વંદ્વયુદ્ધ) ના નામથી ઓળખાતી. આવી કુસ્તીઓ કેટલીક વાર તો મિત્રાચારીભરી થતી પણ ઘણી વાર તો તે મરણતોલ અવસ્થાએ પહોંચતી.

## નોંધ

**રાજ્યાભિષેકની ખુરસી**—રાજ્યાભિષેક વખતે સ્કૉટિશ રાજાઓ જે પત્થરપર બેસતા તે પવિત્ર પત્થર એડવર્ડ ૧ લો સ્કોનથી લાવ્યો હતો. આ પત્થર હાલ "વેસ્ટ મિન્સટર ઍબી" માં રાજ્યાભિષેકની ખુરસી નીચે છે.

**ન્યૂકાસલ**—પૂર્વમાંથી સ્કૉટિશ લોકોના હુમલાઓ સામે રક્ષણ કરવા માટે વિલિઅમ ૨ જાના રાજ વખતે ન્યૂકાસલ બાંધવામાં આવ્યું હતું. તેજ પ્રમાણે પશ્ચિમના માર્ગનું રક્ષણ કરવા માટે કારલાઈલમાં કિલ્લો બાંધવામાં આવ્યો હતો.

**સ્કૉટલૅન્ડની રણભૂમિ**—સ્કૉટલૅન્ડ પહાડી મુલક હોવાથી તેના મહાન લડાઈનાં ક્ષેત્રો—જેવાં કે સ્ટર્લિંગ, ફૉલકર્ક, બૅનૉકબર્ન, —પાસે પાસે સપાટ મેદાનમાં આવેલાં છે. સ્ટર્લિંગનો કિલ્લો ઉંચાણમાં બાંધવામાં આવ્યો છે અને તેનાપરથી ઉત્તરથી દક્ષિણ સુધીના તમામ રસ્તાઓ નજરે પડે છે.

**સ્કૂટેજ**—લેટિન શબ્દ "સ્કૂટમ" એટલે ઢાલ, તે પરથી આ શબ્દ ઉપજ્યો છે. ફ્યુડલ ધારા (સરંજામી રાજપદ્ધતિ) પ્રમાણે જે ગરાસીઆઓએ રાજા પાસેથી જમીન લીધી હતી તેઓને રાજા સાથે લડાઈમાં જવું પડતું અને પોતાના હાથ નીચેના જમીનદારોને પણ તેઓની સાથે લઈ જવા પડતા. પરંતુ જ્યારે ખેતીવાડી સારી ચાલતી ત્યારે ફ્રાન્સ અથવા નૉર્મંડીમાં લડાઈ માટે જવાનું ઘણું ત્રાસદાયક થઈ પડતું. તેથી હેન્રી ૨ જાએ લડાઈના સમયમાં અમીરો પાસેથી લશ્કર લેવાને બદલે પૈસા લેવા માંડ્યા તેને "સ્કૂટેજ" કહેવામાં આવે છે. આથી જાગીરદારોની સત્તા ઘટી ગઈ કારણ કે તેઓ પાસે પૂરતા સિપાઈઓ રહેતા નહિ અને રાજાની સત્તા વધી કારણ કે પૈસા વડે તે પોતાને વફાદાર રહે તેવા ભાડુતી સિપાઈઓ રાખી જાગીરદારોનો મદ ઉતારી શકતો.

## સારાંશ

એડવર્ડ ૧ લાએ ઈંગ્લૅન્ડ, વેલ્સ અને સ્કૉટલૅન્ડને જોડી દઈ એક એકત્ર રાજ્ય બનાવવાની યોજના કરી. તેણે યુવરાજ લુવેલીનને હરાવ્યો અને પોતાના બાળક પુત્રને "પ્રિન્સ ઑફ વેલ્સ"નો ખેતાબ આપ્યો (૧૨૮૨). એડવર્ડ ૧ લાએ જહૉન બેલિયલ અને વૉલૅસને ઠાર કર્યા પણ એડવર્ડ ૨ જાને બ્રુસે હરાવ્યો અને સ્કૉટલૅન્ડ સ્વતંત્ર રહ્યું. એડવર્ડ ૩ જાએ એડવર્ડ બેલિયલને તેઓના રાજા તરીકે સ્વીકારવાનું સ્કૉટ લોકોપર દબાણ કર્યું, પણ તેઓ કબુલ થયા નહિ અને ફ્રાન્સની મદદ માંગી.

## પ્રશ્નો

(૧) એડવર્ડ ૧ લાના સ્કૉટલૅન્ડ સાથેના યુદ્ધનો અહેવાલ આપો.
(૨) નીચેના સ્થળે જે અગત્યની બીના બની તે વિષે ટુંકમાં લખોઃ સાલ્સબરીનું મેદાન, ટેન્ચીબ્રાઈ, સ્ટર્લિંગ, બૅનૉકબર્ન, હેલિડન હિલ.
(૩) એડવર્ડ ૧ લાના વેલ્સના વિજય વિષે લખો.
(૪) કોઈ કિલ્લાને ઘેરો ઘાલવા વિષેનો કલ્પિત અહેવાલ આપો.
(૫) એક તિરંદાજ અને ગરાસીઆના દેખાવનું વર્ણન કરો.
(૬) મધ્યયુગના દ્વંદ્વ યુદ્ધનો કલ્પિત અહેવાલ આપો.

## પ્રકરણ ૫ મું

## સો વર્ષનો વિગ્રહ

**ચૌદમી સદી**—ફ્રાન્સ અને ઈંગ્લૅન્ડ વચ્ચે સર્વોપરિપણા માટે જે ભયંકર વિગ્રહ થયો (૧૩૩૭–૧૪૫૩) તેનો ઇતિહાસ સમજવા માટે આપણે આગલી કેટલીક હકીકત પાછી જોઈ જઈશું. વિલિઅમ ૧ લો ઇંગ્લૅન્ડનો રાજા હોવા ઉપરાંત નૉર્મંડીનો ઠાકોર પણ હતો. તેના મરણ પછી તેના પુત્ર રૉબર્ટને નૉર્મંડી મળ્યું.

રૉબર્ટ ઈંગ્લૅન્ડના તોફાની અમીરોને મદદ કરતો હતો તેથી હેન્રી ૧ લાએ નૉર્મંડીપર ચઢાઈ કરી. તે ટેન્ચિબ્રાઇની લડાઈમાં જીત્યો અને રૉબર્ટને કાર્ડિફના કિલ્લામાં કેદ કર્યો, ત્યાં તે મરણ પામ્યો.

પ્લૅન્ટેજીનેટ વંશનો પહેલો રાજા હેન્રી ૨જો અડધા ઉપરના ફ્રાન્સના મુલકનો રાજકર્તા હતો (ચિત્ર ૧૭). તેનો કેટલોક ભાગ તેને પોતાની મા મટિલ્ડા તરફથી વારસામાં મળ્યો હતો, કેટલોક તેના બાપ "કાઉન્ટ ઑફ અંજુ" તરફથી મળ્યો હતો અને કેટલોક ઍકિવટેનની રાણી ઇલિનોર સાથે પોતાના લગ્નથી તે મેળવવા પામ્યો હતો.

હેન્રીના પુત્ર જહૉને ઍકિવટેન સિવાયનો ફ્રાન્સનો બધો મુલક ગુમાવી દીધો. આથી ખરૂં જોતાં તો ઇંગ્લૅન્ડને લાભ થયો કારણ કે તેથી ઇંગ્લિશ રાજાઓએ ઇંગ્લૅન્ડને વધારે વળગી રહેવું પડ્યું; પરંતુ તેઓનાં ફ્રાન્સના સંસ્થાનો ખોઈ બેસવાનું તેમને ઠીક લાગ્યું નહિ, અને તેમણે ઘણો વખત અને ઘણા પૈસા તે સર્વ પાછું મેળવવાના પ્રયત્ન પાછળ ખરચ્યા.

**એડવર્ડ ૩ જાએ શા કારણસર ફ્રાન્સની ગાદી માટે**

**દાવો કર્યો તે નીચેની વંશાવળી પરથી સમજાશે:—**

**ફિલિપ ૩ જો (ફ્રાન્સનો રાજા)**

**ફિલિપ ૪ થો (ફ્રાન્સનો રાજા)** — ચાર્લ્સ

ઇસાબેલા (ઇંગ્લૅન્ડના રાજા એડવર્ડ ૨ જાને પરણી) — **ફિલિપ ૬ ઠ્ઠો (ફ્રાન્સનો રાજા)**

**જ્હૉન ૨ જો (,, ,,)**

એડવર્ડ ૩ જો (ઇંગ્લૅન્ડનો રાજા)

ફ્રાન્સના તે વખતના કાયદા પ્રમાણે કોઇપણ સ્ત્રીથી રાજ્ય ચલાવી શકાતું નહિ. તેથી ફિલિપ ૪ થાની પુત્રી ઇસાબેલાના પુત્ર તરીકે એડવર્ડ ૩ જાનો ફ્રાન્સની ગાદી માટેનો હક ફ્રેન્ચ લોકો કબુલ રાખે તેવા નહોતા અને તેને બદલે ફિલિપ ૬ ઠાને (ફિલિપ ૪ થાના નાના ભાઇનો વંશજ) વારસ તરીકે પસંદ કરવામાં આવ્યો.

એડવર્ડ ૩ જો ગાદીએ આવ્યો તે વખતે ફ્રાન્સ સામે લડાઇમાં ઉતરવા માટે એને ત્રણ મુખ્ય કારણો મળ્યાં :—

(૧) ફ્રેન્ચ લોકો ઇંગ્લૅન્ડ સામે સ્કૉટ લોકોને મદદ કરતા હતા.

(૨) ફ્રેન્ચ રાજા ગૅસ્કોની પચાવી પાડવાના પ્રયત્નો કરી રહ્યો હતો.

(૩) ઊનની બનાવટ માટે જાણીતાં ફ્લૅન્ડર્સના મોટાં શહેરોને ફ્લૅન્ડર્સના ઠાકોર સાથે તકરાર થઇ અને તે ઠાકોરે ફ્રેન્ચ રાજાની મદદ માગી હતી તેથી ફ્લૅન્ડર્સના વેપારીઓએ એડવર્ડની મદદ માગી.

તે વખતે ઇંગ્લિશ વેપારની એક ઘણીજ અગત્યની વસ્તુ ઊન હતી. ફ્લેમિંગ લોકો કિંમતી ઇંગ્લિશ ઊન ખરીદતા થાય તેમાં ઇંગ્લૅન્ડને લાભજ હતો, તેથી એડવર્ડ તેઓને મદદ કરવા માટે ઘણો ખુશી હતો. ફ્રેન્ચ ઉમરાવોની મદદ મેળવવાની મતલબથી એડવર્ડે ફ્રેન્ચ તાજ માટે દાવો કર્યો. એનો મુદ્દો એ હતો કે એની મા




ચિત્ર ૧૭—હેન્રી ૨ જાના તાબાના ફ્રેન્ચ મુલકો.




ચિત્ર ૧૮—એડવર્ડ ૩ જાના રાજ્યની શરૂઆતમાં ઇંગ્લૅન્ડના તાબાના ફ્રેન્ચ મુલકો

ઇસાએલા ફિલિપ ૪થાની પુત્રી હોવાથી પોતે હકદાર વારસ હતો. **પણ** ફ્રાન્સના લોકો એવો દાવો સ્વીકારે તેમ નહોતું. તેથી ફ્રાન્સ સાથે જે વિગ્રહ શરૂ થયો તે કટકે કટકે એક શતક સુધી લંબાયો (૧૩૩૮–૧૪૫૩) તેથી તેને સો વર્ષનો વિગ્રહ કહેવામાં આવે છે.

એ વિગ્રહના બે વિભાગ પાડી શકાય—બે મુખ્ય સમયો ફત્તેહના અને બે મુખ્ય સમયો નિષ્ફળતાના. એડવર્ડ ૩ જો ક્રેસી અને પોઇટિઅર્સના યુદ્ધમાં જીત્યો અને ફ્રેન્ચ લોકોને બ્રૅટિગ્નિની સંધિ સ્વીકારવી પડી. ત્યારપછી પડતીનો સમય આવ્યો, તે હેન્રી ૫ માના વખતમાં કાંઈક સુધરવા પામ્યો. તે પછી હેન્રી ૬ ઠ્ઠાના વખતમાં ફ્રાન્સમાં ઇંગ્લિશ સત્તા છેક નાશ પામી.

**પહેલો સમય**—ઇ. સ. ૧૩૩૭માં લડાઈ શરૂ થઈ. પહેલાં થોડા વર્ષ તો સ્લૂઇસની દરિયાઈ લડાઈ સિવાય બીજો એક પણ અગત્યનો બનાવ બન્યો નહિ. પણ તે લડાઈમાં અંગ્રેજોનો વિજય થવાથી ઇંગ્લૅન્ડને તે સાંકડા સમુદ્રનું સ્વામિત્વ મળ્યું, અને પોતાના લશ્કરી સિપાઈઓને ફ્રાન્સની ભૂમિપર નિડરતાથી લઈ જવાની તેને સવડ મળી. ગૅસ્કોનીને ફ્રેન્ચ હુમલાઓથી મુક્ત કરવા માટે ઇ. સ. ૧૩૪૬માં એડવર્ડ નૉર્મંડીમાં દાખલ થયો. તે ફ્લૅન્ડર્સ તરફ ગયો પણ દુશ્મનના ચઢીઆતા લશ્કરે તેને પકડી પાડ્યો અને તેનાપર હુમલો કર્યો. તિરંદાજોની કુશળતાથી **ક્રેસીની લડાઈમાં** અંગ્રેજો જીત્યા (૧૩૪૬). ફ્રેન્ચ રાજાનો આધાર ભારે હથીઆરથી સજાયલાં અશ્વદળ ઉપર હતો. એડવર્ડ કૅલે જઈ પહોંચ્યો. અગીઆર મહીના ઘેરો રાખ્યા પછી તેણે તે લીધું અને ત્યાં એક મોટું **સંસ્થાન** સ્થાપ્યું. બસો વર્ષ કરતાં વધારે સમય સુધી કૅલે એક મજબુત કિલ્લો અને વેપારી મથક રહ્યું.

દશ વર્ષ પછી (૧૩૫૬) **પોઇટિઅર્સ** આગળ બીજી એવીજ ફત્તેહ થઈ. એડવર્ડના પુત્ર, બ્લૅક પ્રિન્સે, ૬૦૦૦ થી ૭૦૦૦ માણસના લશ્કર સહિત બૉર્ડો નામના ફ્રાન્સના એક નગરમાંથી હુમલો કર્યો. જ્હૉન રાજાની સરદારી હેઠળ ૨૦,૦૦૦ માણસો સહિત ફ્રેન્ચ




ચિત્ર ૧૯—બ્રેટિગ્નિની સંધી વખતે ઇંગ્લૅન્ડના તાબાના ફ્રેન્ચ મુલકો.




ચિત્ર ૨૦—હેન્રી ૬ ઠ્ઠાના રાજ્યની શરૂઆતમાં ઇંગ્લૅન્ડના તાબાના ફ્રેન્ચ મુલકો.

લોકો તેને આવી મળ્યા. ફ્રેન્ચ લોકોનું બળ એટલું બધું હતું કે **અંગ્રેજોએ સંધિ** કરવાની તત્પરતા બતાવી, પરંતુ ફ્રેન્ચ લોકોએ ગેરવાજબી શરતો સૂચવી તે ઇંગ્લિશ યુવરાજે સ્વીકારવા ના પાડી. તે પછીની લડાઈમાં ફ્રેન્ચ લશ્કર ખુવાર થયું અને જૉહાન કેદ પકડાયો. ચાર વર્ષ પછી **બ્રૅટિગ્નિ** આગળ સુલેહ થઈ (૧૩૬૦). ઍક્વિટેન, કૅલે અને પોનથ્યુ (ચિત્ર ૧૯) ઇંગ્લૅન્ડના તાબામાં આવ્યાં.



ચિત્ર ૨૧—જોન ઑફ આર્ક.

આ લડાઈના પહેલા સમયનું પરિણામ નીચે મુજબ નિપજ્યું:

(૧) ઊનનો વેપાર વધ્યો, (૨) ઇંગ્લૅન્ડના દરિયાઈ બળની વૃદ્ધિ થઈ, (૩) લાંબા ધનુષનો નવા હથીઆર તરીકે વપરાસ થવા લાગ્યો તેથી ફ્યુડલ પદ્ધતિને અંગે પ્રગટેલા વીરપણાનો નાશ થયો. પણ ઇંગ્લૅન્ડ તે લડાઈથી થાકી ગયું હતું. બ્લૅક પ્રિન્સના જુલમગાર રાજ્ય અમલથી કંટાળી ઍક્વિટેનના લોકોએ ફ્રેન્ચ લોકોની મદદ માંગી. ફ્રેન્ચ લોકો એક પછી એક શહેર લેતા ગયા. બૉર્ડો, બેયૉન અને કૅલે સિવાયનો **બધો મુલક અંગ્રેજો ખોઈ બેઠા**, તેથી એડવર્ડ ૩ જાના મરણ વખતે ફ્રાન્સમાં ઇંગ્લિશ સત્તા લડાઈ પહેલાં હતી તે કરતાં ઘણી ઘટી ગઈ.

**પંદરમી સદી**—બ્લૅક પ્રિન્સ તેના પિતાની પહેલાં મરણ પામ્યો અને તેના પુત્ર રિચર્ડને ગાદી મળી. રિચર્ડને

ઉમરાવો સાથે તકરાર થઈ અને તેના કાકાના દીકરા હેન્રીએ તેને ગાદીપરથી ઉઠાડી મૂકયો. પણ હેન્રી ૪ થાના વખતમાં એટલા બધા બળવાઓ અને કાવત્રાં ઉભા થયાં કે ફ્રાન્સનો મુલક પાછો મેળવવાની તક તેને મળી નહિ. ફ્રાન્સ અને ઇંગ્લૅન્ડ વચ્ચે અદાવત હોવાથી ઘણીવાર દરિયાઈ લડાઈ થતી અને દરિયાકાંઠે હુમલા કરવામાં આવતા. ફ્રાન્સનો રાજા ચાર્લ્સ ૬ ઠ્ઠો ગાંડો થઈ જવાથી રાજપ્રતિનિધિના પદ માટે ઑર્લિઅન્સ અને બર્ગંડીના ઠાકોર વચ્ચે ઝગડો ઉત્પન્ન થયો તેથી દેશમાં બે પક્ષ પડયા.

**બીજો સમય**—આ પ્રમાણે ફ્રાન્સમાં અંદર અંદર ચાલતા ઝઘડાઓનો લાભ લઈ હેન્રી ૫ માંએ ગાદીએ આવતાં તરતજ ફ્રાન્સનો ગુમાવેલો પ્રદેશ પાછો મેળવવાની તક સાધી. તેણે બર્ગંડીના લોકો સાથે સલાહ કરી અને નૉર્મંડી જઈ હારફ્લ્યુર નામનું બંદર હાથ કર્યું. ત્યારપછી તે કૅલે જવા ઉપડી ગયો. ફ્રેન્ચ લશ્કરની સંખ્યા એના લશ્કર કરતાં વધુ હતી.

**એજીનકૉર્ટ** આગળ ફ્રેન્ચ અને અંગ્રેજો વચ્ચે યુદ્ધ થયું (૧૪૧૫) તેમાં અંગ્રેજોએ પોતાના લશ્કર કરતાં ૭ ગણા ફ્રેન્ચ લશ્કરનો નાશ કર્યો. ચાર વર્ષમાં નૉર્મંડી જીતી લેવામાં આવ્યું અને ઇ. સ. ૧૪૨૦ માં ટ્રોય્ઝ આગળ સુલેહ થઈ. આ સુલેહની રૂએ એવું નકકી કરવામાં આવ્યું કે (૧) ગાંડો ચાર્લ્સ જીવે ત્યાં સુધી હેન્રી ૫ મો રાજરક્ષક રહે, (૨) ચાર્લ્સની પુત્રી સાથે તેનું લગ્ન કરવું, (૩) ચાર્લ્સના મરણ પછી તે ફ્રાન્સનો રાજા થાય.

હેન્રી ૫ મો રાજકુમારી કૅથૅરિનને પરણ્યો પણ થોડાજ મહિનામાં ચાર્લ્સથી વહેલું તેનું મરણ નિપજ્યું. તે પોતાની પાછળ નવ મહીનાના એક બાળક પુત્રને ફ્રાન્સ અને ઇંગ્લૅન્ડના વારસ તરીકે મૂકી ગયો. હેન્રી ૫ માનો ભાઈ જહૉન્ બૅડફર્ડનો ઠાકોર હતો તેણે પોતાના આ નાના ભત્રિજાના રાજ્યાભિષેકની ક્રિયા પેરીસમાં કીધી. પણ ચાર્લ્સ મરણ પામ્યો એટલે ઑર્લિઅન્સ પક્ષના લોકોએ તેના પુત્રને ચાર્લ્સ ૭ મા તરીકે રાજા જાહેર કર્યો.

ઇ. સ. ૧૪૨૮ સુધી તો ફ્રેન્ચ લોકો **અંગ્રેજો** સામે જરાએ આગળ વધી શકયા નહિ. તે પછી ફ્રાન્સના લોકોને એક અણધારી મદદ



ચિત્ર ૨૨-અસલની એક તોપ.

મળી. એક ફ્રેન્ચ ખેડુતની કન્યા જેનું નામ **જોન ઑફ આર્ક** હતું તેની મદદથી દેશનો છૂટકારો થયો. ઑર્લિઅન્સની કુમારિકાની ફત્તેહથી ફ્રેન્ચ લોકોનો જુસ્સો સજીવન થયો. જોન ઑફ આર્ક અંગ્રેજોના હાથમાં કેદ પકડાઈ અને તેઓએ રૂએન આગળ તેને જીવતી બાળી મૂકી. પરંતુ ફ્રાન્સમાં હવે અંગ્રેજ સત્તાનો અંત આવવાનું નિર્માણ થયું હતું. જોને જાગૃત કરેલી પ્રજાભાવનાને પરિણામે ફ્રેન્ચ લોકોએ ખરા દીલથી પોતાના રાજાને મદદ કરવા માંડી અને અંગ્રેજો એક પછી એક સંસ્થાન ગુમાવતા ગયા. આખરે ઇ. સ. ૧૪૫૩ માં **કૅલે સિવાય ફ્રાન્સનો સઘળો મુલક જતો રહ્યો** અને સો વર્ષના ત્રાસદાયક વિગ્રહનો અંત આવ્યો. આ પ્રમાણે દરિયાપારના મુલકોમાં રાજ્ય સ્થાપવા માટે શરૂઆતમાં કરવામાં આવેલા પ્રયાસો નિષ્ફળ ગયા અને તે પછીના ૨૦૦ વર્ષ સુધી એવા બીજા પ્રયાસો થવા પામ્યા નહિ.

**ગુલાબના વિગ્રહ**—હેન્રી ૪થાએ ગાદી પચાવી પાડી હતી તે આપણે જોઈ ગયા. આ એક ગંભીર ભૂલ હતી અને તેને લીધે ઉમરાવોની લડાઈ ઉભી થવા પામી. આ આંતરમુલ્કી વિગ્રહ લૅંકેસ્ટર અને યૉર્ક વંશના રાજ્ય કુટુંબો વચ્ચે ગાદીના વારસા માટે થયો અને તે ગુલાબના વિગ્રહ તરીકે જાણીતો છે કારણકે સામસામા

પક્ષે પોતાનો પક્ષ દર્શાવનારાં ચિહ્નો તરીકે સફેદ અને લાલ ગુલાબનાં ફુલ રાખ્યાં હતાં. હેન્રી ૪ થાના વખતમાં વારંવાર બળવાઓ થતા પણ હેન્રી ૫ મો ફ્રાન્સમાં મળેલી ફત્તેહથી એવી પીડાઓમાંથી મુક્ત હતો. પરંતુ જ્યારે હેન્રી ૬ ઠ્ઠો ગાદીએ આવ્યો ત્યારે યૉર્કનો ઠાકોર રિચર્ડ તેની સામે થયો. હેન્રી ૬ ઠ્ઠા કરતાં રિચર્ડને ગાદીનો વધારે હક હતો તે નીચેની વંશાવળી પરથી સમજાશે.

**યૉર્ક વંશ** **લૅન્કેસ્ટર વંશ**

**એડવર્ડ ૩ જો**




**એડવર્ડ ૫ મો** (૧૪૮૩)

( એડવર્ડ ૫ મો નાનો છોકરો હતો અને એને ટાવરગઢમાં મારી નાંખવામાં આવ્યો હતો. )

આ પરથી જણાશે કે લૅન્કેસ્ટ્રિઅનો એડવર્ડ ૩ જાના ચોથા પુત્રના વંશજો હતા અને યૉર્કિસ્ટો એના ત્રીજા પુત્રના વંશજો હતા. તેથી એ બે વંશો વચ્ચે ગાદી માટે તકરાર થઈ.

ફ્રાન્સનો મુલક ગુમાવી દેવા માટે રિચર્ડે રાજાને અને તેના પ્રધાનોને ઠપકો આપ્યો અને દેશના રાજ્ય વહીવટમાં મદદ કરવાનો પોતાનો હક આગળ કર્યો. વળી પોતે એડવર્ડ ૩ જાના ત્રીજા પુત્રના વંશનો છે એમ કહી તેણે ગાદી માટે દાવો કર્યો અને દેશમાં રાજાનો અને રિચર્ડનો એમ બે પક્ષ પડ્યા અને સામસામી લડાઈઓ થઈ તે ત્રીસ વર્ષ સુધી ચાલી. (૧૪૫૫–૧૪૮૫). તે અરસામાં લૅન્કેસ્ટર અને યૉર્ક પક્ષવાળાની વારાફરતી હારજીત થઈ.



ચિત્ર ૨૩–હાથની બંદુકવાળો ગોલંદાજ.

(૧) હેન્રી વહેલો કેદ પકડાયો પણ તેની રાણી માર્ગરેટે એક લશ્કર એકઠું કર્યું. તે લશ્કરે રિચર્ડને વેકફિલ્ડ આગળ હરાવ્યો અને તેને મારી નાંખ્યો (૧૪૬૦). તે પછી માર્ગરેટ દક્ષિણમાં ગઈ અને પોતાના ધણીને છૂટો કર્યો.

(૨) પણ રિચર્ડના પુત્ર એડવર્ડે લૅન્કેસ્ટ્રિઅનોને મૉર્ટિમરના ક્રોસ આગળ હરાવ્યા અને તે લંડનમાં દાખલ થયો. ત્યાં એનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો. તેણે પાછા લૅન્કેસ્ટ્રિઅનોને ટાઉટન આગળ હરાવ્યા (૧૪૬૧). એડવર્ડે એડવર્ડ ૪ થાને નામે દશ વર્ષ સુધી શાંતિથી રાજ્ય કર્યું.

(૩) એડવર્ડને પોતાના પક્ષકાર અર્લ ઑફ વૉરિક સાથે તકરાર થઈ તેથી એડવર્ડને પદભ્રષ્ટ કરવામાં આવ્યો. વૃદ્ધ હેન્રી ૬ ટ્ઠાને કિલ્લામાંથી બહાર કાઢી પાછો ગાદીએ બેસાડવામાં આવ્યો અને ઘડીભર લૅન્કેસ્ટર વંશ પાછો ચાલુ થયો. પરંતુ ૧૪૭૧ માં એક લશ્કર એકઠું કરી એડવર્ડે વૉરિક ઉપર હલ્લો કર્યો, બાર્નેટના યુદ્ધમાં તેને હરાવી મારી નાંખ્યો, ટ્યુકસબરી આગળ માર્ગરેટની સરદારી હેઠળના એક મોટા લશ્કરને હરાવ્યું, હેન્રી અને તેના પુત્ર એડવર્ડને મારી નાંખ્યા અને પોતે પાછો ગાદીએ બેઠો.

એડવર્ડ ઇ. સ. ૧૪૮૩ સુધી શાંતિથી રાજ્ય કરી મરણ પામ્યો. પોતાની પાછળ તે બે પુત્રો મૂકી ગયો હતો. મોટો પુત્ર ૧૩ વર્ષનો હતો, તેણે એડવર્ડ ૫ મા તરીકે બે મહીના રાજ્ય કર્યું. એવું કહેવાય છે કે તેના કાકા રિચર્ડે તેને અને તેના નાના ભાઈને ટાવર ગઢમાં મારી નાખ્યા. પછી રિચર્ડ પોતે ગાદી પચાવી બેઠો. પણ બે વર્ષ પછી રિચમંડના ડ્યૂક હેન્રીએ બૉસવર્થ ફીલ્ડની લડાઈમાં તેને હરાવ્યો અને મારી નાંખ્યો (૧૪૮૫). **હેન્રી ૭ મો ગાદીએ આવ્યો ત્યારથી મધ્યયુગની સમાપ્તિ અને અર્વાચીન યુગની શરૂઆત થાય છે.** સો વર્ષના અને ગુલાબના વિગ્રહને લીધે ઘણા ખરા અમીર, ઉમરાવો, અને સરદારો માર્યા ગયા હતા, તેથી મધ્યયુગથી ચાલતી આવેલી ઉમરાવ વર્ગની સત્તા ઘણી ઘટી ગઈ હતી. તે કારણથી ટ્યૂડર રાજાઓ માટે પ્રબળ અને નિરંકુશ રાજસત્તા ભોગવવાનો સમય આવી લાગ્યો.




ચિત્ર ૨૪–ગુલાબના વિગ્રહની લડાઈઓનો નકશો

## નોંધ

૧૩૩૭ સો વર્ષના વિગ્રહની શરૂઆત.
૧૩૪૬ ક્રેસીનું યુદ્ધ.
૧૩૬૦ બ્રેટિગ્નિની સંધિ.
૧૪૧૫ એજીનકોર્ટની લડાઈ.
૧૪૨૦ ટ્રૉય્ઝની સંધિ.
૧૪૫૩ અંગ્રેજો પાસે ફ્રાન્સમાં ફકત કૅલે રહ્યું.

**ક્રૅસી**—શ્યામ યુવરાજના અધિપતિપણા હેઠળ **અંગ્રેજ** લશ્કર ક્રેસી ગયું. તેના પિતા એડવર્ડ ૩ જાએ પવનચક્કીપરથી યુધ્ધનો બંદોબસ્ત કર્યો. આ લડાઇ એક જાણવા જેવી બીના છે કારણ કે તેમાં જે નાની તોપો વાપરવામાં આવેલી તેનો અવાજ ગર્જના જેવો થતો અને તેનાથી અસંખ્ય માણસો અને ઘોડાઓનો નાશ થયો. અંગ્રેજ તિરંદાજોએ તિરનો મારો એવો તો રાખ્યો કે જાણે બરફ પડતું હોય તેમ લાગતું. ક્રૅસીના યુદ્ધથી એટલું પુરવાર થયું કે લાંબા ધનુષવાળા અંગ્રેજ ધનુર્ધારી પોલાદના બખ્તરવાળા હથીઆરબંધ ગરાસીઆઓથી ચઢીઆતા હતા. ધનુર્ધારો ઘણા નિપુણ હતા તેથી તોપોનો ઉપયોગ ધીમે ધીમે થવા લાગ્યો.

**રાજા બનાવનાર**—વૉરિકનો ઉમરાવ રિચર્ડ નેવિલ "રાજા બનાવનાર" તરીકે ઓળખાય છે. પહેલાં તે યૉર્કના ઠાકોર એડવર્ડ માટે લડ્યો, ઈ. સ. ૧૪૫૫ માં સૅંટ આલ્બનની લડાઇમાં જીત્યો, ૧૪૬૦ માં તેણે હેન્રી ૬ટ્ટા ને કેદ કર્યો અને એડવર્ડને રાજા જાહેર કર્યો. એડવર્ડ સાથે તેને લડાઈ થઈ અને ૧૪૭૦ માં તે ફ્રાન્સ નાસી ગયો. ત્યાંથી લૅન્કેસ્ટરપક્ષવાળાઓ સાથે સમજુતી કરી હેન્રી તરફથી ઇંગ્લૅન્ડપર હુમલો કર્યો અને તેને ગાદીએ બેસાડ્યો. ઇ. સ. ૧૪૭૧માં તે બારનેટ આગળ મરાયો.

**જોન ઑફ આર્ક**—એક ફ્રેન્ચ ખેડુતની પુત્રી હતી. તેણે એવું જણાવ્યું કે ફ્રાન્સના પાટવી કુંવરને મદદ કરવા વિષે તેને

એક સ્વપ્નું આવ્યું હતું અને પ્રેરણા થઈ હતી. સફેદ બખ્તરથી સજ્જ થઈ એક સફેદ ઘોડાપર બેસી તે ફ્રેન્ચ લશ્કર લઈ અંગ્રેજો સામે ગઈ, રૂએનનને ઘેરો ઘાલ્યો અને ફત્તેહ પામી. થોડા વખત પછી તે અંગ્રેજોના હાથમાં કેદ પકડાઈ અને તેઓએ તેને ડાકણ માની રૂએન આગળ જીવતી બાળી મૂકી (૧૪૩૧).

## સારાંશ

એડવર્ડ ૩ જાએ ફ્રેન્ચ તખ્ત માટે દાવો કર્યો અને ઇ. સ. ૧૩૩૭માં ફ્રાન્સ સામે યુદ્ધ આદર્યું તે સો વર્ષ સુધી ચાલ્યું. એડવર્ડ ૩ જાએ ક્રૅસી અને પોઇટિઅર્સ આગળ વિજય મેળવ્યો અને ફ્રેન્ચ લોકોને બ્રૅટિગ્નિની સંધિ સ્વીકારવાની ફરજ પાડી. પછીનાં બે રાજ્યો દાર્મિયાન ફ્રાન્સના લગભગ બધાં સંસ્થાનો જતાં રહ્યાં. હેન્રી ૫ માનો એજીનકૉર્ટ આગળ વિજય થયો અને ટ્રૉય્ઝની સંધિથી તેને રાજપ્રતિનિધિ નિમવામાં આવ્યો. હેન્રી ૫ માના મૃત્યુ પછી કૅલે સિવાય સર્વ પાછું જતું રહ્યું તેનું મુખ્ય કારણ એ હતું કે ફ્રાન્સને જોન ઑફ આર્કની કિંમતી મદદ આવી મળી હતી.

ગુલાબનો વિગ્રહ ૩૦ વર્ષ સુધી ચાલ્યો, તેમાં યૉર્ક પક્ષવાળા યા લૅન્કેસ્ટર પક્ષવાળાઓ તરફથી ગરાસીઆઓ અને ઉમરાવો વચ્ચે કેટલીક લડાઈઓ થઈ. આ લડાઈ દર્મિયાન સામાન્ય લોકોનો ધંધો રોજગાર હમેશ માફક ચાલુ હતાં. બૉસવર્થ ફીલ્ડની લડાઈમાં રિચર્ડ ૩ જાની હાર થવાથી અને હેન્રી ૭ મો ગાદીએ આવવાથી લડાઈનો અંત આવ્યો.

## પ્રશ્નો

(૧) ગુલાબના વિગ્રહનાં કારણ દર્શાવો.

(૨) નીચેની લડાઈઓ વિષે ટુંકમાં લખો:—હેસ્ટિંગ્સ, બૅનૉકબર્ન, ક્રૅસી, પોઈટિઅર્સ.

(૩) ફ્રેન્ચ ગાદી માટે એડવર્ડ ૩ જાનો દાવો કેવા પ્રકારનો હતો?

તેણે તે દાવો કયારે કર્યો અને શા કારણથી ?

(૪) નીચેની બાબતો વિષે લખોઃ—ટ્રૉય્ઝની સંધિ, સ્કૂટેજ, તોપો, તિરંદાજ.

(૫) હેન્રી ૫ મો ફ્રાન્સમાં કયાં સંસ્થાનો ધરાવતો હતો ? તે સંસ્થાનો કયારે અને કેવી રીતે જતાં રહ્યાં ?

(૬) હેન્રી ૪ થાને પોતાના રાજ્યમાં કઈ મોટી મુશ્કેલીઓ સામે થવું પડયું ?

(૭) એડવર્ડ ૧ લા અને એડવર્ડ ૩ જામાંથી તમે કોને મહાન્ ગણો છો ? તેનાં કારણ આપો.

(૮) સો વર્ષના વિગ્રહની શરૂઆતમાં અને તે પૂરો થતાં યુરોપમાં અંગ્રેજોની સ્થિતિ કેવી હતી તે જણાવો. તમારો ઉત્તર નકશો દોરી સમજાવો.

(૯) નિચેના ખિતાબો કોને માટે વાપરવામાં આવ્યા છે અને તેઓને તે ખિતાબો શા કારણથી આપવામાં આવ્યા હતા તે સમજાવો :—સિંહહ્રદય, શ્યામ યુવરાજ, રાજા બનાવનાર.

(૧૦) ૪૭ મા પાનાપરની વંશાવળીની ટુંક સમજણ આપો.

(૧૧) ૨૩ મા ચિત્રના યોદ્ધાનું વર્ણન કરો.

(૧૨) ચિત્ર ૧૭, ૧૮, ૧૯, ૨૦ ના નકશાની ટુંકમાં સમજ આપો.

# પ્રકરણ ૬ ઠ્ઠું

## મહારાજ્યની સ્થાપનાનો પાયો (૧)

**સોળમી સદી**--સોળમી સદીનાં આરંભથી અર્વાચીન યુગ શરૂ થાય છે. ઇતિહાસના કેટલાક મહત્વના બનાવો માટે સોળમી સદી પ્રસિદ્ધ છે. હેન્રી ૭ મો ગાદીએ આવ્યો તે સમયમાં અજાયબ જેવી શોધો અને મોટા ફેરફારો થયા.



ચિત્ર ૨૫–"સૅન્ટા મેરીઆ"

(૧) ઇ. સ. ૧૪૭૪ માં વિલિઅમ કૅકસ્ટન નામના ગ્રહસ્થે લંડનમાં પોતાનું છાપખાનું સ્થાપ્યું.

(૨) ઇ. સ. ૧૪૯૨ માં ક્રિસ્ટોફર કોલમ્બસે "સાન્ટા મેરીઆ" નામના એક નાના વહાણમાં બેસી એટલાન્ટિક મહાસાગર ઓળંગ્યો અને નવી દુનિયાની ( અમેરિકા ખંડની ) શોધ કરી.

(૩) ઇ. સ. ૧૪૯૮ માં વાસ્કો ડી ગામા નામનો એક પોર્ટુગીઝ નાવિક ગુડહોપની ભૂશિરને માર્ગે આફ્રિકા ખંડની પ્રદક્ષિણા કરી હિંદુસ્તાનને પશ્ચિમ કિનારે કાલિકટ બંદરે પોતાનું વહાણ હંકારી

લાવ્યો. હિંદુસ્તાન આવવાનો નવો માર્ગ એણે શોધી કાઢ્યો.



ચિત્ર ૨૬-સિબૅસ્ટિયન કૅબટ, ન્યૂફાઉંડલૅન્ડનો શોધક

(૪) દારૂગોળાની શોધથી લડાઇમાં બંદુક અને તોપોનો વપરાસ થવા માંડ્યો, તેથી બખ્તરદાર ગરાસીઆઓ અને લાંબા તિરવાળા ધનુર્ધારીઓની મહત્તાનો અંત આવ્યો.

(૫) ધર્મની બાબતોમાં એટલા બધા ફેરફારો થયા કે સોળમી સદીને "ધર્મ સુધારણા"નો સમય કહેવામાં આવે છે.

(૬) ઝનુની તુર્કોથી કંટાળીને ગ્રીક પંડિતો પશ્ચિમ તરફ ખેંચાવા લાગ્યા. તેઓના આવવાથી ગ્રીક સાહિત્યનો અભ્યાસ સજીવન થયો અને નવા વિચારો અને જ્ઞાનના ભંડાર ખુલ્લા થયા.



ચિત્ર ૨૭--ફર્ડિનન્ડ મૅગેલન, પહેલો પૅસિફીક મહાસાગરની સફર કરનારો

(૭) આ સૈકાનાં યુધ્ધો અને લડાઇઓ ઘણો ટુંક વખત ચાલ્યાં તેથી એકંદરે એ સમય શાંતિમાં પસાર થયો.

સોળમી સદીને કેટલીકવાર સંસ્કૃતિના પુનરૂદ્ધારની અગર પુનર્જીવનની સદી કહેવામાં આવે છે, કારણ કે એ સૈકામાં જુની દુનિયાના લોકોના જીવનમાં એવા મહાન ફેરફારો થયા હતા કે જાણે નવોજ જન્મ પ્રાપ્ત થયો હોય એમ લાગતું. જુની દુનિયાનું કેંદ્ર ભૂમધ્ય સમુદ્ર હતું, તેમાં સ્પેન, ઇટલિ, ગ્રીસ અને ઉત્તર આફ્રિકાના વેપારી વહાણો સફર કરતાં હતાં. પણ નવી દુનિયાની શોધથી પશ્ચિમમાં મોટાં વેપારી મથકો ખુલ્લાં મૂકાયાં. એટલાન્ટિક મહાસાગરને કાંઠે આવેલા દેશો વચ્ચે, એટલે ઇંગ્લૅન્ડ, ફ્રાન્સ, હૉલૅન્ડ, સ્પેન અને પોર્ટુગલ વચ્ચે, વેપારને માટે હરીફાઇ થવા માંડી.



ચિત્ર ૨૮-સર માર્ટિન ફ્રોબિશર, વાયવ્યકોણ તરફના માર્ગનો શોધક



ચિત્ર ૨૯—હેન્રી હડસન, વાવ્ય કોણ તરફના માર્ગનો શોધક

**હેન્રી ૭ મો** (૧૪૮૫-૧૫૦૯)—ગુલાબના વિગ્રહથી અમીરો કેવા નરમ થઇ ગયા હતા તે આપણે જોયું. પોતાના રાજ્યના પહેલાં ૧૨ વર્ષ હેન્રી માટે ચિંતાજનક હતાં. દેશમાં ચાલી રહેલી અવ્યવસ્થા અને અંધાધુંધી દૂર કરી સુવ્યવસ્થા સ્થાપવા માટે તે અથાગ મહેનત કરી રહ્યો હતો. રાજગાદી માટે કોઇ બીજો હકદાર ઉભો થવાનો હરેક પળે સંભવ રહેતો. બે બંડો તો થઇ ચુકયાં હતાં પણ તેને સહેલાઇથી સમાવી દેવામાં આવ્યાં હતાં. આમાંનું એક લૅમ્બર્ટ સિમ્નેલની અને બીજું પર્કિન વૉર્બેકની સરદારી હેઠળ થયું હતું (જુઓ નોંધ). રાજગાદી માટે હેન્રીનો દાવો જોઇએ તેવો વાજબી ન હતો તે નીચેની વંશાવળીપરથી સમજાશે:—

**યૉર્ક વંશ** | **લૅન્કેસ્ટર વંશ** | **વેલ્સ**

એડવર્ડ ૪ થો | જહૉન બૉફોર્ટ | ઓવન ટ્યૂડર (હેન્રી ૫ માની વિધવા સાથે પરણ્યો)

માર્ગરેટ બૉફોર્ટનું લગ્ન એડમંડ ટ્યૂડર સાથે

ઇલિઝાબેથનું લગ્ન **હેન્રી ૭ મા** સાથે

હેન્રીને તેના કુટુંબીઓ "ટ્યૂડર" કહેતા તેથી જે મુદત દર્મિયાન હેન્રીના પુત્રે અને પૌત્રોએ રાજ્ય કર્યું તેને ટ્યૂડર સમય કહેવામાં આવેછે (૧૪૮૫-૧૬૦૩).

હેન્રી **ઘણોજ મહેનતુ અને યુકિતબાજ** હતો. તેણે અમીરોને દાબમાં રાખવા માટે ખાસ સંભાળ લીધી.

(૧) અમીર ઉમરાવોને તેઓના ઘરબારમાં હથીઆરદાર નોકરો રાખવાની મના કરી.

(૨) તેણે "સ્ટાર ચેમ્બર" (તારાગૃહ) નામની અદાલત સ્થાપી અને તેમાં પોતાના મુખ્ય સલાહકારોને ન્યાયાધીશ બનાવ્યા. આ અદાલત અમીરોની સત્તા તોડવાને અને તેઓ કાયદાનો ભંગ કરે તો તેઓને સજા કરવાની સત્તા ધરાવતી હતી.



ચિત્ર ૩૦–હેન્રી ૭મો
(૧૪૮૫–૧૫૦૯)

(૩) હેન્રી ઉમરાવોને તોપો રાખવા દેતો નહિ. રાજા સિવાય બીજા કોઈથી દારૂગોળો રાખી શકાતો નહિ.

(૪) લૅન્કેસ્ટર અને યૉર્કના બે પ્રતિસ્પર્ધિ કુટુંબો વચ્ચે સમાધાની કરવા માટે હેન્રી ઇલિઝાબેથને પરણ્યો અને રાતા અને ધોળા ગુલાબનું એક ચિન્હ બનાવી તેને "ટયૂડર ગુલાબ" ની સંજ્ઞા આપી પોતે તે ધારણ કર્યું.

હેન્રી **ઘણો કરકસરીઓ** હતો અને પોતાની મરજી પ્રમાણે રાજ્ય કરવાનો તેનો નિશ્ચય હતો. તે જાણતો હતો કે પૈસાની મદદથી સર્વ સત્તા પ્રાપ્ત કરી શકાય છે તેથી દ્રવ્ય મેળવવાનો કોઈ પણ સંજોગ તે જવા દેતો નહિ. "સ્ટાર ચેમ્બર" ની અદાલતદ્વારા એકઠા થયેલા દંડો, લોન, નજરાણાં, યૉર્કના અમીરોની જપ્ત કરેલી જાગીરો, વગેરે એવાં બીજાં સાધનોથી તેણે અઢળક ધન એકઠું કર્યું. પૈસા મેળવવાની તેની લાલસાનું કારણ એટલું જ કે નાણા માટે પાર્લામેન્ટ ઉપર આધાર રાખવાની જરૂર રહે નહિ અને પોતે સ્વતંત્રપણે પોતાની ઇચ્છાનુસાર રાજ કરી શકે. એમ્પસન અને ડડલી નામના બે ન્યાયશાસ્ત્રિઓ કાયદાનો કોઇ પણ રીતે ભંગ થતો તેની બારીકીથી તપાસ કરતા, અને ગુનેહગારને ન્યાયની નજરે દંડ કરવાને બદલે તેની પૈસા સંબંધી સ્થિતિ તપાસી વધતો ઓછો

દંડ કરતા. આથી હેન્રીને ઘણું ઉપજતું. આ પ્રમાણે ન્યાય આપવા માટે ન્યાયશાસ્ત્રીઓ ધિક્કારપાત્ર થતા પણ ખરું જોતાં તો રાજા તે અન્યાય માટે જવાબદાર હતો. જ્યાંસુધી દેશની શાંતિ જળવાઇ રહેતી ત્યાંસુધી તો પૈસાદાર વેપારીઓ તથા સામાન્ય લોકો પોતાના જુલ્મી રાજાને મદદગાર થવાને ખુશી હતા. હેન્રીએ જે મહત્વનું કામ કર્યું તે **દેશનો વેપાર તથા આબાદાની વધારવાનું** હતું.

(૧) તેણે ફ્રાન્સ પાસેથી ૬૦૦,૦૦૦ ક્રાઉનની મોટી રકમ લઇ ઇટેપલ્સની સંધિ કરી.

(૨) ઈ. સ. ૧૪૯૬ માં ગરમ કાપડના મુખ્ય મથક ફ્લૅન્ડર્સ સાથે તેણે વ્યાપારી સંધિ કરી તે "મૅગનસ ઇન્ટરકરસસ" તરીકે ઓળખાય છે.

(૩) હેન્રીની મદદથી એની પ્રજા બાલ્ટિક અને ભૂમધ્ય સમુદ્રમાં વેપાર વધારવાને શક્તિમાન થઇ.

(૪) પશ્ચિમના નવા પ્રદેશોની શોધખોળ કરવાના સાહસને તેણે ઉત્તેજન આપ્યું અને જહૉન કૅબટને તે જે જે પ્રદેશો શોધી કાઢે ત્યાં ઇંગ્લિશ ધજા ચઢાવવાની સનદ આપી.

(૫) તેણે અરમારોમાં વધારો કર્યો તેથી ચાંચીઆગીરી ઓછી થઈ.

પરરાજ્યો સાથેના વ્યવહારમાં હેન્રીએ દીર્ઘદૃષ્ટિથી અને ચતુરાઇથી કામ લીધું. ઇંગ્લૅન્ડના નજીકના પાડોશીઓ ફ્રાન્સ અને સ્પેન સાથે તેને ઘણું કામ પાડવાનું હતું. તે બંને દેશો વચ્ચે ઇટલિ અને ફ્રાન્સમાં વધારે સંસ્થાનો સ્થાપવા માટે રસાકસી ચાલતી હતી. હેન્રીએ ફ્રાન્સ સાથે કાયમની સુલેહ કીધી અને ફ્લૅન્ડર્સ સાથે વ્યાપારી સંધિ કીધી તે આપણે જોઈ ગયા. સ્પેનના રાજા અને રાણી, ફર્ડિનાન્ડ અને ઇસાબેલાની પુત્રી કૅથેરાઇન સાથે પોતાના પુત્ર આર્થરનાં લગ્ન કરી તેણે સ્પેનની મિત્રતા સાધી. પોતાની પુત્રી માર્ગરેટને સ્કૅાટલૅન્ડના રાજા જેમ્સ ૪થાને પરણાવી ઇંગ્લૅન્ડની ઉત્તરની

સરહદનો નિર્ણય કરી. આ છેલ્લાં લગ્નથી સ્કૉટ રાણી મેરી અને તેનો પુત્ર જેમ્સ ૧ લો જનમ્યાં હતાં. આ પ્રમાણે પોતાની કાર્યકુશળતાથી અને અનેક રાજ્યો સાથે સ્નેહસંબંધ બાંધી ઇંગ્લૅન્ડનો દરજ્જો અને મોભો તેણે વધાર્યો અને દેશમાં શાંતિ પાથરી તે ૧૫૦૯માં મરણ પામ્યો.

નીચેની ટ્યૂડર વંશાવળી અભ્યાસ માટે ઉપયોગી થઈ પડશે:—

## ટ્યૂડર વંશાવળી

### હેન્રી ૭ મો




આ ઉપરથી જણાશે કે આર્થર પોતાના પિતા કરતાં પહેલો મરણ પામ્યો અને કદી રાજા થયો નહિ. સ્કૉટલૅન્ડના જેમ્સ ૪ થા સાથેના માર્ગરેટના લગ્નની અગત્ય સમજાશે. હેન્રી ૮ માને ત્રણ છોકરાં હતાં તે સર્વ ગાદીએ બેસવા પામ્યાં.

**હેન્રી ૮ મો** (૧૫૦૯–૧૫૪૭)—હેન્રી ૭ મા પછી તેનો પુત્ર

હેન્રી ૮ મો ૧૮ વર્ષની વયે ગાદીએ આવ્યો. તે ઘણો દેખાવડો અને હોશિઆર હતો. તેને ગાયન તથા કલાનો ઘણો શોખ હતો. તે જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ સ્વાર્થી, ક્રુર, વિલાસી અને નગુણો થતો ગયો. પોતાના રાજ્યની શરૂઆતથીજ તેણે પોતાના બાપનું એકઠું કરેલું ધન ઉડાવવા માંડ્યું. સ્પેન સાથે એકસંપ થઇ તેણે વગર વિચારે ફ્રાન્સ સાથે લડાઈ વહોરી અને ઇ. સ. ૧૫૧૩ માં કૅલે આગળ ફ્રેન્ચ લોકોને હરાવ્યા. આ લડાઈ "સ્પર્સ" ની લડાઈને નામે ઓળખાય છે. તેમાં મળેલી જીતથી ઇંગ્લૅન્ડે કાંઇપણ ફાયદો મેળવ્યો નહિ. જ્યારે હેન્રીએ જોયું કે સ્પેન તરફથી મદદ મળે તેમ નથી ત્યારે તેણે પોતાના બાપની માફક અમુક વાર્ષિક રકમ લેવાનું ઠેરવી ફ્રાન્સ સાથે સંધિ કરી. સ્કૉટલૅન્ડનો રાજા અંગ્રેજ રાજકુંવરીને પરણ્યો હતો છતાં સ્કૉટ લોકો ઇંગ્લૅન્ડ વિરૂધ્ધ ફ્રાન્સને મદદ કરતા હતા. જ્યારે હેન્રી ફ્રાન્સ સામે યુદ્ધમાં રોકાયલો હતો ત્યારે સ્કૉટલૅન્ડનો રાજા ૪ થો જેમ્સ જે ફ્રાન્સનો મળતીઓ હતો તેણે સરહદપર કાંઈ ટંટો થયો હતો તેનો નિકાલ લાવવાને બહાને ઇંગ્લૅન્ડપર સ્વારી કરી. **ફ્લોડનના મેદાનની લડાઈમાં** સ્કૉટલૅન્ડના લશ્કરે સખત હાર ખાધી (૧૫૧૩). આ લડાઈમાં સ્કૉટલૅન્ડનો રાજા જેમ્સ ૪ થો, સંખ્યાબંધ અમીરો અને ૧૦,૦૦૦ સૈનિકો માર્યા ગયા. નવા તોપગોળાએ ઘણું નુકસાન પહોંચાડ્યું.



ચિત્ર ૩૧–હેન્રી ૮ મો
(૧૫૦૯–૧૫૪૭)

પછી હેન્રી ધ્યાનપૂર્વક રાજ્ય કરવા લાગ્યો. સારે નસીબે એનો મુખ્ય પ્રધાન **ટોમસ વુલ્સી** એનો સલાહકાર હતો. વુલ્સી કાર્યકુશળ અને હોશિઆર હતો. રાજાએ પહેલાં તેને યૉર્કનો વડો ધર્માધ્યક્ષ, પછી કૅન્ટરબરીનો ધર્માધ્યક્ષ નિમ્યો હતો અને છેવટે તેને ચેન્સેલરની પદવી આપી હતી. ઇ. સ. ૧૫૧૫માં પોપે તેને "કાર્ડિનલ"ની ધાર્મિક પદવી આપી. વુલ્સીને એટલી બધી ભેટો અને અપ્રતિમ માનો મળ્યાં કે તેથી તે ઘણો પૈસાદાર થયો. તે મગરૂબ હતો અને તેને વૈભવ, ભપકા ને દમામનો શોખ હતો. જૂનો અમીર વર્ગ તેને ધિક્કારતો અને સખત કરો માટે લોકો એની નિંદા કરતા. પણ જ્યાંસુધી તે રાજાની ઇચ્છાનુસાર વર્તતો ત્યાંસુધી રાજા તેને આશ્રય અને ઉત્તેજન આપતો અને પોતાને લાભ થતો તો પોતાના પ્રધાનની અપકીર્તિની પણ પરવા કરતો નહિ.

સ્પેનનો નવો રાજા ચાર્લ્સ અને ફ્રાન્સનો નવો રાજા ફ્રાન્સિસ ઇંગ્લૅન્ડની મિત્રતા મેળવવાને ઈંતિજાર હતા. કોઇ વખત એક રાજાનો તો કોઇ વખત બીજા રાજાનો પક્ષ લઇ યુરોપમાં સત્તાનું સમતોલપણું જાળવી રાખવાની રાજ્યનીતિ વુલ્સીએ ગ્રહણ કરી. **હેન્રી અને તેના પ્રધાનની આ રાજનીતિ ઘણી કૃત્રિમ હતી.** ઇ. સ. ૧૫૨૦માં હેન્રીએ ફ્રાન્સના રાજા ફ્રાન્સિસ સાથે સંધિ કરી અને તેની સાથે મિત્રતાથી વર્તવાનું વચન આપી કૅલે શહેર આગળ મોટા દબદબા અને ભપકા સાથે બંને જણા ભેટયા. જે સ્થળે તેઓ મળ્યા તે સ્થળ "કિનખાબના મેદાન" તરીકે જાણીતું છે. એક મહીનો થયો નહિ તેટલામાં તો ફ્રાન્સના પ્રતિસ્પર્ધિ સ્પેનના રાજા ચાર્લસને ગ્રેવલિન્સ આગળ મળી તેણે એક ગુપ્ત સંધિ કરી ફ્રાન્સ સામે તેને મદદ કરવાનું વચન આપ્યું. ઇ. સ. ૧૫૨૨માં ઇંગ્લૅન્ડે ફ્રાન્સ સામે લડાઇ જાહેર કરી, કેટલાંક શહેરો લૂટયાં અને બાળી મૂકયાં, પણ કોઇ અગત્યની લડાઇ થઇ નહિ. તે પછી ઇ. સ. ૧૫૨૫માં ઇંગ્લૅન્ડને ફ્રાન્સ સાથે સ્પેન સામે જોડાવવું પડયું કારણ કે ઇટલિમાં સ્પેનનો કેટલોક વિજય થયો હતો. જેવો હેન્રી અને તેનો પ્રધાન

બેવફા હતા તેવાજ ફ્રાન્સિસ અને ચાર્લ્સ પણ હતા. વુલ્સીને પોપ બનાવવાનું વચન આપવામાં આવ્યું હતું પણ જ્યારે તે પ્રસંગ આવ્યો ત્યારે તેને કોરાણે મૂકવામાં આવ્યો. આ પ્રમાણેની સમતોલપણાની નીતિથી બંને દેશો વચ્ચે થતી લડાઈ અટકાવી શકાઈ પણ તે બધું મોટા ખર્ચને ભોગે થયું.

**એક સારૂં નૌકાસૈન્ય** તૈયાર કરવામાં વુલ્સીએ હેન્રીને ઘણી મદદ કરી. હેન્રી અને વુલ્સી ઘણી સારી રીતે સમજતા હતા કે તેઓ પાસે લડાઇમાં ઉતરી શકે તેવાં વહાણો પૂરતાં હોય તોજ યુરોપના મોટાં લશ્કરો સામે ઇંગ્લૅન્ડનું રક્ષણ થઇ શકે. ઘણાંખરાં વહાણો ડેપ્ટફોર્ડ, વુલવિચ, અને પોર્ટસમાઉથ આગળ બાંધવામાં આવ્યાં હતાં. બધું મળી ૪૬ નવી અરમારો હેન્રીના રાજ્યમાં બંધાઈ. તેમાં "ગ્રેટ હેરી" નામની અરમાર વધારે પ્રખ્યાત છે.

ધર્મસુધારણાના વિષયમાં હેન્રીએ જે ભાગ લીધો હતો તે વિષે હવે પછી કહેવામાં આવશે. પણ આપણે અહિંઆ એટલું નોંધીશું કે ઇ. સ. ૧૫૩૫ માં હેન્રીએ પોપને બદલે પોતાને ઇંગ્લૅન્ડના દેવળનો મુખી જાહેર કર્યો. એણે મઠો બંધ કરાવ્યા. જે લોકો પ્રૉટેસ્ટન્ટ પંથના સિદ્ધાંતોનો ફેલાવો કરતા તેને એણે વગર દયાએ મારી નંખાવ્યા. આખા દેશના દરેક દેવળમાં બાઇબલની એક નકલ થાંભલા સાથે સાંકળથી બાંધી રાખવાનો એણે હુકમ કર્યો.

નીચેની હકીકત પરથી **હેન્રીની કૃતઘ્નતાનો** ખ્યાલ આવશે:—

(૧) એમ્પસન અને ડડલીની મદદથી મળેલા દ્રવ્ય વડે તે મોજ મજાહ મારતો હોવા છતાં લોકપ્રિયતા મેળવવા ખાતર તેણે તેઓ બંનેનો વધ કરાવ્યો.

(૨) તેણે વુલ્સીનો સઘળો માન મરતબો છીનવી લીધો અને જો વુલ્સી મરણ ન પામ્યો હોત તો કદાચ તેને ફાંસીએ ચઢવાનો વખત આવત.

(૩) ટૉમસ ક્રૉમવૅલ, ટૉમસ મોર અને બિશપ ફીશરને તેની

મરજી વિરૂદ્ધ વર્તવાથી ફાંસીએ ચઢવું પડયું.

હેન્રીનો રાજ્યઅમલ આપખુદી અને જુલ્મી હતો. પણ તે ઘણો સમજુ હતો અને પોતાના કયાં કાર્યથી લોકોમાં અસંતોષ પ્રગટવાનો સંભવ રહેતો તે પોતે સારી રીતે જાણી શકતો. હેન્રીના વખતમાં ધર્મનો મામલો એટલો તો તોફાને ચઢયો હતો કે તેવા વખતમાં એક મજબુત અને મક્કમ મનુષ્યજ સહીસલામતીથી રાજ્ય નિભાવી શકે. લોકો સઘળું સાંખી રહેતા અને હેન્રીના રાજ્યથી રાજી હતા તેનું કારણ એ હતું કે તે દેશમાં સારો બંદોબસ્ત જાળવતો અને વેપાર આબાદાનીભર્યો થતો.

**એડવર્ડ ૬ ઠ્ઠો** (૧૫૪૭-૧૫૫૩)—હેન્રીના મરણ પછી તેનો પુત્ર એડવર્ડ ૧૦ વર્ષની વયે ગાદીએ આવ્યો. તેની બાલ્યાવસ્થાને લીધે દેશનો રાજવહીવટ ૧૬ ઉમરાવોના એક સલાહકાર મંડળને સોંપવામાં આવ્યો. બે વર્ષ સુધી તેનો મામો ડયૂક ઑફ સમરસેટ રાજરક્ષક હતો. હેન્રીના વખતમાં એડવર્ડનું લગ્ન સ્કૉટલૅન્ડની રાજકન્યા મેરી સાથે કરવાનું ઠર્યું હતું. તેથી એડવર્ડના ગાદીએ આવ્યા પછી એ લગ્ન કરી ઇંગ્લૅન્ડ અને સ્કૉટલૅન્ડને એકત્ર કરવાં એવો સમરસેટનો વિચાર હતો, પણ તે ગોઠવણ સીધી રીતે પાર નહિ ઉતરે એમ લાગવાથી તેણે સ્કૉટલૅન્ડપર ચઢાઈ કરી અને પિંકીની ખુનખાર લડાઈમાં સ્કૉટ લોકોને સખત હાર ખવાડી. પરંતુ આ યુદ્ધનું કાંઈ પરિણામ આવ્યું નહિ કારણ કે મેરીને ફ્રાન્સ નસાડી મુકવામાં આવી અને ત્યાં તે ફ્રાન્સના યુવરાજને પરણી ગઈ; પણ ફ્રાન્સિસ ૨ જા તરીકે રાજ કરી ઇ. સ. ૧૫૬૦માં તે મરણ પામ્યો. સમરસેટ એક ચુસ્ત ધર્મસુધારક હતો. **પ્રૉટેસ્ટન્ટ પંથની સ્થાપના માટે તેણે ઘણું કર્યું.** તેણે ઘણા ધાર્મિક કાયદાઓ રદ કર્યા, દેવળોની રંગેલા કાચની બારીઓ અને સંતોની મૂર્તિઓનો તેણે નાશ કર્યો, દેવાલયોની ઘણી ધાર્મિક ક્રિયાઓ બંધ કરાવી, લૅટિન ભાષામાં લખાયલી પ્રાર્થનાપોથી વાંચવાનો રિવાજ બંધ કર્યો અને તેને બદલે અંગ્રેજી ભાષામાં લખેલો પ્રૉટેસ્ટન્ટ ભજનગ્રન્થ

દાખલ કર્યો. કામદાર અને વ્યાપારી વર્ગના સંઘના પૈસા અને માલમિલ્કત જપ્ત કર્યાં અને બિશપ ગાર્ડિનર અને બૉનરને કેદ કરાવ્યા. અગાઉની માફક હવે ખેતીના ધંધાને ઉત્તેજન મળતું નહિ. ઊનનો વેપાર વધારે ફાયદાકારક નિપજવાથી ઘણા જમીનદારો ખેતીનો ધંધો મૂકી દઈ પોતાની જમીનનો ઉપયોગ ઘેટાં ચારવા અને ઉછેરવા માટે કરવા લાગ્યા તેથી ખેડુતોને મજુરી મળવી કઠણ થઈ પડી અને બેકારી વધવા માંડી. ગામની સામાન્ય જમીન જેમાં ખેડુતો પોતાના ડુક્કરો અને ઢોરો ચારતા તેને પણ ફરતી વાડો બાંધી બંધ કરવામાં આવી. આ કારણથી અને મઠોનો નાશ થવાથી તથા ગિલ્ડોના (કામદારોના સંઘના) ફંડ જપ્ત થવાથી ઘણાની સ્થિતિ દયાજનક અને દુઃખદાયક થઈ પડી. ધર્મ સંબંધી ઘણા બળવા થયા પણ તેને તરતજ દબાવી દેવામાં આવ્યા. એક ઘણોજ જાણીતો સામાજીક બળવો નૉર્ફોકના ખેડુત રૉબર્ટ કેટની સરદારી હેઠળ ઇ. સ. ૧૫૪૯ માં થયો. સમરસેટની રાજનીતિ નિષ્ફળ નિવડી અને તેનાથી અસંતોષ સિવાય બીજું કાંઈ નિપજ્યું નહિ. તેને એકાએક કેદ કરવામાં આવ્યો અને પછીથી ટાવરગઢમાં તેને ફાંસી દેવામાં આવી.

સમરસેટ પછી વૉરિકનો અમીર ડડલી રાજરક્ષક તરીકે તેની જગ્યાએ આવ્યો અને "ડ્યૂક ઑફ નૉર્થંબરલૅન્ડ" નો ખિતાબ ધારણ કર્યો. **ડડલીએ ધર્મ સુધારણાનો વેગ ઘણો ઝડપથી વધાર્યો.** તેની ઉમેદ રાજકુટુંબ સાથે પોતાનો સંબંધ બાંધવાની હતી તેથી તેણે પોતાના પુત્ર ગિલ્ફર્ડ ડડલીને લેડી જેન ગ્રે સાથે પરણાવ્યો. લેડી જેન ગ્રે હેન્રી ૮ માની બ્હેન મેરીની પૌત્રી હતી. જ્યારે જુવાન રાજા મરણને બીછાને પડયો હતો ત્યારે લેડી જેન ગ્રેને ગાદીવારસ ઠરાવવાની મતલબનું વસિયતનામું તેની પાસે લખાવી લેવાની ડડલીએ તજવીજ કરી. પોતાની જુવાન વયે પણ એડવર્ડ હયુ લેટિમરના શિક્ષણથી ચુસ્ત ધર્મ સુધારક બન્યો હતો, અને તે જાણતો હતો કે મેરી એક ચુસ્ત કૅથૉલિક હતી તેથી તેણે લેડી જેનની તરફેણનું વસિયતનામું કર્યું.

**મેરી** (૧૫૪૭-૧૫૫૩)—લેડી જેન ગ્રેને ઇંગ્લૅન્ડની રાણી બનાવવાના પોતાના તરકટમાં નૉર્થંબરલૅન્ડનો ડ્યૂક ફાવ્યો નહિ. લોકો તરફથી મેરીને સારો આવકાર મળ્યો. તેઓ એમ માનતા કે હેન્રીની પુત્રી ઇંગ્લૅન્ડની રાજગાદીએ આવ્યા પછી દેશની ધાર્મિક બાબતોનો ફડચો શાંતપણે લાવશે અને અમીર ઉમરાવોને દાબમાં રાખશે. નૉર્થંબરલૅન્ડના ડ્યૂકે ૧૬ વર્ષની લેડી જેન ગ્રેને જોર જુલમથી રાણી જાહેર કરી પણ નવ દિવસનું રાજ્ય ભોગવી તેને અને તેના પતિને કારાગૃહમાં જવું પડ્યું. નૉર્થંબરલૅન્ડના ડ્યૂકને ફાંસી દેવામાં આવી. મેરી ચુસ્ત રોમન કૅથૉલિક હતી અને પૂર્વનો રોમન કૅથૉલિક પંથ પાછો સ્થાપવો એવી તેની મહત્વાકાંક્ષા હતી. એડવર્ડ છઠ્ઠાના પસાર કરેલા કાયદાઓ એણે રદ કર્યા. સ્પેનનો રાજા ફિલિપ કૅથૉલિક પંથનો ચુસ્ત હિમાયતી હોવાથી તેની સાથે પોતાનું લગ્ન કરવાની ઇચ્છા તેણે દર્શાવી. સ્પેન અને ઇંગ્લૅન્ડ વચ્ચે આ લગ્નથી ગાઢો સંબંધ બંધાય તે લોકોને ગમતું ન હતું. તરતજ અનેક બંડફિસાદ ઉભા થયા. **સર ટૉમસ વ્યાટની** સરદારી હેઠળ એક ઘણું મોટું બંડ થયું. તેણે લંડન તરફ કુચ કરી અને જાહેર કર્યું કે તે પોતાના દેશને સ્પેનની ગુલામગીરીમાંથી બચાવવા માગતો હતો. વ્યાટ લંડન બ્રિજ આગળ ફાવ્યો નહિ અને થાકેલો પાકેલો કિંગસ્ટન આગળ થઇ ટેમ્પલ બાર આગળ જઇ પહોંચ્યો. પણ તે હાર્યો અને તેને તથા બીજાઓને ઠાર કરવામાં આવ્યા. ફરી પાછાં બંડ ન થાય તે માટે લેડી જેન ગ્રે અને તેના ધણીને પણ ફાંસી દેવામાં આવી.

પછી બીજે વર્ષે મેરીએ ફિલિપ સાથે લગ્ન કર્યું. ફિલિપ સ્પેનનો ગાદીવારસ હતો. તેણે ઇંગ્લૅન્ડને ફ્રાન્સ સામે લડાઇમાં ઉતરવાની ફરજ પાડી. પરિણામે ફ્રાન્સના કિનારાપર આવેલું મહત્વનું કૅલે બંદર જે ઇંગ્લૅન્ડના તાબામાં હતું તે ઇંગ્લૅન્ડે ગુમાવ્યું (૧૫૫૮). ત્યારપછી મેરીએ પ્રૉટેસ્ટન્ટ પંથનું નિકંદન કરવાનો પ્રયત્ન કર્યો. ધર્મને લગતા કાયદાઓ વિરૂદ્ધ થવા માટે તેણે લંડનમાં અને પૂર્વના

પરગણાંમાં લગભગ ૨૦૦ થી ૩૦૦ લોકોને બાળી મૂકયા. તેનું આ કાર્ય ફિલિપની ઉશ્કેરણીને લીધે થયેલું હતું એમ માનવામાં આવે છે, પણ તેથી તો ધારવા કરતાં ઉલટુંજ પરિણામ નિપજ્યું. આખા દેશમાં સ્પેન સામે ધિક્કારની લાગણી પસરી ગઈ અને પ્રૉટેસ્ટન્ટ પંથ સ્વીકારવામાં પ્રજાની સ્વતંત્રતા સમાયલી હતી એવી માન્યતા થવા લાગી. મેરી ઘણી અપ્રિય થઇ પડી હતી. રોમન કૅથૉલિક પંથ પાછો સ્થાપવામાં તે નિષ્ફળ થઇ હતી, કૅલે હાથમાંથી ગયું હતું અને તેનો પતિ ફિલિપ ફ્રાન્સ સાથેની લડાઇ પછી પાછો ફર્યો હતો નહિ અને તેને તજી દીધી હતી. આ સર્વ કારણોથી મેરીને ભારે ઘા લાગ્યો અને તે તુટેલા હૃદયે મરણ પામી.

# પ્રકરણ ૭ મું

## મહારાજ્યની સ્થાપનાનો પાયો (૨)

**ઇલિઝાબેથ** (૧૫૫૩–૧૬૦૩)—ઇલિઝાબેથ ગાદીએ આવી ત્યારે તેને ઘણી મુશીબતો અને ભયો વચ્ચે કામ કરવાનું હતું:—

(૧) ગરીબ લોકો અસંતુષ્ટ હતા.

(૨) કૅલે જવાથી ફ્રાન્સ સાથે શત્રુતા પેદા થઈ. તેઓના જુના મિત્રો સ્કૉટસ પણ પિંકીની લડાઈ ભૂલી ગયા હતા નહિ.

(૩) પોપનું આધિપત્ય સ્વીકારનારા કૅથૉલિક પંથીઓએ ઇલિઝાબેથને હકદાર વારસ તરીકે માનવાની ના પાડી, કેમકે હેન્રી ૮ માનું ઍન બોલીન સાથેનું લગ્ન પોપની સંમતિ વગર થયું હતું અને તેથી તેમના મત પ્રમાણે ઇલિઝાબેથ હેન્રીની અનૌરસ પુત્રી કહેવાય.

(૪) કૅથૉલિક પંથીઓ સ્કૉટલૅન્ડની રાણી મેરી સ્ટુઅર્ટને ઇંગ્લૅન્ડની ગાદી માટે ખરી હકદાર ગણતા હતા. (જુઓ વંશાવળી પાનું ૫૯)

(૫) સ્પૅનિશ વેપારીઓને નવી દુનિઆમાં મળેલી ફત્તેહથી ઇંગ્લિશ વેપારીઓમાં ઇર્ષ્યા ઉત્પન્ન થઈ અને તેઓ એમ માનતા કે સ્પૅનિશ લોકોને લીધેજ કૅલે તેઓના હાથમાંથી ગયું હતું.

ઇલિઝાબેથ ઠરેલ, શાંત સ્વભાવની અને બુદ્ધિશાળી સ્ત્રી હતી. તેણે સર વિલિઅમ સેસીલ (પાછળથી **લૉર્ડ બર્લે**) નામના એક ઘણાજ બાહોશ પુરૂષને પોતાનો પ્રધાન નિમ્યો. ઇલિઝાબેથના ગાદીએ આવવાથી લોકો ઘણા પ્રસન્ન થયા હતા કારણ કે તેઓ જાણતા હતા કે દેશમાં હવે સ્પેનના વગવસીલાનો અંત આવ્યો હતો. ઇલિઝાબેથે ઇંગ્લૅન્ડની ધાર્મિક બાબતો પરથી પોપની સત્તા કાઢી નાખી, ઇંગ્લૅન્ડનો રાજકર્ત્તાજ ધાર્મિક બાબતોમાં પણ સર્વોપરિ છે એવું જાહેર

કર્યું (૧૫૫૯) અને એડવર્ડ ૬ઠ્ઠાની માફક બધાં દેવળોમાં પ્રાર્થનાના પુસ્તકનો ઉપયોગ ફરજીયાત કર્યો, અને જે ધર્મગુરૂઓ કબુલ થયા નહિ તેઓની પદવીઓ છીનવી લેવામાં આવી.



ચિત્ર ૩૨—રાણી ઇલિઝાબેથ
(૧૫૫૩–૧૬૦૩)

**ઇલિઝાબેથને મોટો ભય મેરી તરફનો હતો.** મેરી સ્કૉટલૅન્ડની અને ફ્રાન્સની પણ રાણી હતી. ઇ. સ. ૧૫૬૦માં મેરીનો પતિ ફ્રાન્સિસ ૨ જો મરણ પામ્યો અને મેરી પાછી સ્કૉટલૅન્ડ ગઇ. ત્યાંની પ્રજાએ જહૉન નૉક્સ નામના ચુસ્ત ધર્મ-સુધારકની આગેવાની હેઠળ સુધારાના સંસ્કાર મેળવ્યા હતા અને મેરી કૅથૉલિક પંથની હોવાથી તેઓ તેની વિરૂધ્ધ હતા. તે પછી મેરીએ લૉર્ડ ડાર્નલી સાથે બીજી વારનું લગ્ન કર્યું અને તેઓનો જેમ્સ નામનો પુત્ર ઇંગ્લૅન્ડ અને સ્કૉટ-લૅન્ડ બંનેનો પહેલવહેલો રાજકર્તા થયો. સ્કૉટલૅન્ડમાં ઉમરાવો સત્તાવાન થવા માગતા હતા; તેઓએ કાવત્રું રચી રિઝીઓ નામના મેરીના મંત્રીને મારી નાંખ્યો. બીજા કેટલાક અમીરોએ વેર વાળવા માટે ડાર્નલીનું ખૂન કર્યું. ત્રણ માસ વીત્યા નહિ તેટલામાં તો ડાર્નલીનું ખૂન કરનારા અર્લ ઑફ બૉથવૅલ નામના એક નિર્દય અમીર સાથે મેરીએ પાછું લગ્ન કર્યું. લોકો કંટાળી ગયા હતા. અમીરોએ બળવો કર્યો, અને મેરીને લૉકલૅવનના કિલ્લામાં કેદ કરી તેના બાળક પુત્રને જેમ્સ ૬ઠ્ઠા તરીકે ગાદીએ બેસાડયો અને પોતે

રાજવહીવટ કરવા માંડયો. આશરે એક વર્ષ કારાવાસ સેવ્યા પછી મેરી યુકિતથી છટકી ગઇ અને એક નાનું લશ્કર એકઠું કરી ગાદી મેળવવા માટે પાછો પ્રયત્ન કર્યો, પણ લૅન્ગસાઇડ આગળ તે હારી ગઈ અને તેને ઈંગ્લૅન્ડ નાશી જવું પડયું. ત્યાં ઇલિઝાબેથે તેને રોકી રાખી.

**મેરીને ગાદીએ બેસાડવાની મતલબથી ઓગણીસ વર્ષ સુધી અનેક બંડ ફિસાદ અને તરકટો થયાં.** તે વખતે યુરોપમાં સર્વથી મહાન ગણાતો સ્પેનનો રાજા ફિલિપ તેને સહાય થયો. પોપ અને કૅથૉલિક પંથીઓ તરફથી પણ તેને મદદ મળે તે સ્વાભાવિક હતું. પરંતુ બધાં કાવતરાં નિષ્ફળ ગયાં કારણકે મેરીની પાછળ જાસુસો રાખવામાં આવ્યા હતા અને વફાદાર દરબારીઓ ઇલિઝાબેથની રક્ષા કરી રહ્યા હતા. આખરે એક કાવત્રું જે



ચિત્ર ૩૩–ઇલિઝાબેથ રાણીના વખતની સ્ત્રી



ચિત્ર ૩૪–ઇલિઝાબેથ રાણીના વખતનો પુરૂષ

બેબીંગટનના કાવત્રા તરીકે જાણીતું છે તે પકડાયું. રાજદ્રોહના આરોપસર મેરી સામે અદાલતમાં કામ ચલાવવામાં આવ્યું અને તેને ફૉથરિન્ગેના કિલ્લામાં ફાંસી દેવામાં આવી (૧૫૮૭). મેરીના

મરણના સમાચાર સાંભળી લોકો ઘણા ખુશી થયા કારણ કે તેથી તેઓની પ્રિય રાણી ઇલિઝાબેથ ભયમાંથી મુક્ત થઇ હતી એમ તેઓની માન્યતા હતી. મેરીના પુત્રને પ્રૉટેસ્ટન્ટ શિક્ષકોના હાથ નીચે ઉછેરવામાં આવ્યો અને તે ઇલિઝાબેથ પછી ગાદીએ આવ્યો.

**નાવિકો**—આ સઘળો વખત અંગ્રેજ વહાણવટીઓ પશ્ચિમમાં નવા પ્રદેશોની શોધખોળમાં રોકાવા લાગ્યા હતા. સ્પેનના અને પોર્ટુગલના લોકોએ અમેરિકામાં સંસ્થાનો સ્થાપ્યાં હતાં અને ત્યાંથી તેઓ સોના ચાંદીનો ભંડાર લઇ આવ્યા હતા. ઇ. સ. ૧૪૯૭માં બ્રિસ્ટૉલમાં રહેતો **જહૉન કૅબટ** નામનો એક ઇટલિનો વેપારી વાયવ્ય કોણ તરફથી હિંદુસ્તાન જવાના જળમાર્ગની શોધમાં પાંચ વહાણો સહિત આર્કટિક સમુદ્રમાં થઇ નીકળ્યો. લૅબ્રેડોર અને ન્યૂફાઉન્ડલૅન્ડના કિનારાપર સંસ્થાનો સ્થાપવાનો એણે પ્રયત્ન કર્યો. **જહૉન હૉકિન્સ** નામના એક અંગ્રેજે ઇ. સ. ૧૫૬૨થી ૧૫૬૮ સુધીમાં ત્રણ વખત અમેરિકાની સફર કરી. આફ્રિકામાંથી હબસી ગુલામો પકડી અમેરિકાના સ્પૅનિશ સંસ્થાનવાસીઓને તેઓના શેરડી અને તંબાકુના ખેતરો માટે ગુલામ મજૂરો પૂરા પાડવાનો વેપાર તેણે શરૂ કર્યો. ચાંચીઆઓના રાજા **ફ્રાન્સિસ ડ્રેકે** ઇ. સ. ૧૫૭૨ માં પનામાની સંયોગીભૂમિ આગળ આવેલાં "નૉમ્બ્રે ડી ડીઓસ" નામના સ્પૅનિશ સંસ્થાન પર હલ્લો કરી સોના ચાંદીની પુષ્કળ લૂટ મેળવી. તે ઉપરાંત તેણે તે સંયોગીભૂમિ પગે ચાલીને ઓળંગી અને ત્યાંના દેશીઓએ તેને એક ઝાડ બતાવ્યું તેના પર ચઢી તેણે પૅસિફિક મહાસાગર જોયો. થોડાજ વર્ષ પછી ડ્રેક તે મહાસાગરની સફરે નીકળ્યો. તેણે કેટલાંક સ્પૅનિશ સંસ્થાનોપર હલ્લો કર્યો અને પૃથ્વીની પ્રદક્ષિણા પૂરી કરી ઘણી માલમત્તા લાવ્યો. **માર્ટિન ફ્રોબિશર, સર હંફ્રે ગિલ્બર્ટ** અને **વૉલ્ટર રાલે** જેવા બીજા મહા પુરૂષોએ પણ દરિયાપારના ભવિષ્યના મહારાજ્યનો પાયો નાખવામાં અગત્યનો ભાગ લીધો. તેઓના પ્રયાસથી એક મોટો ફાયદો એ થયો કે નૌકાધિપતિ અને ખલાસીઓને દરિયાઇ સફરનો




ચિત્ર ૩૫—ડ્રેક, ફ્રોબિશર અને ચૅન્સેલરની સફરો દર્શાવનારો પૃથ્વીનો નકશો.
ડ્રેકની સફર જાડી લીટીથી દેખાડવામાં આવી છે

સારો અનુભવ મળ્યો. આ અનુભવ આગળ જતાં સ્પેનના બળવાન રાજ્ય સામે ટક્કર લઈ દરિયાપર પોતાનું ઉપરિપણું સ્થાપવામાં ઇંગ્લૅન્ડને ઘણો ઉપયોગી થઈ પડયો.



ચિત્ર ૩૬—સ્પેનના અજય્ય અરમાર સામે વાપરવામાં આવેલાં ઇંગ્લિશ લોકોના લડાઇના વહાણોમાંનું એક વહાણ

સ્પેનના જુલ્મી અમલથી કંટાળેલા નૅધર્લૅન્ડસના ધર્મસુધારકોએ બળવો કર્યો. ઇલિઝાબેથ તેઓને છુપી રીતે માણસો અને નાણાની મદદ આપી સ્પેનની ધુંસરી ફેંકી દેવા તેઓને ઉશ્કેરતી હતી. આ પ્રમાણે તે સંજોગનો લાભ લઈ તેણે યુક્તિથી સ્પેન સાથે યુદ્ધ થતું અટકાવ્યું. **ઇંગ્લૅન્ડ અને સ્પેન વચ્ચે ત્રીસ વર્ષ સુધી આ રીતે નામની સુલેહ સાચવી શકાઈ એ ઇલિઝાબેથનું મોટું વિજયવંત કાર્ય ગણાય.** જ્યારે તેની ખાત્રી થઇ કે તેની પ્રજા લડાઈમાં ઉતરવાને શક્તિમાન હતી અને પૂરતાં વહાણો તૈયાર હતાં ત્યારે તેણે ફિલિપની સામે લડાઇમાં ઉતરવાની તક સાધી. નૅધરલૅન્ડસના લોકોને તેણે ખુલ્લી રીતે મદદ આપી અને સ્પૅનિશ વહાણો અને કિનારા ઉપરના શહેરો લૂટવામાં પોતાના વહાણવટીઓને ખુલ્લી રીતે ઉત્તેજન આપ્યું. ઇ. સ. ૧૫૮૦ માં ફિલિપે પોર્ટુગલની ગાદી પ્રાપ્ત કરી અને ત્યાંના સુંદર બંદરો, વહાણો અને કિંમતી સંસ્થાનોનો લાભ તેને મળ્યો. ઈ. સ. ૧૫૮૮માં તેણે ૧૩૨ વહાણોનો એક ભવ્ય કાફલો ઇંગ્લૅન્ડ ઉપર જીત મેળવવા માટે મોકલ્યો પણ તે સ્પૅનિશ વહાણો દરિઆઇ લડાઈ માટે કશા ખપનાં ન હતાં. તે બેડોળ હતાં, ગળતાં હતાં, ખલાસીઓ કરતાં સૈનિકો તેમાં વધારે પ્રમાણમાં હતા અને તે નાની તોપોથી સજ્જ થયેલાં હતાં. તે ઘણાં મોટાં હોવાથી તેની ઝડપ થોડી હતી અને તે

સહેલાઇથી આમ તેમ ફરી શકતાં નહિ. ઇંગ્લિશ કાફલો ૨૦૦ વહાણોનો હતો તેમાંનાં ફક્ત ૩૪ વહાણો રાજ્યના **નૌકાસૈન્યનાં** હતાં. બાકીનાં ઇંગ્લિશ વેપારીઓના ખાનગી **હતાં.** ઇંગ્લિશ વહાણો નાનાં હતાં, જલદીથી ફરી શકે તેવાં હતાં અને ભારે હથીઆરોથી સજ્જ થયેલાં હતાં. ઇંગ્લિશ ખાડીમાં દોડાદોડીની લડાઈમાં સ્પૅનિશ લોકો ગુંચવાડામાં પડી ગયા. ડ્રેકના બળતાં ઇંગ્લિશ વહાણોએ સ્પૅનિશ કાફલામાં ઠેક ઠેકાણે આગ લગાડી એટલે સ્પેનના અરમારમાં ભારે ગભરાટ મચી રહ્યો અને સખત તોફાન નડવાથી વહાણો અવ્યવસ્થિતપણે આમતેમ સ્કૉટલૅન્ડ અને આયરલૅન્ડના કિનારાપર અથડાઈ ભાંગીને ભુકો થઈ ગયાં. “પ્રભુએ પવન મોકલ્યો અને દુસ્મન વિખેરાઇ ગયા.” **ઇંગ્લૅન્ડે સમુદ્ર ઉપર સર્વોપરિ સત્તા સંપાદન કરી.** સ્પૅનિશ લોકો પોતાને ગયેલી ખોટ પાછી પૂરી શકયા નહિ અને દરિયાપારના મહારાજ્યની ખરી શરૂઆત માટે માર્ગ ખુલ્લો થયો.




ચિત્ર ૩૭—અજય્ય અરમારે લીધેલો માર્ગ દેખાડનારો નકશો

## નોંધ

**૧૪૯૨** કોલંબસે અમેરિકા દેશની શોધ કરી.
૧૪૯૭ જૉન કૅબટે ઉત્તર અમેરિકાનો ભૂખંડ શોધ્યો.
૧૪૯૮ વાસ્કો ડી ગામાની હિંદુસ્તાનની સફર.
૧૪૯૯ વૉરબેક અને અર્લ ઑફ વૉરિકને ફાંસી.
૧૫૧૩ ફ્લોડનની લડાઇ.
૧૫૫૨ રાજરક્ષક સમરસેટનો વધ કરવામાં આવ્યો.
૧૫૫૪ મેરીએ સ્પેનના રાજા ફિલિપ સાથે લગ્ન કર્યું.
૧૫૫૮ કૅલે અંગ્રેજોના હાથમાંથી ગયું.
૧૫૭૭–૮૦ ડ્રેકે પૃથ્વીની પ્રદક્ષિણા કરી.
૧૫૮૭ સ્કૉટ રાણી મેરીને ફાંસી દેવામાં આવી.
૧૫૮૮ સ્પેનના નૌકાસૈન્યની હાર.

**લૅમ્બર્ટ સિમ્નલ**—ઑકસફર્ડના એક સુથારનો છોકરો હતો. તેને કેટલાક યૉર્કપક્ષવાળાઓ આયરલૅન્ડ લઈ ગયા અને તેને અર્લ ઑફ વૉરિક તરીકે જાહેર કર્યો. તે કેદમાંથી નાસી છૂટયો હોય એમ માનવામાં આવતું. હેન્રીએ ખરા વૉરિકને કેદમાંથી બહાર કાઢી લંડનના મહોલ્લાઓમાં ફેરવ્યો, તોપણ આયરલૅન્ડમાં ઘણા લોકોએ લૅમ્બર્ટની વાત સાચી માની અને તેનો પક્ષ લઈ લડવા તૈયાર થયા. હેન્રી આ બળવાખોરોના લશ્કરને સ્ટોક પાસે મળ્યો અને તેને હરાવ્યું. લૅમ્બર્ટ કેદ પકડાયો (૧૪૮૭). હેન્રીએ દયા બતાવી તેને જીવતો રાખ્યો અને પોતાના રસોડામાં હલકા ચાકરની જગા આપી.

**પર્કિન વૉરબેક** એક કસાઇનો છોકરો હતો. તેણે એવી વાત ફેલાવી કે રિચર્ડ ૩ જાના સમયમાં ટાવરગઢમાં જે બે રાજકુંવરો મરી ગએલા ધારવામાં આવતા હતા તેમાંનો એક પોતે હતો એટલે ગાદીનો હક તેને હતો. રિચર્ડ ૩ જાએ રાજકુંવરોના મરણની વાત એટલી તો છૂપી રાખી હતી કે ઘણા એમજ માનતા હતા કે તેઓ જીવતા હતા. વૉર્બેકને આયરલૅન્ડ, ફ્લૅન્ડર્સ, અને સ્કૉટલૅન્ડ તરફથી

સારી મદદ મળી અને તે કાર્નવૉલ જઈ પહોંચ્યો (૧૪૯૨). હેન્રીનું સૈન્ય આવતું જોઈ તે 'નવા વનમાં' નાશી ગયો અને એક દેવળમાં આશ્રય લીધો. તેને પકડીને અર્લ ઑફ વૉરિક સાથે ટાવરમાં પૂરવામાં આવ્યો અને ઇ. સ. ૧૪૯૯માં કાવતરૂં રચવા માટે બંનેને ફાંસી દેવામાં આવી.

**નજરાણાં**—કર નાંખી નાણાં મેળવવાને બદલે હેન્રીએ નજરાણાની પદ્ધતિ દાખલ કરી. તે મુજબ સૌએ રાજાના અમલદારોને નજરાણું આપવું પડતું.

**સ્ટાર ચેમ્બર**—ન્યાયની અદાલત હતી. તેને તારાગૃહનું નામ આપવામાં આવ્યું હતું કેમકે રાજમહેલના જે ખંડમાં તે અદાલત ભરાતી તેની છતમાં તારાનાં ચિત્રામણ હતાં. તે અદાલતમાં રાજ્યના મુખ્ય અમલદારો ન્યાયાધીશ તરીકે બિરાજતા. તેઓને મોત સિવાયની બીજી બધી શિક્ષા કરવાની સત્તા હતી.

**અમેરિકા**—કોલંબસ પછી અમેરિગો વેસ્પુસી નામનો નાવિક એ ખંડમાં ગયો તે પરથી તેનું નામ અમેરિકા પડ્યું. દક્ષિણ અમેરિકાની શોધ ઇ. સ. ૧૫૦૦માં કેબ્રલ નામના પોર્ટુગીઝ વહાણવટીએ કરી.

**ગુલામોનો વેપાર**—જહૉન હૉકિન્સ આફ્રિકાથી હબસીઓને ઉપાડી જઈ સ્પૅનિશ લોકોને તેમના શેરડી અને તમાકુના ખેતરોમાં કામ કરવા ગુલામ તરીકે વેચી દેતો. તે ક્રૂર ધંધો ૩૦૦ વર્ષ સુધી ચાલ્યો.

**સંસ્થાનો**—સર હંફ્રે ગિલ્બર્ટે ન્યૂફાઉન્ડલૅન્ડમાં સંસ્થાન વસાવવાનો પ્રયત્ન કર્યો અને વૉલ્ટર રાલે નામના એક બીજા માણસે પણ અમેરિકામાં સંસ્થાન સ્થાપી અવિવાહિત ઇલિઝાબેથના સ્મરણાર્થે તેનું નામ "વરજીનિઆ" પાડ્યું. સંસ્થાનો સ્થાપવાના પહેલા પ્રયાસો નિષ્ફળ નિવડયા કારણ કે સંસ્થાનવાસીઓને સખત કામ કરવાની ટેવ ન હતી અને "રેડ ઇન્ડિઅનો" સામે થવાની તેઓમાં શકિત ન હતી.

## પ્રશ્નો

(૧) ઇંગ્લૅન્ડની ગાદી માટે હેન્રી કેવા પ્રકારના હકો ધરાવતો હતો ?

(૨) રાજરક્ષક સમરસેટ, લૅમ્બર્ટ સિમ્નલ, લેડી જેન ગ્રે, જહૉન કૅબટ અને જહૉન હૉકિન્સ વિષે ટુંકમાં લખો.

(૩) સ્કૉટલૅન્ડની રાણી મેરી અને ઇલિઝાબેથનો એક બીજા પ્રત્યે કેવો સંબંધ હતો ?

(૪) હેન્રી ૭ મો યુરોપનાં રાજ્યો સાથે કેવો સંબંધ રાખતો હતો ?

(૫) ટયૂડર સમયની શોધખોળોનું ટુંક વૃતાંત આપો.

(૬) હેન્રી ૮ માની અને એડવર્ડ ૬ ઠ્ઠાની સ્કૉટલૅન્ડ પ્રત્યેની વર્તણુંકનું વર્ણન કરો.

(૭) સ્પૅનિશ અરમારની હાર થવાનાં કારણો દર્શાવો. તે બીનાની અગત્ય સમજાવો.

(૮) ઇલિઝાબેથના વખતમાં સ્પેન સાથે લડાઇ થવાનાં શાં કારણો હતાં ?

(૯) હેન્રી ૮ માના રાજ્યમાં રાજસત્તા શા કારણથી પ્રબળ હતી ?

(૧૦) ઇલિઝાબેથને ગાદીએ આવતાં શી મુશ્કેલીઓ નડી ?

(૧૧) રાણી મેરી સ્ટુઅર્ટની કારકીર્દિનો ટુંક અહેવાલ આપો.

(૧૨) હેન્રી ૭ મો રાજસત્તા પાછી સ્થાપવામાં શી રીતે ફત્તેહમંદ થયો ?

(૧૩) રાજકર્તા તરીકે મેરી ટયૂડર નિષ્ફળ નિવડી તેના કારણ આપો.

(૧૪) ઇલિઝાબેથના રાજ્યને ઇંગ્લિશ ઇતિહાસનો એક ઉજ્જવલ સમય શા કારણથી કહેવામાં આવે છે ?

(૧૫) હેન્રી ૭ માએ પોતાના છોકરાંનાં લગ્ન માટે કેવી ગોઠવણ કરી ? તમે તે વિષે શું જાણો છો ?

(૧૬) હેન્રી ૭ માના રાજ્યમાં અમીરો પોતાની પૂંજી તથા સત્તા શા કારણથી ગુમાવી બેઠા ?

(૧૭) એડવર્ડ ૬ ઠ્ઠાના રાજ્યમાં સ્કૉટલૅન્ડ સામે, મેરીના રાજ્યમાં ફ્રાન્સ સામે અને ઇલિઝાબેથના રાજ્યમાં સ્પેન સામે ઇંગ્લૅન્ડને લડાઇમાં ઉતરવું પડયું તેનાં કારણ આપો.

# પ્રકરણ ૮ મું

## કાયદા અને રાજ્યતંત્રનો વિકાસ (૧)

**નવમી સદી**—ઘણા જૂના કાળથી અંગ્રેજો સભાદ્વારા રાજ કરતા આવ્યા છે. અસલના અંગ્રેજોના વખતમાં લોકોને લગતી સર્વ અગત્યની બાબતોનો નિર્ણય કરવા માટે વર્ષમાં બે વાર લોકોની સભા મળતી. આ અદાલતો "**ફોકમૂટ**" ના નામથી ઓળખાતી અને તેની બેઠક ઘણુંખરૂં કોઇ ઉંચી જગ્યાએ ખુલ્લી હવામાં રાખવામાં આવતી. "ફોક મૂટ"ના સભ્યો કાયદાઓ ઘડતા, તકરારી બાબતોનો ફેંસલો લાવતા, સરદારોની નિમણુક કરતા અને લડાઇ યા સંધિ જાહેર કરતા. પ્રથમ તો "ફોક મૂટ" નો મુખી રાજા હતો પણ પાછળથી જ્યારે નાનાં નાનાં રાજ્યો જોડાઇ ગયાં ત્યારે રાજાને બદલે મુખી તરીકે એક જુદો અમલદાર નિમવામાં આવ્યો, તેને અંગ્રેજો "અર્લડરમેન" કહેતા અને ડેન લોકો "અર્લ" કહેતા; તેજ પ્રમાણે લોક સભાને બદલે જીલ્લા સભાઓ થઇ તે જીલ્લાને લગતો વહીવટ કરતી. જીલ્લા સભાથી ઉતરતી તાલુકા સભા અને ગામ સભા હતી. રાજ્યનો વિસ્તાર ઘણો વધવાથી સઘળા લોકોને સામટા મળવાનું અગવડભરેલું હતું, તેથી "**વિટન**" નામના મહાજને એક વરિષ્ટ અદાલત સ્થાપી. આ અદાલત વર્ષમાં ત્રણવાર મળતી. તેનું પ્રમુખપદ રાજા લેતો અને તેની આસપાસ રાજકુટુંબીઓ, ધર્માધ્યક્ષો, પાદરીઓ, અમીરો અને રાજાના નોતરેલા બીજા કેટલાક મોટા લોકો બેસતા. એજ વિટને "ડેનગેલ્ડ" નામનો કર લેવાનું નકકી કર્યું હતું અને હેરૉલ્ડને રાજા બનાવ્યો હતો, તથા તે પછી વિલિઅમ વિજેતાને ગાદી આપી હતી. 'વિટન' હાલની ઉમરાવની સભાને મળતી હતી કારણ કે તે વખતે તેમાં સામાન્ય લોકોના પ્રતિનિધિત્વ જેવું કાંઇ હતું નહિ.

સૅકસન લોકોના ન્યાય સંબંધી વિચારો કેટલેક દરજજે

આજની ન્યાયરૂઢિને મળતા હતા. અમુક પુરૂષ નિર્દોષ છે કે અપરાધી છે તે તેના આગલાં આચરણ પરથી નક્કી કરવામાં આવતું. ગુનેહગારને મોટે ભાગે દંડની સજા કરવામાં આવતી. તેના સગાંવહાલાંએ મુકદ્દમાની તપાસ માટે તેને રજુ કરવો પડતો. જો તે હાજર નહિ રહેતો તો તેને રાજ-રક્ષણથી બહિષ્કૃત કરવામાં આવતો અને જે તેનાથી હાની પામ્યું હોય તે તેના-પર પોતાની મરજીપ્રમાણે વેર વાળી શકતું. જો તે હાજર રહેતો તો પોતે



ચિત્ર ૩૮—અપમાન સ્થંભ આગળ લઇ જવામાં આવતો એક અપ્રમાણિક ભઠિયારો

આબરૂદાર ગૃહસ્થ છે એમ પોતા તરફથી સોગન ખાઇ કહી શકે તેવા મિત્રોને તે હાજર કરતો, પણ જો તે એવા કોઇ પણ સાક્ષી લાવી શકતો નહિ તો તેને "દૈવી ન્યાય"ની કેટલીક સખત પરીક્ષામાંથી પસાર થવું પડતું, જે મુજબ ઉકળતાં પાણીમાં હાથ બોળાવવામાં આવતા, યાતો લાલચોળ તપાવેલો સળીઓ લઇ થોડે સુધી જવું પડતું અથવા તો લાલચોળ તપાવેલા હળ ઉપર ચાલવું પડતું. આથી થયેલા જખમો જો ત્રણ દિવસમાં રૂઝાતા નહિ તો તેને તકસીરવાર ઠરાવવામાં આવતો. મહાન્ ઑલ્ફ્રેડે કાયદાની સારી વ્યવસ્થા કરી અને "શેરીફો" (નાજર) તથા "અર્લડરમેનો" તેનો બરાબર અમલ કરતા કે નહિ તેની તે સંભાળ રાખતો. શાંતિમય એડગરે પણ કેટલોક સમય કાયદા ઘડવામાં ગાળ્યો. તે ગાદીએ આવ્યો ત્યારે તેણે ત્રણ કાર્યો કરવાનું વચન આપ્યું:

(૧) ધર્માલયો માટે શાન્તિ પ્રાપ્ત કરવી, (૨) લૂટફાટો અટકાવવી, (૩) કાયદાના સઘળા વિષયોમાં ન્યાય દૃષ્ટિ રાખવી.

**અગીઆરમી સદી**—નૉર્મન વિજય પછીનો ઇંગ્લૅન્ડનો ઇતિહાસ ઘણે ભાગે રાજાઓ અને અમીરો વચ્ચેના ટંટાઓ વિષે છે. નૉર્મન રાજાઓ પોતાના અનુયાયીઓને જમીન વહેંચી આપતા અને તેના બદલામાં તેઓએ લડાઇ વખતે રાજાની નોકરી બજાવવી પડતી. પોતાની જાગીરમાં નૉર્મન અમીરો સર્વોપરિ હતા અને પોતાના હાથ નીચેના જાગીરદારો પર સંપૂર્ણ સત્તા ધરાવતા. અમીરો ઉપરનો પોતાનો કાબુ વધારવા માટે વિલિઅમ ૧ લાએ સાલ્સબરીના મેદાનમાં તેઓને એકઠા કર્યા અને પોતાને વફાદાર રહેવાની પ્રતિજ્ઞા તેઓ પાસે લેવડાવી. તે પ્રતિજ્ઞા પ્રમાણે અમીરોના તાબાના દરેક નાનામોટા જમીનદારે પણ રાજાને વફાદાર રહેવાનું હતું અને લડાઇમાં તેને મદદ કરવાની હતી.

પોતાના ભાઇ વિલિઅમ રૂફુસના મૃત્યુ પછી તરતજ હેન્રી ૧લાએ ગાદી પચાવી પાડી. ગાદીનો ખરો હકદાર રૉબર્ટ હતો પણ તે ધર્મયુદ્ધમાં રોકાયલો હતો અને તે વખતે ઇંગ્લૅન્ડમાં નહતો. લોકોની પ્રીતિ સંપાદન કરવા માટે હેન્રીએ "સ્વતંત્રતાની સનદ" બહાર પાડી, તે મુજબ તેણે ત્રણ કાર્યો કરવાનું વચન આપ્યું:

(૧) વિલિઅમ ૨ જાની માફક ધર્માલયોમાં ધર્માધિકારીઓની જગ્યા ખાલી રાખવી નહિ. (૨) અમીરો પાસેથી જે કાંઇ વાજબી રીતે લેવું જોઇએ તે કરતાં વધારેની માગણી કરવી નહિ. (૩) એડવર્ડ ભગતના વખતના કાયદાઓ કાયમ રાખવા. દેશના **કાયદાઓથી રાજા પણ મુકત નથી** એવો અગત્યનો નિયમ હેન્રીએ આ સનદની રૂએ સ્થાપ્યો. ન્યાયનો વહીવટ અમીરો હસ્તક થતો તેને બદલે તે જમીનદારોનાં એક સમૂહ મારફતે થાય તેટલા માટે તેણે એડવર્ડના વખતની જીલ્લા અને તાલુકા સભાઓ પાછી સ્થાપી. તે અમીરોની સત્તાને અંકુશમાં રાખવા માટે ઘણી સહાયકારક થઇ પડી. જીલ્લાની અદાલતનું પ્રમુખપદ રાજા તરફથી

નીમાયલા એક અમલદારને આપવામાં આવતું તે "શેરિફ" ના નામે ઓળખાતો. આ પ્રમાણે હેન્રીએ શાહી ન્યાય પદ્ધતિની શરૂઆત કરી. રાજાને તે ઘણી લાભકારક હતી કારણ કે તે વડે અમીરોપર દાબ રખાતો એટલુંજ નહિ પણ તેથી ઉપજેલી દંડની રકમ શાહી તીજોરીમાં એકઠી થતી.

"વિટન" નામની સભાને બદલે **"શાહી સભા"**ની ઉત્પત્તિ થઇ. તે ફક્ત રાજસભા નહતી પણ જમીનની મહેસુલ પણ તે એકઠી કરતી. કાયદા તથા મહેસુલને લગતી બાબતોનું નિવારણ કરવા માટે હેન્રી ૧ લાએ એક ઠેકાણેથી બીજે ઠેકાણે ન્યાયાધીશોને મોકલવાની રૂઢિ શરૂ કરી. હેન્રીને "ન્યાયના સિંહ"ની ઉપમા આપવામાં આવી હતી.

**બારમી સદી**—અમીરો સામે રાજસત્તા મજબુત કરવાની નીતિ હેન્રી ૨ જાએ ચાલુ રાખી. અમીરોને લડાઇમાં જવું પડતું તેને બદલે તેઓ પાસેથી પૈસા (**સ્કૂટેજ**—યુદ્ધકર) લેવાનું તેણે શરૂ કર્યું. આ યોજના અમીરોને પસંદ પડી. રાજાને પણ તે ફાયદાકારક હતી કારણ કે તે વડે રાજા પોતાની મરજી પ્રમાણે પરદેશી સિપાઇઓ ભાડે રાખી શકતો. હેન્રીએ એક સારૂં લશ્કર ઉભું કર્યું અને અમીરો નિર્બળ થતા ગયા. સ્ટિફનના રાજ્યમાં આંતરમુલ્કિ વિગ્રહને લીધે કાયદા અને ન્યાયનો વહીવટ ઘણો નબળો પડી ગયો હતો. હેન્રી ૨ જાએ હેન્રી ૧ લાની યોજનાનું અનુકરણ કરી શાહી અદાલતમાંથી જીલ્લાની અદાલતોમાં ન્યાયાધીશોને મોકલવાનું પહેલ વહેલું પગલું ભર્યું. દરેક જીલ્લામાં આ ન્યાયાધીશોને તાલુકાના બાર માણસો અને શહેરના ચાર માણસો આવી મળતા અને તેઓ કાયદાનો ભંગ કરનારાઓને તેમની આગળ રજુ કરતા. આ માણસો મુખ્ય પંચના—"જ્યુરીની સંસ્થા"ના—બીજરૂપ હતા. શાહી ન્યાયાધીશોને આ પ્રમાણે ગામ પરગામ મોકલવાની રૂઢિથી સ્થાનિક અમીરોની સત્તાને ભારે ધોકો પહોંચ્યો અને અગાઉ તેઓ પોતાની મરજી પ્રમાણે દંડ કરતા અને કરો નાખતા તે બંધ થયું.

**રાજાની સત્તા સર્વોપરિ હતી.** જાત-કસોટીથી કરવામાં આવતી તપાસને બદલે ૧૨ માણસોનું એક પંચ—"નાની જ્યુરી"—મેળવવામાં આવતું તે મુકદ્દમાની તપાસ ચલાવતું. તેપરથી હાલની ન્યાયની અદાલતોમાં જે "જ્યુરી" ની પદ્ધતિ જોવામાં આવે છે તે ઉત્પન્ન થઈ.

હેન્રીનો મુખ્ય હેતુ સર્વને સરખો ન્યાય આપવાનો હતો પણ તેમ કરતાં તેને દેવાલયો સાથે તકરારમાં ઉતરવું પડયું. વિલિઅમ ૧ લાએ ધર્મખાતાની જુદી અદાલતો સ્થાપવા દીધી હતી તે અદાલતો જે સજા ફરમાવતી તે દિવાની અદાલતો જેટલી સખત નહતી અને ફકત દીક્ષા પામેલા ધર્માચાર્યોજ નહિ પણ ધર્માલયો સાથે સંબંધ ધરાવતો સાધારણ પંક્તિનો સેવક પણ તેનો આશ્રય લઈ શકતો.

ઇ. સ. ૧૧૬૪માં હેન્રીએ સાલ્સબરી પાસે આવેલાં કલૅરન્ડન શહેરમાં એક મોટી સભા બોલાવી અને તેના ન્યાયશાસ્ત્રિઓએ કાયદાની કેટલીક કલમો ઘડી કાઢી તેને અંગે બીજી કેટલીક બાબતો ઉપરાંત એવું નક્કી કરવામાં આવ્યું કે ધર્માલયના ગુનેહગાર સેવકની તપાસ દેશના સાધારણ કાયદાને અનુસરીને કરવામાં આવશે. આ કલમો "**કલૅરન્ડનના ધારાઓ**" તરીકે ઓળખાય છે. ધર્માલયના અધિકારો માટે ખાસ પક્ષપાત ધરાવનારા ધર્માચાર્યોએ તે સામે વાંધો ઉઠાવ્યો અને કૅન્ટરબરીના ધર્માધ્યક્ષ થૉમસ બૅકેટે તેઓને ટેકો આપ્યો. બૅકેટની રાજા સામે થયાની અને તેને મારી નાખ્યાની વાત જાણીતી છે. તેના મૃત્યુથી ધર્માલયોના કાર્યની ફત્તેહ થઇ અને ટયૂડર સમયમાં ધર્મસુધારણા થઇ ત્યાં સુધી ગુનેહગાર ધર્માધિકારીઓની તપાસ ધર્મખાતાની અદાલતો દ્વારા ચાલુ રહી.

**તેરમી સદી**—કાયદા અને રાજ્યતંત્રનો વિકાસ જહૉન અને હેન્રી ૩ જાના રાજ્યમાં ઘણો થયો. આ બંને રાજાઓ ખરાબ રાજકર્તાઓ નિવડયા. જહૉન જુલ્મી હતો અને હેન્રી નબળો હતો. બંનેના વખતમાં અમીરોને બંદોબસ્ત જાળવવો પડયો. વિલિઅમ ૧ લાએ ઇંગ્લૅન્ડ જીત્યું તેને ૧૫૦ વર્ષ થયાં હતાં અને અંગ્રેજો તથા નૉર્મનોની એક એકત્ર પ્રજા બની હતી, તે આપણે અગાઉ જોઈ

ગયા છીએ.

પોતાના રાજ્યની શરૂઆતમાંજ જ્હૉને ઘણાંખરાં ફ્રેન્ચ સંસ્થાનો ગુમાવ્યાં હતાં. રોમના મહંતેશ્વર (પોપ) સાથે તે ઘણું લડ્યો હતો અને પોતાની પ્રજાને તેણે ઘણી નારાજ કરી હતી. તેની ક્રુરતા અને ભારે કરો માટે અમીરો તેને ધિક્કારતા હતા. કૅન્ટરબરીના ધર્માધ્યક્ષ સ્ટિફન લૅન્ગટનની સરદારી હેઠળ ઘણા હથીઆરબંધ અમીરોએ "**મૅગના કાર્ટા**" નામની સનદ એની પાસે મંજુર કરાવી (ઇ. સ. ૧૨૧૫). આ સનદ હેન્રી ૧ લાની સ્વતંત્રતાની સનદને અનુસરતી હતી. જ્હૉનને તે સનદ પ્રમાણે વર્તવાની અને એડવર્ડ ભગતના કાયદાઓ અને રિવાજો મુજબ ચાલવાની ફરજ પાડવાના સોગંદો અમીરોએ લીધા હતા અને તેમ કરવામાં જો હથીઆરની મદદ લેવી પડે તો તે પણ લેવાને તેઓ તૈયાર હતા. "મૅગના કાર્ટા" ની કેટલીક કલમો ઘણી અગત્યની હતી:

(૧) મહાસભાની સંમતિ વગર "સ્કૂટેજ" કે એવી બીજી કોઇ પણ પૈસાની મદદ લઈ શકાય નહિ.

(૨) જે સભામાં ધર્માધ્યક્ષો, ધર્મગુરૂઓ અને અમીર ઉમરાવો મળતા તે સભાની સંમતિ વગર કોઇપણ જાતનો કર નાખી શકાય નહિ. (રાજા જે કાંઇ કર નાખવા માગે તે પાર્લામેન્ટની મંજુરીથી જ નાખી શકાય એવા અગત્યના નિયમનું બીજ આમાં સમાયલું હતું).

(૩) કોઇ પણ સાધારણ માણસને દેશના કાયદા મુજબ ન્યાયપૂર્વક સજા થયા વગર કેદ કરવો નહિ; ન્યાય વેચવો નહિ, તેમાં ઢીલ કરવી નહિ તથા ન્યાય મેળવવામાં કોઇને હરકત કરવી નહિ. (આ કલમોથી પ્રજાની સ્વતંત્રતા તથા જ્યુરીદ્વારા તપાસ ચલાવવાની સવડ કરવામાં આવી.)

બધું મળી તે સનદમાં ૬૩ કલમો હતી. તેમાંની એક ઘણી અગત્યની કલમ એ હતી કે **જ્હૉન પોતાના વચનો પ્રમાણે વર્તે છે કે નહિ તેની દેખરેખ રાખવા માટે ૨૫ અમીરોને**

**નીમવા.** જૉહાનનો ઇરાદો તે સનદ મુજબ વર્તવાનો હતો નહિ. અમીરો સામે લડવા માટે તેણે એક લશ્કર તૈયાર કર્યું પણ પોતે એક વર્ષમાં મરણ પામ્યો.

હેન્રી ૩ જો ગાદીએ આવ્યો ત્યારે નવ વર્ષનો હતો તેથી કેટલોક વખત સુધી દેશનો કારભાર વિલિઅમ અર્લ ઑફ પેમ્બ્રોક અને હ્યુબર્ટ ડી બર્ગ નામના બે રાજ્યરક્ષકોને વારાફરતી સોંપવામાં આવ્યો. હ્યુબર્ટ ડી બર્ગ એક સારો અને સદાચરણી પ્રધાન હતો. રાજા જ્યારે પુખ્ત ઉમ્મરે પહોંચ્યો ત્યારે હ્યુબર્ટ ડી બર્ગ સાથે તેને ટંટો થયો અને પોતાની ફ્રેન્ચ પત્ની ઇલિનૉરના માનીતા દરબારીઓની સલાહ મુજબ રાજ કરવા લાગ્યો. હેન્રીની મા ઇસાબેલાએ એક ફ્રેન્ચ પુરૂષ સાથે બીજીવારનું લગ્ન કર્યું હતું અને તેના સગાવહાલાં પણ ઈંગ્લિશ દરબારમાં આવ્યા કરતાં હતાં. સર્વ સ્થળે દેશના વતનીઓને કોરે મુકી તેઓની નોકરી તથા સત્તા પરદેશીઓ પચાવી પાડતા. રાજા ઘણો છૂટથી ખર્ચ કરતો અને હમેશાં પૈસા મેળવવાની તજવીજમાં મચ્યો રહેતો. અંતે ઇ. સ. ૧૨૫૮ માં સાઇમન ડી મૉન્ટફર્ટની સરદારી હેઠળ અમીરો રાજાને મળ્યા અને કેટલાક સુધારા ઘડી કાઢયા. હેન્રીએ તે કબુલ રાખવા સોગન ખાધા. પણ પોતાને તેમાંથી મુકત કરવા માટે પોપની સહાયતા મેળવી. ફ્રાન્સના રાજા લુઇ ૯ માએ રાજા અને સાઇમન વચ્ચે સલાહ કરાવવાના પ્રયત્નો કર્યા પણ તે નિષ્ફળ ગયા. એમીએન્સ આગળની ફ્રેન્ચ રાજાની શરતો સાઇમને કબુલ રાખી નહિ. એક લશ્કર તૈયાર કરી તે હેન્રી સામે લડયો અને તેના લશ્કરને લ્યુસ આગળ હરાવ્યું. તે પછી સાઈમને પ્રજાકીય સભા બોલાવી. અગાઉ તે અમીરો અને ધર્મગુરૂઓની બનેલી હતી પણ સાઈમને દરેક જીલ્લામાંથી બે જણાને તેઓના પ્રતિનિધિ તરીકે તેમાં બોલાવ્યા. દરેક **શહેરમાંથી પણ બે પ્રતિનિધિઓ મોકલવાની રૂઢિ સાઈમને દાખલ કીધી.** આ બે પ્રકારના પ્રતિનિધિઓથી આમની સભાની શરૂઆત થઈ. તા૦ ૨૮ મી જાનેવારી ૧૨૬૫ ને દિવસે ૨૩ અમીરો, ૧૧ ધર્મગુરૂઓ,

૧૦૫ ધર્માચાર્યો અને બીજા કેટલાક ધર્માધિકારીઓ, તથા દરેક જીલ્લામાંથી બે ગરાસીઆઓ અને દરેક અગત્યના શહેરમાંથી બે શહેરીઓ, સર્વે વેસ્ટમીન્સ્ટર આગળ ભેગા થયા. ત્યારથી ઇંગ્લૅન્ડનું હાલનું રાજાઓ, અમીરો અને સામાન્ય લોકોનું બનેલું રાજ્ય બંધારણ હસ્તિમાં આવ્યું.

સાઇમન ઘણો ટુંક વખત સત્તા ભોગવી શક્યો. થોડાજ મહિનામાં હેન્રીના પુત્ર એડવર્ડે તેને ઇવશામની લડાઈમાં હરાવ્યો અને મારી નાખ્યો (૧૨૬૫).

## પ્રકરણ ૯ મું

### કાયદા અને રાજ્યતંત્રનો વિકાસ (૨)

**તેરમી સદીની આખેરીએ**—પ્રતાપી સાઈમનનું શુભ કાર્ય એડવર્ડ ૧ લાએ આગળ વધાર્યું. ઇ. સ. ૧૨૭૫ની પાર્લામેન્ટમાં તેણે નગરવાસીઓ અને શહેરીઓને નોતર્યા અને જીલ્લામાંથી ગરાસીઆ-ઓને તેડ્યા. ઇ. સ. ૧૨૯૫ માં તે વેલ્સ, સ્કૉટલૅન્ડ અને ફ્રાન્સ સાથે લડાઈમાં રોકાયો હતો ત્યારે તેને પૈસાની ઘણી જરૂર હતી, માટે તેણે પોતાની પ્રજાનો સંપૂર્ણ વિશ્વાસ મેળવવા પોતાથી બનતું કર્યું. આ પ્રસિદ્ધ પાર્લામેન્ટમાં તેણે ઉમરાવો, મોટા અમીરો, ધર્માધ્યક્ષો, ધર્મગુરૂઓ, ધર્માચાર્યો તથા દરેક જીલ્લામાંથી બે ગરાસીઆઓ, દરેક શહેરમાંથી બે શહેરીઓ અને દરેક નગરમાંથી બે નગરવાસીઓને નોતર્યા. કોઈપણ અગત્યનો પુરૂષ કે શહેર બાકી રાખવામાં આવ્યું નહિ. આ પ્રમાણે ધર્માચાર્યો, ઉમરાવો અને સામાન્ય લોકોના પ્રતિનિધિઓ બધા પહેલીવાર એકઠા મળ્યા. તેથી એને **પહેલ વહેલી સંપૂર્ણ અને આદર્શ પાર્લામેન્ટ** કહેવામાં આવે છે. પછીની સઘળી પાર્લામેન્ટો માટે તે નમુનારૂપ થઈ પડી. તે ફક્ત અમીરો, ધર્મગુરૂઓ અને જમીનદારો જેવા અમુક વર્ગોના પ્રતિનિધિત્વવાળી થતી અટકી અને **પ્રજાકીય** બની. "જે બાબતોમાં સમુદાયનો લાભ સમાયલો હોય તેનો બંદોબસ્ત સમુદાયને હસ્તક થવો જોઈએ." એ પ્રમાણેના એડવર્ડ ૧ લાના મુદ્રાલેખને અનુસરી તે રચવામાં આવી હતી. ફ્લાન્ડર્સની લડાઈ માટે એડવર્ડને બે વર્ષ પછી (ઇ. સ. ૧૨૯૭ માં) પાછી નાણાની જરૂર પડી. તેણે પાર્લામેન્ટની સંમતિ વગર નાણાં ઉભાં કીધાં અને જોર જુલમથી અનાજ અને ખોરાક મેળવ્યાં. પાર્લામેન્ટની સભા ઉતાવળથી બોલાવવામાં આવી અને ફ્લાન્ડર્સથી મોકલાવેલા એક દસ્તાવેજપર રાજાને પોતાનો સહી સીક્કો આપવાની જરૂર પડી. તે દસ્તાવેજને "સનદોનો દૃઢ સ્વીકાર" કહેવામાં આવતો. **કર**

**નાંખવાનો હક પાર્લામેન્ટનો છે એ નિયમ સ્થાપવામાં પાર્લામેન્ટે આ પ્રમાણે પોતાની પહેલ વહેલી ફરજ બજાવી.** તેમ છતાં રાજાની ઘણી ખરી આવકો પાર્લામેન્ટના તાબાની ન હતી કારણ કે એક અમીરની માફક રાજાને પણ પોતાની અંગત મીલ્કતોમાંથી ઉપજ થતી. ફક્ત વધારાના ખર્ચો માટેજ કર નાંખવાની જરૂર પડતી. વળી પાર્લામેન્ટને કાયદા ઘડવાનો અધિકાર ન હતો. તેને માટે રાજાને ફકત આગ્રહ કરી શકાતો. આ કારણથી રાજાના પ્રધાનો ઉપર તેમજ વિગ્રહ કે સંધિ જાહેર કરવા વિષેની રાજ્યની એવી મોટી બાબતોપર પાર્લામેન્ટનો અંકુશ નહિ જેવો હતો.

**ચૌદમી અને પંદરમી સદીઓ**—એડવર્ડ ૩જાની ફ્રાન્સ સાથે લાંબો વખત સુધી ચાલેલી લડાઇને પરિણામે પાર્લામેન્ટની સત્તા ઘણી વધી ગઇ કારણ કે લડાઈ માટે હમેશાં પુષ્કળ નાણાની જરૂર રહે છે. નાણા પૂરાં પાડવાની બાબતો ઉપરનો કાબુ ધીમે ધીમે સામાન્ય લોકો એટલે કે પરગણા, શહેરો અને નગરના પ્રતિનિધિઓના હાથમાં ગયો. અર્થાત્ પ્રજાના મુખ્ય ભાગનો કાબુ તેપર સ્થપાયો. નાણાં પૂરાં પાડવાની આ સત્તાને લીધે રાજદ્વારી સત્તા પણ ઘણી વધવા પામી અને અંતે રાજ્યતંત્રના ત્રણ વિભાગોમાં આમની સભા મુખ્ય સ્થાન મેળવવા પામી. અમીરોની સંખ્યા ઘણી થોડી હતી અને તેઓનું ચિત્ત પ્રજાકીય વિષયો કરતાં પોતાના કુટુંબોને લગતી બાબતોમાં વધારે રોકાયલું રહેતું. મોટા ઉમરાવોએ લગ્નની ગાંઠથી નાનાં કુટુંબો સાથે પોતાનો સંબંધ વધારી પોતાની સંખ્યામાં ઉમેરો કર્યો હતો અને તેઓ રાજાના હરીફ થઇ પડયા હતા. કેટલીક પ્રસિદ્ધ વારસાવાળી કન્યાઓ સાથે પોતાના પુત્રોનું લગ્ન કરી એડવર્ડ ૩જાએ ચોક્કસ અમીરોને પોતા તરફ જીતી લેવાનો પ્રયત્ન કર્યો પણ તે પોતાની મતલબમાં ફાવ્યો નહિ કારણ કે તેથી તો રાજગાદીનો હક ધરાવનારાં સંખ્યાબંધ રાજકુટુંબો ઉત્પન્ન થયાં. **એડવર્ડ ૩જાની આ લગ્ન રૂઢિ ગુલાબના વિગ્રહનું એક કારણ હતું.**

એડવર્ડ ૩ જા પછી રિચર્ડ ૨ જો ગાદીએ આવ્યો પણ તે ઉમરાવોને કાબુમાં રાખી શકયો નહિ અને તેને પદભ્રષ્ટ કરી હેન્રી ૪ થાને ગાદીએ બેસાડવામાં આવ્યો. (જુઓ વંશાવળી પાનું ૪૭) હેન્રી ૪ થાએ પોતે પચાવી પાડેલું રાજ્યાસન સાચવી રાખવાની તેવડ કરી અને હેન્રી ૫ મો ફ્રાન્સની લડાઈઓમાં રોકાયલો હોવાથી માંહોમાંહેની તકરારોથી મુકત થવા પામ્યો. હેન્રી ૬ ઠ્ઠો નબળો હતો, કેટલીક વખત તે દિવાનો બનતો. રાજ્ય ચલાવવાને તે નાલાયક હતો. ઉમરાવો માંહોમાંહે લડી મર્યા. યૉર્ક વંશના રિચર્ડે ગાદી માટે દાવો કર્યો અને તે પછી રિચર્ડના અને લૅન્કૅસ્ટર વંશના હેન્રીના અનુયાયીઓએ પોતાની તકરારનો નિવેડો લડાઇથી લાવવાનું નક્કી કર્યું. તે લડાઈ દગલબાજી, અંધાધુંધી અને ખૂનામરકીથી ભરપૂર હતી. પણ તેનાથી દેશના હમેશના કામકાજમાં કાંઈ ખલલ થઈ નહિ. વારાફરતી બંને પક્ષનો વિજય થયો. છેવટે હેન્રી જીત્યો અને પોતાની હોશિઆરીથી તથા કેટલેક અંશે મોટાં કુટુંબોનો નાશ કર્યાથી તે ગાદીનું સર્વોપરિપણુ મેળવી શકયો. ઉમરાવોને ઘણું ખમવું પડ્યું. લડાઈમાં નિપજેલાં મરણથી, ફાંસીની સજાથી તથા મીલ્કતો જપ્ત થવાથી તેઓની સત્તા તુટી પડી હતી. રાજાનો સખ્ત રાજ્ય અમલ પ્રજાએ ખુશીથી સ્વીકાર્યો.

અનેક જુલમગારો કરતાં એક જુલમગાર હોય તે પસંદ કરવા જેવું હતું. સુવ્યવસ્થાના બદલામાં કોઇકવાર જુલમ થાય તે સહન કરવામાં પ્રજાએ સંતોષ માન્યો. ધર્મસુધારણાના સમયે ઇંગ્લૅન્ડમાં પોપની સત્તા તુટી પડવાથી રાજસત્તા સર્વોપરિ થઈ અને રાજાનો કોઇ હરીફ રહ્યો નહિ. (આ વિષે પછીના બે પ્રકરણમાં લખ્યું છે.) ટ્યૂડર રાજાઓનો અમલ ૧૦૦ વર્ષો સુધી રહ્યો. તે સમયને ઘણીવાર "આપખુદી બાદશાહી" નો સમય કહેવામાં આવે છે. તે સમય પ્રજા માટે શાંતિમય અને સુખાકારીનો હતો તેથી રાજકીય અધિકારની યોજનાનો વિકાસ કરવાની તક પ્રજાને મળી. કેટલોક સમય વીત્યા પછી રાજાઓની સખ્તાઈ સામે વિરોધ ઉત્પન્ન થયો.

ટયૂડર રાજાઓએ પોતાનું કર્તવ્ય કર્યું હતું પણ ખરી જરૂરીઆત તેઓએ પૂરી પાડી ન હતી. લોકો પોતાના હકો વિષે વધારે જાગૃત થયા. તેઓ રાજાઓના સમસ્ત હકો શાંતપણે સ્વીકારી શકે તેમ ન હતા. ઇલિઝાબેથના વખતમાં આવીજ મનોવૃત્તિ હસ્તિમાં હતી પણ જ્યાંસુધી જેમ્સ ૧ લો ગાદીએ આવ્યો ત્યાંસુધી તે ખુલ્લી રીતે જાહેરમાં પ્રગટી ન હતી.

## નોંધ

| | |
|---|---|
| ૧૧૬૪ | કલૅરન્ડનના ધારાઓ. |
| ૧૨૧૫ | મૅગના કાર્ટા. |
| ૧૨૬૫ | પ્રજાકીય સભામાં સાઇમન ડી મૉન્ટફર્ટે દરેક પરગણામાંથી ગરાસીઆઓ અને દરેક શહેરમાંથી પ્રતિનિધિઓ તેડાવ્યા. |
| ૧૨૯૫ | આદર્શ પાર્લામેન્ટ. |
| ૧૪૮૫ | હેન્રી ૭ મો નિરંકુશ અને આપખુદી રાજ્ય અમલની શરૂઆત કરે છે. |

**પાર્લામેન્ટ**—ફ્રેન્ચ ધાતુ "પારલર" એટલે 'બોલવું', તે પરથી પાર્લામેન્ટ શબ્દ થયો છે. લંડનમાં અમીરોની એક સભા ૧૨૪૬ માં મળી ત્યારે પહેલવહેલો એ શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો.

**જે. પી.**—એડવર્ડ ૧ લાએ દેશમાં શાંતિ જાળવવાનું કામ દરેક જીલ્લામાં જવાબદાર માણસોને સોંપ્યું હતું તેઓ ન્યાયાધીશનું કામ કરતા. પહેલાં તો તેઓને "Guardians of the Peace" કહેવામાં આવતા અને એડવર્ડ ૩ જાના વખતથી તેઓને Justices of the Peace (સુલેહના અમલદાર) કહેવામાં આવ્યા. હજુ પણ જે. પી. ની પદવી કાયમ છે અને દેશના રાજ્ય કારભારમાં તેઓ અગત્યનો ભાગ ધરાવે છે.

**પાર્લામેન્ટના બે વિભાગો**—ઇ. સ. ૧૩૪૩ માં ઉમરાવો સામાન્ય વર્ગના પ્રતિનિધિઓથી જૂદા બેસતા હતા. વેસ્ટમીન્સટરના

મહેલના "સફેદ ખંડ"માં ઉમરાવો અને ધર્માધ્યક્ષો બેસતા અને "રંગીત ખંડ"માં ગરાસીઆઓ અને શહેરીઓ બેસતા. ગરાસીઆઓને રોજના ચાર શિલિંગ અને શહેરીઓને રોજના બે શિલિંગ આપવામાં આવતા. (હાલ પૈસાની કિંમત તે વખત કરતાં છ ગણી વધી છે.)

**મૅગના કાર્ટા**—જૉન અને અમીરો થેમ્સ નદી આગળ આવેલા રનિમીડના ટાપુમાં મળ્યા. જૉનના સિક્કાવાળી અસલ સનદ હજુ સુધી બ્રિટિશ સંગ્રહસ્થાનમાં છે.

**ધર્મખાતાની અદાલત**—ધર્મખાતાની પદવી ધરાવનાર દરેક મનુષ્ય ધર્મની અદાલતદ્વારા ન્યાય મેળવવાનો હક ધરાવતો. આ હકનો ઘણો ગેરઉપયોગ થતો હતો કારણ કે ફક્ત સ્તોત્ર વાંચી જાણતો હોય તેવો સાધારણ ધર્માધિકારી પણ તેનો આશ્રય લઈ શકતો.

**રાજ્યના આધારભૂત વર્ગો** (Estates of the Realm)—રાજદ્વારી સત્તાધિકારીઓના ત્રણ વર્ગ પાડેલા છે—ધર્માચાર્યો, અમીરો અને સામાન્ય લોકો. હાલની પાર્લામેન્ટ ધર્માધ્યક્ષો, ઉમરાવો અને સામાન્ય લોકોની બનેલી છે.

**અભિવંદન** ( Homage )—ફ્રેન્ચ શબ્દ 'હોમિ' એટલે 'માણસ'પરથી અંગ્રેજી શબ્દ "હોમેજ" થયો છે. ઉતરતી પંક્તિના જમીનદારોએ પોતાના ગરાસીઆઓને વફાદાર રહેવાની આ ક્રિયા કરવી પડતી. તેઓ ઘૂંટણે પડી પોતાના હાથ ગરાસીઆના હાથમાં આપતા. સઘળી જમીન રાજાની કહેવાતી તેથી સઘળા જમીનદારોએ રાજાને અભિવંદન કરવું પડતું.

## સારાંશ

સૅકસન લોકોના વખતમાં મુખ્ય અદાલતો "ફોકમૂટ" નામની લોકસભા હતી. પછીથી તે જીલ્લાસભામાં અને 'વિટન' નામની રાજસભામાં ફેરવાઈ ગઈ. ગુનેહગાર પોતા તરફથી સોગન ખાઈ

સાક્ષી પૂરે તેવા સાક્ષીઓ હાજર કરી શકતો અથવા તો તેણે કેટલીક સખત કસોટીમાંથી પસાર થવું પડતું. નૉર્મન લોકોના 'ફ્યુડલ' ધારા પ્રમાણે દરેક વતનદાર રાજાને વફાદાર રહેવા બંધાતો.

હેન્રી ૧ લાએ શાહી ન્યાયની સ્થાપના કરી. વિટનની જગ્યા શાહી અદાલતે લીધી. લડાઇને સમયે બજાવવી પડતી નોકરીને બદલે હેન્રી ૨ જાએ પૈસા લેવાની રૂઢિ દાખલ કરી. ન્યાયાધીશો નિયમસર જીલ્લાઓમાં ફરી વળતા. બૅકેટના મૃત્યુથી ધર્માચાર્યોની તપાસ દેશના દિવાની કાયદાને અનુસરી કરવા માટેના પ્રયત્નો નિષ્ફળ ગયા. જૉનને મૅગના કાર્ટા નામની સનદ મંજુર રાખવી પડી. હેન્રી ૩ જાના રાજ્યમાં શહેર અને નગરના પ્રતિનિધિઓને સાઇમન ડી મૉન્ટફર્ટે રાજસભામાં નોતર્યા. એડવર્ડ ૧ લાએ આદર્શ પાર્લામેન્ટ બોલાવી. પાર્લામેન્ટે કર નાખવાનો હક પોતાનો હોવાનું જણાવ્યું. ગુલાબના વિગ્રહથી ટયૂડર રાજાઓ માટે આપખુદી રાજ્ય અમલનો સમય આવી પહોંચ્યો. દેશની શાંતિ જળવાતી અને અમીરોના જુલમથી મુક્તિ મળતી તેથી લોકોએ સખત રાજ્ય અમલ પણ ખુશીથી સ્વીકાર્યો.

## પ્રશ્નો

(૧) સૅકસનોના સમયમાં ગુનેહગારની તપાસ જાત-કસોટીથી થતી તે પંચદ્વારા થતી તપાસ કરતાં શી રીતે ઓછી ન્યાયી હતી ?

(૨) સાલ્સબરીના સોગન, સ્કૂટેજ, જ્યુરી, ઠેક ઠેકાણે ફરનારા ન્યાયાધીશો વિષે ટુંકમાં લખો.

(૩) હેન્રી ૧ લાને શા કારણથી 'ન્યાયનો સિંહ' કહેવામાં આવે છે ?

(૪) કલૅરન્ડનના ધારા ઘડવામાં હેન્રી ૨ જાનો શું હેતુ હતો અને તેનું શું પરિણામ નિપજ્યું ?

(૫) જ્યારે રાજાઓ ખરાબ નિવડે છે ત્યારે પાર્લામેન્ટની સત્તા વધતી જાય છે, તેના સંબંધમાં બે જાણીતા બનાવો કયા હતા?

(૬) એડવર્ડ ૧ લાની પાર્લામેન્ટ શી રીતે પ્રજાકીય કહી શકાય?

(૭) એડવર્ડ ૧ લાના મુદ્રાલેખ વિષે તમે શું જાણો છો?

(૮) પાર્લામેન્ટની સૌથી અગત્યની કઇ કઇ ફરજો છે? જે રાજાઓ તે નિયમ વિરૂદ્ધ ચાલ્યા હોય તેના દાખલા આપો.

(૯) ગુલાબના વિગ્રહ નિપજાવવામાં એડવર્ડ ૩ જો શી રીતે સાધનભૂત હતો તે જણાવો.

(૧૦) "ટયૂડર રાજાઓના આપખુદી રાજ્ય અમલ" નો અર્થ સમજાવો. એવા રાજ્યથી પણ લોકો સંતોષી હતા તેનું કારણ શું?

# પ્રકરણ ૧૦ મું

## ધર્મ અને કેળવણી (૧)

**છઠ્ઠી સદી**—ઈંગ્લૅન્ડમાં ખ્રિસ્તી ધર્મ કયારથી દાખલ થયો તે ચોક્કસપણે કહી શકાતું નથી. રોમન આધિપત્યના સમયમાં ઘણા બ્રિટનો ખ્રિસ્તી થયા હતા અને રોમનો ગયા તે પછી પણ નવા ધર્મના સંસ્કાર અમુક અંશે દેશના અસલ વતનીઓમાં રહી ગયા હતા. ત્યારપછી ચઢી આવનાર સૅકસન લોકો મૂર્તિપૂજકો હતા



ચિત્ર ૩૯—મઠના દરવાજા આગળ યાત્રાળુઓની આગતા સ્વાગતા થાય છે અને દાન અપાય છે

અને તેઓ યુદ્ધના દેવ "વોડીન"ની અને ગર્જનાના દેવ "થૉર"ની પૂજા કરતા હતા. ચઢાઈના એવા કાળા કેરના સમયમાં પણ બ્રિટનોએ આયરલૅન્ડ, સ્કૉટલૅન્ડ અને વેલ્સમાં નવો ધર્મ ફેલાવ્યો. સ્કૉટલૅન્ડને પશ્ચિમ કાંઠે આવેલો આયોના નામનો નાનો ટાપુ

ત્યાંના મઠ માટે અને ત્યાંથી મોકલવામાં આવેલા "સૅલ્ટિક" ધર્મોપદેશકો માટે સુવિખ્યાત છે. ઉદાર ખ્રિસ્તી ધર્મથી પણ સૅકસન લોકો પ્રત્યેના બ્રિટિશ લોકોના તિરસ્કારનો પરાભવ થયો નહિ. તેઓમાના ઘણાકે નવો ધર્મ અંતે રોમ પાસેથી પ્રાપ્ત કર્યો હતો.

ઇંગ્લૅન્ડના લોકોને ખ્રિસ્તી ધર્મની દીક્ષા આપવા માટે ઇ. સ. ૫૯૭માં પોપ ગ્રેગરીએ ચાળીશ ધર્મોપદેશકો સાથે **ઓગસ્ટાઇન** નામના ધર્મોપદેશકને મોકલ્યો. કેન્ટનો રાજા એથલબર્ટ ખ્રિસ્તી રાણીને પરણ્યો હતો તેથી તેણે તેઓને સારો આવકાર આપ્યો. કૅન્ટરબરીથી નવો ધર્મ આખા કેન્ટમાં પ્રસર્યો અને એથલબર્ટની પુત્રી એથલબર્ગાના લગ્ન નૉર્થમ્બ્રિઆના એડવીન સાથે થવાથી ખ્રિસ્તી ધર્મ ઉત્તર તરફ પ્રસર્યો. એડવીને નવો ધર્મ સ્વીકાર્યો અને તેની પ્રજાના હજારો લોકોએ તેનું અનુકરણ કર્યું. પણ જ્યારે નૉર્થમ્બ્રિઆના રાજા પેન્ડાએ એડવીનને હરાવી મારી નાંખ્યો ત્યારે જેઓએ નવો ધર્મ સ્વીકાર્યો હતો તેઓએ તે તજી દીધો અને નૉર્થમ્બ્રિઆ પાછું અસલના મૂર્તિપૂજક ધર્મમાં ગરકાવ થઈ ગયું. પણ આયોનાના મઠોમાંથી આવેલા **અઇદાન** નામના ઉપદેશકે નૉર્થમ્બ્રિઆને ફરી પાછું નવા ધર્મમાં ફેરવી નાખ્યું. જ્યારે મૂર્તિપૂજક ધર્મનો હિમાયતી પેન્ડા મરણ પામ્યો ત્યારે નવો ધર્મ સામાન્ય રીતે બધે સ્વીકારાયો. કેટલોક વખત સુધી તો સૅલ્ટિક ધર્માલય અને રોમન ધર્માલય વચ્ચે તકરાર ચાલી પણ ઇ. સ. ૬૬૪ની વ્હિટબીની ધાર્મિક સભા પછી ઇંગ્લૅન્ડે પશ્ચિમ યુરોપના રીતરીવાજો મુજબ ચાલવાનું નક્કી કર્યું.

ઇંગ્લૅન્ડમાં ખ્રિસ્તી ધર્મ આવવાથી દેશને બહુ લાભ થયો. ધર્મની જોડે દેશમાં સુધારો દાખલ થયો. ધર્મગુરૂઓ એકલાજ તે જમાનામાં ભણેલા હતા. તેઓ રોમ અને યુરોપના બીજા દેશોમાં વારંવાર જતા આવતા, અને ત્યાંથી નવા નવા સંસ્કાર ઇંગ્લૅન્ડમાં લાવતા. તેઓ પોતાની જોડે પુસ્તકો લાવ્યા હતા. તેઓએ શાળાઓ, મંદિરો અને મઠો સ્થાપ્યાં, જમીન ખેડી, માંદાની માવજત કરી

અને લોકોને કેળવણી આપવાના તથા દયાના અનેક કાર્યો કર્યાં. ધર્મશાળા, ઇસ્પિતાલ, નિશાળ, પુસ્તકાલય અને સદાવ્રતની ગરજ મઠો પૂરી પાડતા.

**આઠમી સદી**—વ્હિટબીના મઠમાં રહેતો કેડમન નામનો ગોવાળીઓ પહેલો ઇંગ્લિશ કવિ થઈ ગયો. તેની કવિતાઓ સૃષ્ટિની ઉત્પત્તિ વિષેની અને **ધર્મગ્રંથ**માંની બીજી વાર્તાઓથી ભરપૂર હતી પણ તેના સઘળાં લખાણો ગુમ થઈ ગયાં છે. તે સમયના ઇંગ્લૅન્ડ ઉપર **પૂજ્ય બીડીનો** (૬૭૩–૭૩૫) ઘણો ઉપકાર હતો. તેણે પોતાનું જીવન મોટે ભાગે જેરોના મઠમાં ગાળ્યું હતું. અહિંઆ ૬૦૦ મઠવાસીઓ તેની પાસેથી શિક્ષણ પામ્યા અને તેમણે આખા દેશમાં જ્ઞાનનો ફેલાવો કર્યો. બીડીએ પીસતાળીશ પુસ્તકો રચ્યાં. તે મોટે ભાગે લૅટિન ભાષામાં લખાયલાં હતાં અને તેમાંનું સૌથી વધારે વિખ્યાતી પામેલું પુસ્તક “ધર્માલયનો ઇતિહાસ” છે. તેના વખતમાં અને તે પછીના ઘણા વર્ષો સુધી આખા યુરોપમાં નૉર્થંબ્રિઆ તેના વિદ્વજ્જનો માટે પ્રખ્યાત થયું. પણ ડેન લોકોની ચઢાઇથી સઘળી વિદ્યા અને સાહિત્યનો લોપ થયો.



ચિત્ર ૪૦—પૂજ્ય બીડી. જુનો ઇંગ્લિશ ઇતિહાસકાર

**નવમી સદી**—આલ્ફ્રેડ ગાદીએ આવ્યો ત્યારે ધર્મ અને વિદ્યા છેક પડતી સ્થિતિએ પહોંચ્યાં હતાં. તેના સમયમાં ડેન લોકોએ આવી કેવી ખૂનરેજી ચલાવી હતી તે આપણે જોઈ ગયા છીએ. પુસ્તકોનો નાશ થઈ ગયો હતો તેથી આલ્ફ્રેડે પરદેશથી વિદ્વાન ધર્મગુરૂઓને બોલાવ્યા અને મઠોમાં શાળાઓ સ્થાપી. તેમાં યુવાનો

અંગ્રેજી સંપૂર્ણ રીતે વાંચી લખી શકે તેટલો અભ્યાસ કરી શકતા. તેણે પોતે અનેક ગ્રંથોના ભાષાંતર અંગ્રેજી ભાષામાં કર્યાં. ડેન લોકોએ નાશ કરેલાં મંદિરો અને મઠો ફરીથી સ્થાપ્યાં અને પવિત્ર આચરણવાળા વિદ્વાનોને ધર્મગુરૂઓ તરીકે પસંદ કર્યા.

**દસમી સદી**—ધર્માલયોના ઇતિહાસમાં બીજી મોટી વ્યક્તિ શાંતિશીલ એડગરનો વિશ્વાસુ પ્રધાન **ડનસ્ટન** હતો. તેના વખતમાં મઠવાસીઓ અને લૌકિક ધર્મોપદેશકો વચ્ચે ઝગડો ચાલતો હતો. મઠવાસીઓ એમ માનતા કે ધર્મોપદેશકોનું જીવન જોઇએ તેવું ધાર્મિક ન'હતું. ખાસ કરી તેઓના લગ્ન કરવાના પ્રચાર સાથે તેઓ મળતા થયા નહિ. ડનસ્ટન ફકત એક જ્ઞાનવંત ધર્માચાર્યજ ન હતો પણ તે એક પ્રવીણ રાજનીતિજ્ઞ પણ હતો અને તે જાણતો હતો કે શિક્ષિત ધર્મોપદેશકો દેશને જરૂરના હતા. સામાન્ય રીતે તેણે મઠવાસીઓને લૌકિક ધર્મોપદેશકો સામે ટેકો આપ્યો. પણ એકંદરે નૉર્મન વિજય પહેલાના ઇંગ્લિશ ધર્મસ્થાનો વિદ્વત્તા કે પવિત્રતા માટે જાણીતા ન હતા. વિલિઅમ વિજેતાએ ધર્માલયોમાં જ્યારે જ્યારે જગાઓ ખાલી પડી ત્યારે નૉર્મન પાદરીઓને તે આપી અને લાન્ફ્રાન્કને કૅન્ટરબરીનો મુખ્ય ધર્માધ્યક્ષ બનાવ્યો. ઇંગ્લિશ ધર્મગુરૂઓ કરતાં નૉર્મન ધર્મગુરૂઓ સારી કેળવણી પામેલા હતા.

**અગીઆરમી સદી**—નૉર્મન વિજય પછી ત્રણ મુખ્ય ફેરફારો માલમ પડે છે: (૧) પાદરીઓના શિક્ષણ અને આચરણમાં દેખીતો સુધારો થયો. (૨) પ્રજાકીય બાબતોમાં ધર્મગુરૂઓનું પ્રાબલ્ય વધતું ગયું. (૩) નૉર્મન લોકોએ અસંખ્ય મંદિરો અને ધર્માલયો બાંધ્યાં.

**ધર્માલયોને રાજ્યના કાયદાથી સ્વતંત્ર બનાવવાની હીલચાલ પશ્ચિમ યુરોપના દરેક દેશમાં ચાલી રહી હતી.** દેવાલયો પ્રત્યેના ગુનાહોની તપાસ માટે ધર્મગુરૂઓ પોતાની જુદી અદાલતો સ્થાપી એવો દાવો કરવા લાગ્યા કે પાદરીઓએ

અને બીજા ધર્માધિકારીઓએ દેશના રાજાને નહિ પણ રોમના મહંતેશ્વર (પોપ) ને પોતાનો ઉપરી માનવો જોઈએ. આ તકરાર ધર્મસુધારણા થઇ અને રોમ સાથેનો સંબંધ તુટયો ત્યાંસુધી ચાલી.



ચિત્ર ૪૧–કૅન્ટરબરીના ધર્માધ્યક્ષ લૅનફ્રૅન્કનો સિક્કો




ચિત્ર ૪૨–કૅન્ટરબરીના ધર્માધ્યક્ષ ઍનસમનો સિક્કો

**બારમી સદી**—ધર્મની તકરારી બાબતમાં ભાગ લેનારા પ્રતિષ્ઠિત પુરૂષો **ઍનસમ** અને બૅકેટ હતા. ધર્મગુરૂઓ અને રાજાઓ વચ્ચેના કલહનો આરંભ રકતકેશી વિલિઅમના સમયમાં થયો. વિલિઅમ ૨ જાએ મંદિરોની મીલ્કત લૂંટવા માંડી, ધર્મખાતાંઓમાં ખાલી પડેલી જગાઓ પૂરી નહિ અને દેવાલયોના ભંડોળ પોતે પચાવી પાડયાં. **ઍનસમ** (૧૦૩૩–૧૧૦૯) નામના ધર્માધ્યક્ષે રાજાની આવી વર્તણુંક પ્રત્યે અભાવ દર્શાવ્યો અને તેને ઠપકો આપ્યો. રાજાએ તેને દેશનિકાલ કર્યો. હેન્રી ૧ લાએ તેને પાછો બોલાવ્યો પણ તેની સાથે એવી તકરાર ઉઠાવી કે ધર્મખાતાના જે માણસો જમીનદાર હોય તેઓએ રાજાને તાબેદાર રહેવું જોઇએ. વળી તેણે એવી હઠ પકડી કે ધર્મગુરૂઓને ઉપાધ્યાયની પદવી

એનાયત કરવાનો હક એને હોવો જોઇએ. **ઍનસમ** એમ માનતો હતો કે કૅન્ટરબરીના વડા ધર્માધ્યક્ષ તરીકે તે હક તેનો હતો. આ તકરારનું પાછળથી સમાધાન કરી એવું નક્કી કરવામાં આવ્યું કે ધાર્મિક વિષયો ધર્મગુરૂઓને અને લૌકિક વિષયો રાજાને સોંપવા. તે વખતે ધર્મગુરૂઓ કેવા પ્રબળ થતા જતા તે સમજવામાં તે તકરારનું રહસ્ય સમાયલું છે. ઍનસમ તે સમયનો એક મહાન્ ધર્મોપદેશક થઇ ગયો.

રાજ્યના કાયદાની અધિકતા વધારી તે કાયદાઓ દેશના તમામ ધર્મોપદેશકો અને સામાન્ય લોકોને એક સરખા લાગુ પાડવા એવો હેન્રી ૨ જાનો હેતુ હતો, તે આપણે અગાઉ જોઈ ગયા. ધર્માલયો તરફથી **થૉમસ બૅકેટે** એવો દાવો કર્યો કે ગુનેહગાર ધર્માધિકારીની તપાસ તેઓની જૂદી અદાલતોમાં ચાલવી જોઈએ. ધર્મગુરૂઓની મતલબ ધર્માલયોને દુનિયાદારીથી વિમુખ રાખવાની હતી અને તેથી તેઓએ દેશની દિવાની અદાલતોને શરણ થવા ના પાડી. બૅકેટ કલૅરન્ડનના ધારાઓની વિરૂદ્ધ થયો (૧૧૬૪). તેને દેશનિકાલ કરવામાં આવ્યો પણ થોડો વખત પછી તેને પાછો બોલાવવામાં આવ્યો. તે પછી કૅન્ટરબરીના દેવળમાં તેનું ખૂન થયું. બૅકેટ જીવતો હતો ત્યારે તેણે ધર્માલયોની જે સેવા બજાવી હતી તેથી પણ વધારે સારી સેવા બજાવવામાં તેનું મૃત્યુ સાધનભૂત થઇ પડયું. તરતજ તે પીર સમાન ગણાવવા લાગ્યો. હેન્રીના શત્રુઓ આ તક સાધી રાજાની નિંદા કરવા લાગ્યા, પણ તેને બૅકેટના ખૂન




ચિત્ર ૪૩—કૅન્ટરબરીના ધર્માધ્યક્ષ બૅકેટનો સિક્કો

સાથે કાંઈ લેવાદેવા ન હતી એમ તેણે જાહેર કર્યું. ધર્માલયોની અદાલતોને પોતાને તાબે કરવાની તેની સર્વ આશાઓ નિષ્ફળ નિવડી. ધર્મસુધારણા થઈ ત્યાંસુધી તો રાજસત્તા પ્રબળ થઈ શકી નહિ.

**તેરમી સદી**—બૅકેટના મૃત્યુથી ધર્માલયો ઘણાં સત્તાવાન થયાં. પોપે જ્હૉનને ધર્મબહિષ્કૃત કર્યો. તે પછી પોપના પ્રતિનિધિને પગે પડી તેણે રાજમુગટ તેને ચરણે ધર્યો અને પોપે તેને ખંડીઆ રાજા તરીકે સ્વીકારી રાજ્ય પાછું આપ્યું.

ઇ. સ. ૧૨૧૫ માં **સ્ટિફન લૅન્ગટન** નામના કૅન્ટરબરીના ધર્માધ્યક્ષની આગેવાની હેઠળ અમીરોએ "મૅગના કાર્ટા" નામની સનદ માટે રાજાની કબુલાત માંગી.

જ્હૉને પોપને ભારે રકમ આપવાનું વચન આપ્યું હતું પણ લોકો તે આપવા રાજી ન હતા. તે રકમ મેળવવા માટે હૅન્રી ૩ જાએ લોકો ઉપર ઘણા ભારે કરો નાંખ્યા. આ પ્રમાણે આખા દેશમાં ધર્માલયોની સત્તા અને લાગવગ ઘણાં પ્રબળ હતાં. પણ ધર્માલયોને નાણાં પૂરાં પાડવા માટે જબરદસ્તીથી લેવામાં આવેલા કરોને લીધે દિવસે દિવસે અસંતોષ વધતો જતો હતો.

**પ્રવાસી સાધુઓ**—ધર્માચાર્યો ફક્ત રાષ્ટ્રીય સત્તા મેળવવા માગતા હતા એમ માનવું ભૂલભરેલું છે. તેઓનો સમસ્ત વર્ગ ધર્માલયોમાં સુધારા કરવાને અને તેને પૃથ્વીનાં સર્વ સ્થળે આદર્શરૂપ બનાવવાને આતુર હતો. કાળે કરીને જો મઠવાસીઓ પોતાનાં આચરણમાં ઢીલા થતા અને ધર્માચાર્યો પોતાની ફરજ બજાવવામાં બેદરકાર માલમ પડતા તો તેવા પ્રકારની બદીઓ સુધારવાની હીલચાલો વારેઘડીએ થતી. તેમાં સૌથી વધારે જાણીતી "પ્રવાસી સાધુઓ"ની હીલચાલ હતી. આ સાધુઓના બે વર્ગ હતા—Franciscans or Grey Friars (શ્વેતાંબરી) અને Dominicans or Black Friars (કૃષ્ણાંબરી).

(૧) શ્વેતાંબરી વર્ગની સ્થાપના ફ્રાન્સિસ નામના સંતે ઇ. સ. ૧૨૦૯ માં કરી હતી તેથી તેઓ "ફ્રાન્સિસકન્સ" પણ કહેવાય છે. તેઓ ભિક્ષુક હતા અને જમીન કે કોઇપણ પ્રકારની માલમીલ્કત નહિ રાખવાનું, ગરીબો કે નિરાધારને મદદ કરવાનું તથા માંદાઓની માવજત કરવાનું વ્રત લેતા. ખાસ કરી તેરમા અને ચૌદમા સૈકામાં તેઓએ પ્રજાની ઘણી સેવા બજાવી.



ચિત્ર ૪૪—એક યાત્રાળુ

(૨) કૃષ્ણાંબરી વર્ગની સ્થાપના ડૉમીનીક નામના સંતે ઇ. સ. ૧૨૧૫ માં કરી હતી. તેઓ કાળો ઝભ્ભો પહેરતા હોવાથી તેઓનું તે નામ પડ્યું હતું. આ સાધુઓ લોકોને ધર્મોપદેશ કરતા.

લોક પ્રસિદ્ધિના કેફથી પ્રવાસી સાધુઓની ખરાબી થવા માંડી હતી. તેઓમાંના ઘણા આળસુ અને દુરાચારી જીવનમાં પડી ગયા. અનેક ઢોંગીઓ ધર્મના નામે ધતિંગ કરી ભોળા લોકોને ઠગવા લાગ્યા. "પ્રવાસી સાધુ" એટલે નિરુદ્યમી ભિખારી, એ પ્રમાણે કહેવત થવા પામી. ચૉસર નામના કવિએ પોતાના "કૅન્ટરબરી ટેલ્સ" નામના કાવ્યગ્રંથમાં આ સાધુઓના દુરાચાર અને સ્વચ્છંદની ઠીક મશ્કરી કરી છે.

**ધર્મ યુદ્ધો**—તે જમાનામાં ધાર્મિક ઉત્સાહ કેવો હતો તેનો ખ્યાલ આપણને ધર્મયુદ્ધના અહેવાલપરથી મળશે. અગીઆરમા સૈકાની આખેરીથી તેરમા સૈકાની આખેરી સુધીમાં આખા યુરોપમાં ધર્મના ઉત્સાહીઓએ ઘણાં ધર્મયુદ્ધો આદર્યાં હતાં. તે પવિત્ર લડાઈઓનો હેતુ તે "પવિત્ર મુલક"નો તુર્કોથી છૂટકારો કરવાનો હતો. પહેલા ધર્મયુદ્ધ માટે પિટર ધી હરમીટે ઉપદેશ કર્યો. ઇ. સ. ૧૦૯૬ માં તેણે ટોળાબંધ લોકોને એકઠા કર્યા. તેઓ તે મહાન કાર્ય માટે સેવા બજાવવા તત્પર હતા અને આખો યુરોપ ખુંદી આગળ જઈ

પહોંચ્યા. હજારો માણસો રસ્તે જતાં જતાં મરણ પામ્યાં અને તે આખા લશ્કરને તુર્કોએ નિકોઆ આગળ છિન્ન ભિન્ન કરી નાખ્યું.



ચિત્ર ૪૫—કૃષ્ણાંબરી સાધુ



ચિત્ર ૪૬—શ્વેતાંબરી સાધુ

ત્રીજા ધર્મયુદ્ધનો આગેવાન સિંહહૃદયી રિચર્ડ ૧ લો હતો. બધું મળી સાત ધર્મ યુધ્ધો થયાં પણ તુર્કોને જીતવામાં તે સઘળાં નિષ્ફળ નિવડ્યાં. પરંતુ પૂર્વની વિદ્યા, કલા, સંસ્કાર, ધર્મપ્રિયતા આદિનો પરિચય પશ્ચિમની પ્રજાને કરાવવામાં તે ખપના થઇ પડ્યાં. ધર્મઝનુની લોકોને લડવાનું મળતાં તેઓ રણભૂમિમાં ગયા એટલે પાછળ શાંતિ પથરાઇ તેથી દેશની સમૃદ્ધિ વધારવાની તક મળી. રિચર્ડ ૧ લાએ લડાઇ માટે નાણા મેળવવા સારૂ કેટલાક ખાસ વેપારી હકો વેચવા કાઢ્યા તેથી ઘણા શહેરોને બહુ લાભ થયો.

**કેળવણી**—મધ્યયુગના ધર્માલયો વિદ્યાનો ફેલાવો કરવામાં પણ ઘણાં મદદગાર થઇ પડ્યાં. દરેક દેવળ સાથે નિશાળ રાખવામાં આવતી તેમાં સંતો અને પાદરીઓ બુદ્ધિશાળી છોકરાંને શિક્ષણ

આપતા. ઘણે ભાગે તે લૅટિન ભાષામાં રચવામાં આવતું અને મોઢેથીજ તે શિખવવામાં આવતું. વિદ્યાનો ફેલાવો કરનારાં મધ્યસ્થાન તરીકે



ચિત્ર ૪૭–એક પ્રવાસી સાધુ ખેતરોમાં ધર્મોપદેશ કરે છે

ઑકસફર્ડ અને કેમ્બ્રિજની વિદ્યાપીઠો સ્થાપવામાં આવી. એડવર્ડ ૩ જાના વખતમાં ઑકસફર્ડ યુરોપનું એક સુપ્રસિદ્ધ વિદ્યાનું ધામ હતું. પણ સોળમા સૈકા સુધી તો મઠવાસીઓ અને પાદરીઓ મારફતે સામાન્ય

લોકોને કેળવણી આપવામાં આવતી અને ઘણાજ થોડા લોકો પુસ્તકો વાંચી જ્ઞાન મેળવતા. ૧૪૦૦ વર્ષ સુધી તો ઇંગ્લૅન્ડનો કોઇ રાજા કે ઉમરાવ પણ પોતાના નામ સિવાય જવલેજ બીજું કાંઇ વાંચી કે લખી શકતો.



ચિત્ર ૪૮–ડરહૅમના આશ્રયસ્થાનના દરવાજાપરની હથોડી



ચિત્ર ૪૯–શાંતિનો બાજઠ

**ચૌદમી સદી**—ચૌદમા સૈકાની આખેરીએ **જહૉન વિકલીફ** (૧૩૨૪–૮૪) નામનો પ્રસિદ્ધ સુધારક જાહેરમાં આવવા લાગ્યો. વિકલીફ ઑકસફર્ડનો એક વિદ્વાન પંડિત હતો અને તેને ઇ. સ. ૧૩૭૪માં લટરવર્થનો ધર્મોપદેશક નીમવામાં આવ્યો. ધર્માલયોની બાબતોમાં સુધારો કરવાની તેને ઘણી આકાંક્ષા હતી. તે કહેતો કે ધર્માલયોના દોષોનું મૂળ કારણ ધનવૈભવ અને સત્તા મેળવવાની ઇચ્છા હતું. બાઇબલ સિવાય બીજું કશું પ્રમાણ તે માનતો નહિ અને તેને આધારે તેણે જણાવ્યું કે પોપને નાણા આપવાનો તથા એકજ ધર્માધિકારીને ધર્માલયોની ઘણી જગ્યાએ નીમવાનો રિવાજ વાજબી ન હતો. ધર્મગુરૂઓની એશઆરામવૃતિ અને બેદરકારી તેણે વખોડી કાઢયાં. વિકિલફે "ગરીબ ધર્મોપદેશકો"નો એક વર્ગ સ્થાપ્યો અને પોતાના વિચારો ફેલાવવા માટે તેઓને દેશમાં બધે મોકલ્યા. તે ઉપરાંત તેણે સૌ કોઇ સમજી શકે તેમ સરળ અને જુસ્સાદાર ઇંગ્લિશ ભાષામાં લખાણો લખ્યાં અને તે જનસમાજમાં છૂટથી વહેંચવા માંડયાં તેથી તેના વિચારો વધારે વેગથી પ્રસરવા લાગ્યા. અત્યારસુધી બાઇબલ લૅટિન ભાષામાં હોવાથી

થોડા લૅટિન અને ગ્રીક પંડિતોજ તે વાંચી શકતા; પરંતુ તેણે તેનું અંગ્રેજીમાં ભાષાન્તર કરાવ્યું જેથી સઘળા અંગ્રેજો તે વાંચી શકે.


ચિત્ર ૫૦—જહૉન વિકિલફ

ધર્માધિકારીઓના કેટલાક પ્રચલિત રિવાજો વખોડી કાઢવા ઉપરાંત વિકિલફે ધર્મના સિદ્ધાંતો ઉપર કડવી ટીકા કરી પણ તે સમયને અનુસરતી ન હતી. દ્રવ્યલોભી અને દુરાચારી ધર્મગુરૂઓનો તિરસ્કાર કરવા લોકો તૈયાર હતા પરંતુ ધર્મના સિદ્ધાંતોમાં ફેરફાર કરવા તેઓ તૈયાર ન હતા. ધર્મની વ્યવસ્થામાં સુધારો થાય તે તેઓને પસંદ હતો પણ ધર્મનાં તત્વો ફેરવી નાંખવામાં આવે તે તેઓને ગમતું ન હતું. આશરે બે સૈકા પછી ધર્મસુધારણાને સમયે પણ લોકોએ બધા ફેરફારો ખુશીથી નહોતા વધાવી લીધા.

વિકિલફના અનુયાયીઓ ઘણા હતા. તેના શત્રુઓ તેઓને **"લોલાર્ડ"** ના નામથી ઓળખાવતા. "લોલાર્ડ" શબ્દનો અર્થ "વ્યર્થ લવરી કરનારો" થાય છે. ઇ. સ. ૧૪૦૧ માં "લોલાર્ડો"ને તેઓના પ્રચલિત સંપ્રદાય વિરુધ મત માટે જીવતા બાળી મૂકવાની સજા કરવામાં આવી. આવા જુલમથી તે સુધારકોની સંખ્યા ધીમે ધીમે ઘટી ગઈ અને તેમની હીલચાલ નરમ પડી. તેઓમાંના કેટલાકનો વધ કરવામાં આવ્યો અને ઘણાએ તો બળી મરવા કરતાં સોગંદ ખાઇ પોતાના ધર્મસિદ્ધાંતોનો પરિત્યાગ કરવાનું વધારે પસંદ કર્યું. પણ વિકિલફ અને એના અનુયાયીઓના જ્ઞાનોપદેશથી અને તેની લખેલી નિબંધમાળાથી પ્રજાના જૂદા જૂદા અભિપ્રાય ધરાવનારાઓના બે મુખ્ય પક્ષ પડી ગયા!

(૧) નવા ઉપદેશ પ્રમાણે ચાલનારાઓ.

(૨) પ્રાચીન ધર્માચાર પ્રમાણે ચાલનારાઓ.

જ્હૉન ઑફ ગૉન્ટના આશ્રયથી વિક્લિફ પોતાના "પાખંડ" મત માટેની સજાઓમાંથી બચી ગયો. વિક્લિફે આણેલી ધર્મજાગૃતિ પ્રજામાં રહી ગઈ. વિક્લિફને "The Morning Star of Reformation" (ધર્મસુધારણાનો આદ્યતારો) કહેવામાં આવે છે.

## નોંધ

૫૯૭ ઑગસ્ટાઇન ૪૦ સાધુઓ સાથે કેન્ટ ગયો.
૬૬૪ વ્હિટબીની ધાર્મિક સભા.
૭૩૫ પૂજ્ય બીડીનું મરણ.
૧૧૬૪ કલૅરન્ડનના ધારા.
૧૧૭૦ ધર્માધ્યક્ષ બૅકેટનું ખૂન.
૧૨૧૫ કૅન્ટરબરીના ધર્માધ્યક્ષ સ્ટિફન લૅન્ગટનની આગેવાની હેઠળ અમીરોએ જ્હૉન પાસે "મૅગના કાર્ટા" નામના કરારો પર સહી કરાવી.
અગીઆરમા સૈકાથી તેરમા સૈકા સુધી ધર્મયુધ્ધો. તેરમા અને ચૌદમા સૈકામાં "પ્રવાસી સાધુઓ"નું આવી લાગવું.
૧૩૮૪ જ્હૉન વિક્લિફનું મૃત્યુ.

**સૅકસન લોકોના દેવો**— સૅકસન લોકોના દેવોના નામપરથી અંગ્રેજી સાત વારના નામ પડ્યાં છે. Woden : યુદ્ધના દેવપરથી Wednesday; Thor : ગર્જનાના દેવપરથી Thursday; Tew: અંધકારના દેવપરથી Tuesday; Frea : સૌંદર્યની દેવીપરથી Friday; Soetere: દ્વેષના દેવપરથી Saturday; સૂર્ય અને ચંદ્રપરથી Sunday અને Monday. ઍંગ્લો સૅકસન લોકોનું સ્વર્ગ "વાલહલ્લા" કહેવાતું. તેઓ એમ માનતા કે જે કોઇ રણભૂમિપર મરણ પામતું તેને તે સ્વર્ગ પ્રાપ્ત થતું. ત્યાં સાંજના તે પોતાનો

વખત ખાવા પીવામાં પસાર કરતો અને દિવસનો વખત લડવામાં ગાળતો.

**થૉમસ બૅકેટ** હેન્રી ૨ જા સાથે સમાધાની કર્યા પછી પાછો ઇંગ્લૅન્ડ ગયો. ધર્માધ્યક્ષની કેન્ટમાંની મીલ્કતો 'ડી બ્રોક' ના કુટુંબે પચાવી પાડી હતી તેને ધર્મબહિષ્કૃત કર્યું. ગરાસીઆઓએ કૅન્ટરબરીમાં બૅકેટની મુલાકાત લીધી અને તેને જણાવ્યું કે ગુનેહગારો માટે મારી મેળવવા રાજાએ તેઓને મોકલ્યા હતા. બૅકેટે ના પાડી અને સંધ્યાકાળની પ્રાર્થના માટે દેવળમાં ગયો. ગરાસીઆઓ તેની પૂઠે ગયા અને તેને ઘસડી જવાના પ્રયત્નો કર્યા. તે સામે થયો પણ તેને પટકીને મારી નાંખવામાં આવ્યો. મરતાં મરતાં તે બોલ્યો કે, "ઇસુના નામ માટે અને ધર્માલયોના રક્ષણ માટે તે મરવાને ખુશી હતો." કૅન્ટરબરીની તેની પવિત્ર કબરની જાત્રા પશ્ચિમ યુરોપમાં સેંકડો વર્ષો સુધી માનીતી થઇ પડી હતી. થૉમસ ક્રૉમ્વેલે ઇ. સ. ૧૫૩૮ માં તે કબરનો નાશ કરાવ્યો અને હેન્રી ૮ માએ બૅકેટનું નામ ધર્માલયોના પ્રાર્થના પુસ્તકોમાંથી કાઢી નાંખ્યું.

**પાખંડી**—Heretic—પ્રચલિત ધર્મમત વિરૂદ્ધ ચાલનારા લોકોને જીવતા બાળી મુકવાનો કાયદો હેન્રી ૪ થાના વખતમાં પસાર થયો.

**"નાઇટ ટેમ્પ્લર"** (Knight-Templar)—યાત્રાળુઓના રક્ષણ માટે પહેલવહેલી જેરૂસેલમમાં સ્થાપેલી ધાર્મિક ટોળી. જેરૂસેલમના મહેલના ચોક્કસ ભાગનું નામ "સોલોમન્સ ટેમ્પલ" હતું તે પરથી એ નામ પડ્યું. તે ટોળી સફેદ ઝભ્ભો પહેરતી અને તેનાપર લાલ ચોકડી કરવામાં આવતી. તેરમા સૈકાની આખેરીએ તેની સંખ્યા ૧૫,૦૦૦ જેટલી હતી.

**આશ્રયસ્થાનનું બારણું ઠોકવાની હથોડી**—ચિત્ર ૪૮ માં બતાવવામાં આવી છે તે ડરહૅમના દેવળના દરવાજાપરની છે. ચિત્ર ૪૯ માં જે બાજઠ છે તે બારમા સૈકાનો હેકઝામના આશ્રમનો છે. ડરહૅમમાં ભયમાંથી નાશી છૂટનાર તે કાંસાની હથોડી ઠોકતો. જેવો તેને અંદર દાખલ કરવામાં આવતો તેવો તરતજ એક ઘંટ વગાડવામાં

આવતો અને તેપરથી એમ ખબર કરવામાં આવતી કે ત્યાં કોઈએ આશ્રય લીધો છે. ડાબી બાજુએ ખભા આગળ પીળી ચોકડીવાળો એક કાળો ઝભ્ભો તેને પહેરાવવામાં આવતો. દેવળના આશ્રય હેઠળ તે સહીસલામત હતો અને તેને કોઈ છેડતું નહિ. હેકઝામ અને બીજી જગ્યાઓએ "શાંતિનો બાજઠ" રાખવામાં આવતો. ભયમાંથી બચવા માટે નાશી છૂટનાર તે બાજઠ આગળ જઈ પહોંચતો નહિ ત્યાંસુધી તે સહીસલામત ન હતો.

## સારાંશ

રોમન લોકોએ કેટલેક અંશે બ્રિટિશ લોકોને ખ્રિસ્તી ધર્મ પાળતા કર્યા. સૅકસનો મૂર્તિપૂજક હતા. ઇ. સ. ૫૯૭ માં ઑગસ્ટાઈને કેન્ટમાં ખ્રિસ્તી ધર્મ ફેલાવવાની શરૂઆત કરી. ઍન્ગલો સૅકસનોના વખતમાં પૂજ્ય બીડી એક ઘણોજ પ્રખ્યાત ધર્માચાર્ય થઈ ગયો. ડેન લોકોએ જે કાંઈ નાશ કર્યું હતું તે મહાન્ આલ્ફ્રેડે પાછું સ્થાપ્યું. નૉર્મન વિજય પછી ધર્માલયોના વિધિ અને શિક્ષણમાં ચોક્કસ સુધારો થયો. નૉર્મનોના વખતમાં ધર્માલયોના અધિકારીઓને રાષ્ટ્રીય કાયદાથી સ્વતંત્ર કરવાની હીલચાલ થઈ. બૅકેટના મૃત્યુથી ધર્માલયો ધર્મસુધારણા થઈ ત્યાં સુધી પોતાનું સ્વતંત્રપણું જાળવી શકયાં. ધર્મોદ્ધારની જાણીતી ચળવળો—(૧) અગીઆરમા અને તેરમા સૈકાના ધર્મયુદ્ધો. (૨) તેરમા અને ચાૈદમા સૈકામાં "પ્રવાસી સાધુઓ"નું આવી લાગવું. (૩) ચાૈદમા સૈકામાં જહૉન વિકિલફ અને લોલાર્ડો.

# પ્રકરણ ૧૧ મું

## ધર્મ અને કેળવણી (૨)

**સોળમી સદી**—સોળમા સૈકામાં ધર્મોદ્ધાર સંબંધી પશ્ચિમ યુરોપમાં જે ઝડપી સુધારાઓ કરવામાં આવ્યા તેની અસર ઇંગ્લૅન્ડપર કેવી થઇ તે આપણે હવે સારી રીતે સમજી શકીશું. **ધર્મસુધારણા** પહેલાં ખ્રિસ્તી ધર્મ પાળનારાઓમાં બે પક્ષ પડ્યા હતા: (૧) પૂર્વમાં ગ્રીક પંથ. (૨) પશ્ચિમમાં પોપના ઉપરિપણાવાળો રોમન પંથ. મધ્યયુગના મહાન્ ધર્મોદ્ધાર વિષે તથા વિકિલફ અને એના અનુયાયીઓના ઉપદેશથી લોકો કેવા વિચારવંત થયા હતા તે વિષે આપણે વાંચી ગયા. પોતાના પૂર્વજોને જે કાંઇ શીખવવામાં આવ્યું હતું તે હવે તેઓને રૂચતું ન હતું.

જ્યારે ઇંગ્લૅન્ડમાં ગુલાબનો વિગ્રહ ચાલતો હતો ત્યારે યુરોપમાં કેટલાંક મહત્વના બનાવો બનતા હતા, જેથી વિકિલફ અને એના "ગરીબ ઉપદેશકો"એ ફેલાવેલા સિદ્ધાંતો પાછા પ્રકાશમાં આવ્યા અને નવું સ્વરૂપ પામ્યા. તુર્કો મધ્ય એશિઆમાંથી પશ્ચિમમાં પ્રસરતા હતા અને એશિઆ માઇનોર જીતી, ડાર્ડનલ્સ ઓળંગી ધીમે ધીમે છેક કૉન્સટેન્ટીનોપ્લ નજીક જઇ પહોંચ્યા હતા. હજારો વર્ષ સુધી કૉન્સટેન્ટીનોપ્લ ગ્રીક વિદ્યાનું મુખ્ય ધામ હતું. ઇ. સ. ૧૪૫૩ માં તે તુર્કોના હાથમાં ગયું ત્યારથી અનેક ગ્રીક ફિલસુફો અને વિદ્વાન પંડિતો ત્યાંથી પશ્ચિમ તરફના દેશોમાં નાસી જવા લાગ્યા અને ઇટલિના જુદા જુદા શહેરોમાં જઇ વસ્યા. દેશપરદેશના અને ખાસ કરી જર્મનિ, ઇટલિ અને ઇંગ્લૅન્ડના વિદ્યાતુર માણસોને તે પંડિતોની વિદ્વત્તાનો, તેઓએ રચેલા ગ્રંથોનો અને તેઓના ઉપદેશોનો અભ્યાસ કરવાની તીવ્ર અપેક્ષા થઇ. ગ્રીક ભાષાના જ્ઞાનથી તેઓ અસલના ખ્રિસ્તીઓનાં લખાણો વાંચવાને અને પોતાની મેળે બાઇબલ વાંચી સ્વતંત્રપણે તેનો ભાવાર્થ સમજવાને શક્તિમાન થયા.

ઇ. સ. ૧૫૧૭માં **માર્ટિન લૂથર** નામના એક જર્મન સન્યાસીએ તે વખતના ધાર્મિક સંપ્રદાયો વિરૂદ્ધ ચળવળ કરવા માંડી. તેના ઉપદેશની અસરથી ઘણા લોકો એમ માનવા લાગ્યા કે દરેક માણસ પોતાની મેળે બાઇબલ વાંચી ખરાખોટાનો સ્વતંત્રપણે નિર્ણય કરવાને સમર્થ હતો અને પોપ, ધર્મગુરૂઓ અને પાદરીઓની દેખરેખ હેઠળ ધર્માલયોમાં અપાતા શિક્ષણની કાંઇ જરૂર ન હતી. સેંકડો વર્ષો થયાં ધર્મગુરૂઓ ઉપર આંધળી શ્રદ્ધા રાખવાને ટેવાયલા ભલા ખ્રિસ્તીઓને તેઓની ધાર્મિક માન્યતામાં આટલોબધો સુધારો એકદમ કરવામાં આવે તે ઠીક લાગ્યું નહિ. તેથી પશ્ચિમના ખ્રિસ્તીઓમાં બે પક્ષ પડયા: (૧) રોમન કૅથૉલીક, અર્થાત પોપના અનુયાયીઓ. (૨) લૂથરના અનુયાયીઓ—પોપનું ધર્માધિપત્ય નહિ સ્વીકારનારા ખ્રિસ્તીઓ. તેઓએ પ્રાચીન ધર્મ વિરૂદ્ધ વાંધો ઉઠાવ્યો હતો તેથી તેઓ "**પ્રૉટેસ્ટન્ટ**" (વિરોધી) કહેવાતા હતા. તેઓને "સુધારક" પણ કહેવામાં આવતા.

લૂથર ઉપરાંત જુદા જુદા દેશોમાં બીજા પણ જાણીતા સુધારકો હતા. સ્વિટઝરલૅન્ડમાં **ઝિવંગલી** નામનો સુધારક હતો તે પણ પોપની વિરૂદ્ધ થયો પણ લૂથરથી તે જુદા મતનો હતો.

બીજો સુધારક **કેલ્વિન** ફ્રાન્સથી સ્વિટઝરલૅન્ડ નાશી ગયો હતો. તે પાછો ફ્રાન્સ જઇને ત્યાંના સુધારકોનો આગેવાન થઇ પડયો. આ સુધારકો "**હયુગેનૉટસ" ના** નામથી ઓળખાતા અને તેઓ ઘણા બળવાન હતા.

બીજો એક જાણીતો સુધારક **જહૉન નૉકસ** હતો. તેણે સ્વિટઝરલૅન્ડમાં રહી કેલ્વિનના હાથ નીચે અભ્યાસ કર્યો હતો અને પોતાને દેશ સ્કૉટલૅન્ડ પાછો ગયો ત્યારે ત્યાંના સુધારકોનો ઉત્સાહી આગેવાન બન્યો. તેના શિક્ષણથી સ્કૉટલૅન્ડના ઘણાખરા લોકો કૅથૉલિક પંથની રાણી મેરીને બીનવફાદાર થયા.

તે જમાનામાં પ્રજાના ધર્મનો આધાર રાજાની ધાર્મિક માન્યતાઓપર રહેતો. રાજા જો સુધારક હોય તો પ્રજા પ્રૉટેસ્ટન્ટ

ધર્મ પાળે અને કૅથૉલિક હોય તો કૅથૉલિક ધર્મ પાળે. તે તોફાની દિવસોમાં રાજકર્તાને લડાઈમાં જે મદદ કરતું તેનો પક્ષ તે લેતો. પ્રૉટેસ્ટન્ટો અને કૅથૉલિકો વચ્ચે ઘણો સખત કલહ ઉત્પન્ન થયો તે બીના અગત્યની છે. તે કેટલેક અંશે ઈંગ્લૅન્ડ અને ફ્રાન્સ વચ્ચેની મારામારીનું કારણ હતું, કારણ કે સ્પેન કૅથૉલિક વૃત્તિવાળો દેશ હતો અને ઈંગ્લૅન્ડે ઇલિઝાબેથ ગાદીએ આવી તે અરસામાં પ્રૉટેસ્ટન્ટ પંથ સ્વીકાર્યો હતો.

સ્કૉટલૅન્ડની રાણી મેરી કૅથૉલિક હતી. ઇલિઝાબૅથે જહૉન નૉક્સ અને તેના અનુયાયીઓને સ્કૉટલૅન્ડમાં મદદ કીધી તેથી જે દ્વેષ અને પ્રતિસ્પર્ધા ઉત્પન્ન થયાં તે હવે સહેલાઈથી સમજી શકાશે. પણ તે **ધાર્મિક મતભેદને લીધે ફ્રાન્સે ઈંગ્લૅન્ડ સામેની લડાઇ વખતે સ્કૉટલૅન્ડ પાસેથી મદદ મેળવવાની જે યોજના રચી હતી તે પડી ભાંગી.** ઇલિઝાબેથે ફ્રાન્સના "હ્યુગેનૉટસ" ને પણ મદદ આપી અને પોતાના નાવિકોને સ્પૅનિશ સંસ્થાનો લૂટવાનું ઉત્તેજન આપ્યું. ઈંગ્લૅન્ડમાં ચાલી રહેલી ધર્મોદ્ધારની પ્રવૃત્તિનું હવે આપણે વિવેચન કરીશું.

**હેન્રી ૮ મો**—ધર્મની બાબતોમાં સુધારો કરવાની જરૂરીઆતના કારણો નીચે પ્રમાણે હતાં :

(૧) દેશમાં વર્ષો થયાં પાદરીઓજ ભણેલા હતા. તેથી રાજ્યમાં અને ધર્મખાતામાં મોટી પદવીઓ તેઓજ ભોગવતા હતા.

(૨) ઘણા રાજકર્તાઓને ઍનસમ, થૉમસ બૅકેટ અને સ્ટિફન લૅંગટન જેવા ધર્માચાર્યો સાથે ઝગડાઓમાં ઉતરવું પડ્યું હતું.

(૩) પાદરીઓના અમલથી લોકો કંટાળી ગયા હતા. દેશનો કાર્યવ્યવહાર પોતાના કાબુ હેઠળ રાખવાને અને પાદરીઓ, મઠવાસીઓ અને પોપની દખલગીરીથી મુક્ત થવાને તેઓ આતુર હતા.

(૪) દર વર્ષે પોપને ભારે ખંડણી ભરવી પડતી, તેના નાણાં દેશના ખજાનામાંથી જતાં, તે લોકોથી ખમાતું નહિ.

(૫) રાજાઓ અને ઉમરાવો મઠોની જમીન અને પુંજી પચાવી પાડવાની અભિલાષા રાખતા.

(૬) પાદરીઓમાં અને લોકોમાં ધાર્મિક ઉત્સાહ જાગૃત કરવાને બસો વર્ષ સુધીતો કોઇપણ ધર્માચાર્ય બહાર પડ્યો ન હતો.

આ પ્રમાણે ઇંગ્લૅન્ડમાં ધર્મોધ્ધાર માટે કયારનીએ તૈયારી થઈ રહી હતી અને હેન્રી ૮ માંએ સ્વાર્થી આશયથી સુધારા દાખલ કર્યાં. હેન્રી કૅથેરાઇન ઑફ ઍરેગૉનને પરણ્યો હતો. પણ તેઓને પુત્ર ન હતો તેથી તે લગ્ન તે રદ કરવા ઇચ્છતો હતો. પોપની સંમતિ વગર તે બની શકે તેમ ન હતું, પણ તે લગ્ન પોપનીજ સંમતિથી થયલું હોવાથી તેની સ્થિતિ ઘણી કફોડી હતી. તેથી પોપે તે કામનો નિર્ણય કરવા માટે વુલ્સિ અને પોતાના પ્રતિનિધિનું એક પંચ નીમ્યું પણ તે કામમાં વિલંબ થવાથી હેન્રી અધીરો બન્યો અને પોતાનો રોષ પોતાના મહાન્ પ્રધાન કાર્ડિનલ વુલ્સિ ઉપર ઠાલવ્યો અને તેને બરતરફ કર્યો. તે પછી તેણે સુધારાની પાર્લામેન્ટ બોલાવી અને રોમ સાથેનો સઘળો સંબંધ તોડી નાખ્યો.

ઇંગ્લૅન્ડમાંથી પોપની સત્તા સમુળગી કાઢી નાંખવા માટે તેણે ઇ. સ. ૧૫૩૫ માં **ઍક્ટ ઑફ સુપ્રિમસિ**—સર્વોપરિપણાનો કાયદો પાર્લામેન્ટ પાસે પસાર કરાવી એવું ઠરાવ્યું કે ઇંગ્લૅન્ડના ધર્મસ્થાનો અને ધર્મગુરૂઓનો ઉપરિ ઇંગ્લૅન્ડનો રાજા જ છે. રોમને ભરવામાં આવતી ખંડણી બંધ થઈ. ધર્મની અદાલતોને મુકદ્દમાની અપીલ કરવામાં આવતી તે પણ બંધ થઈ. રાજા પોતે મરજી પડે તેને ધર્માધ્યક્ષની પદવીએ નીમવા લાગ્યો. ક્રૅન્મર નામના કૅન્ટરબરીના નવા ધર્માધ્યક્ષે કૅથેરાઇન જોડેનું રાજાનું લગ્ન ગેરકાયદેસર ઠરાવ્યું અને હેન્રી ઍન બોલિનને પરણ્યો. આ પ્રમાણે છૂટા છેડા કરવાનો રસ્તો ટૉમસ ક્રૉમ્વેલે હેન્રીને સુઝાડ્યો હતો. વુલ્સિને તેના હોદ્દાપરથી પદભ્રષ્ટ કર્યા પછી હેન્રીએ ટૉમસ ક્રૉમ્વેલને પોતાનો મુખ્ય મંત્રી બનાવ્યો. હેન્રીના વખતમાં ઇંગ્લૅન્ડમાં




ચિત્ર ૫૧-"ફાઉન્ટન ઍબી" નામના મઠનો નકશો

મઠોની સંખ્યા લગભગ ૬૦૦ જેટલી હતી. તેઓ પોપને પોતાનો ઉપરિ માનતા. મઠમાં સાધુઓ પૈસાદાર બની આળસુ, નિરૂપયોગી અને ઉડાઉ જીવન ગાળતા હતા. તે મઠો કાઢી નાંખવાનો કાયદો હેન્રીએ પોતાની "સુધારક પાર્લામેન્ટ" પાસે પસાર કરાવ્યો, અને તેની રૂએ નાના મોટા સર્વ મઠો બંધ કરવામાં આવ્યા. મકાનો ખાલી કરી મઠવાસીઓને કાઢી મૂકવામાં આવ્યા અને તેમની માલમિલ્કત જપ્ત કરવામાં આવી. તેમાંની કેટલીક માલમિલ્કત રાજાને અને તેના કેટલાક મિત્રોને વહેંચી દેવામાં આવી.

હેન્રીએ **બાઇબલનું ભાષાંતર** અંગ્રેજી ભાષામાં કરાવી દેશના દરેક ધર્મસ્થાનમાં થાંબલા સાથે સાંકળથી બાંધી રાખવાનો હુકમ કર્યો. તેમાં પણ તેનો સ્વાર્થ સમાયલો હતો. વિધવા ભાભી સાથે લગ્ન કરવાની ખ્રિસ્તી ધર્મ પ્રમાણે મનાઈ હતી, પણ હેન્રી પોતાના ભાઈ આર્થરની વિધવા સાથે પોપની સંમતિથી પરણ્યો હતો. તેણે એવો ડોળ કર્યો કે કૅથેરાઇન સાથેના લગ્નથી પરમેશ્વર કોપાયમાન હતા એટલે તેને પુત્રની પ્રાપ્તિ થતી નહિ. તેની પ્રજાને તેના હેતુ માટે શંકા ન થાય તે માટે તેણે એમ જાહેર કર્યું કે છૂટા છેડા કરવાનું તેનું વર્તન પોપના કહેવાથી થયું ન હતું, પણ તે બાઇબલને અનુસરતું હતું. હેન્રીએ પોતે ધર્માધિપતિ હોવાનું જાહેર કયુ હતું પરંતુ તે સુધારક (પ્રૉટેસ્ટન્ટ) ન હતો. લૂથરના વિચારોને તે મળતો થતો નહિ અને તેના ઉપદેશ સામે સખત લખાણો કરવા માટે પોપે હેન્રીને ધર્મરક્ષકનો ખિતાબ બક્ષ્યો હતો. હેન્રીને લાગ્યું કે લોકો બાઇબલ વાંચી ધર્મની ચર્ચા કરતા અને તેઓને લૂથરનો પંથ સ્વીકારવાની ઇચ્છા થતી માટે તેણે પાર્લામેન્ટ પાસે "૭ કલમ" વાળો ધાર્મિક કાયદો પસાર કરાવ્યો (૧૫૩૯). તે પ્રમાણે વર્તવાની દરેકને ફરજ પાડવામાં આવી અને જે તે કલમો પ્રમાણે ચાલે નહિ તેને સખત સજા કરવા માંડી. જે કૅથૉલિક પંથીઓ તેને ધર્માધિપતિ તરીકે માનતા નહિ તેને તથા જે પ્રૉટેસ્ટન્ટ લોકોએ "૭ કલમો" માન્ય રાખી નહિ તેઓ સઘળાને તેણે મારી નંખાવ્યા. બે પ્રસિદ્ધ

પંડિતો, સર ટૉમસ મોર અને રૉચેસ્ટરના ધર્માધ્યક્ષ ફીશર હેન્રીનું ધર્માધિપત્ય નહિ સ્વીકારતા હોવાથી તેઓનો વધ કરવામાં આવ્યો.



ચિત્ર ૫૨—ટયૂડર સમયનું છાપખાનું

ટૉમસ મોરે જહૉન કૉલેટ, ઇરેઝમસ અને બીજાઓ સાથે મળી "ઑક્સફર્ડના સુધારકો" નામનું એક ઉમદા મંડળ સ્થાપ્યું. તેઓએ ઇંગ્લૅન્ડમાં નવી વિદ્યાનો અને સેંટ પૉલ નામના સંતના

બોધનો પ્રચાર કર્યો. જહૉન કૉલેટ કેળવણીનો એક જાણીતો હિમાયતી હતો. તેણે "સેંટ પૉલ સ્કુલ" પાછી સ્થાપી અને પોતાની પૂંજીનો મોટો ભાગ તે પાછળ ખર્ચ્યો.

**એડવર્ડ ૬ ઠ્ઠો**—એડવર્ડ ૬ ઠ્ઠો ગાદીએ આવ્યો ત્યારે બાળક હતો તેથી ડ્યૂક ઑફ **સમરસેટ**ને રાજરક્ષક નીમવામાં આવ્યો હતો. સમરસેટ સુધારક મતનો હતો. તેના અને કૅન્ટરબરીના ધર્માધ્યક્ષ ક્રૅન્મરના પ્રભાવથી **ઇંગ્લૅન્ડ પ્રૉટેસ્ટન્ટ દેશ બન્યો.** લોલાર્ડની વિરૂદ્ધના કાયદાઓ અને "૭ કલમ" નો કાયદો રદ કરવામાં આવ્યા. મંદિરોમાંથી મૂર્તિઓનો નાશ કરવામાં આવ્યો અને બારીના કાચો જેનાપર બાઇબલના પ્રસંગોનાં ચિત્ર ચીતર્યાં હતાં તેનો ભાંગીને ભૂકો કરવામાં આવ્યો. કારીગરોના મહાજન મંડળોના ભંડોળ પડાવી લેવામાં આવ્યાં, અને તે માટે એવું બહાનું કાઢવામાં આવ્યું કે મૃત્યુ પામેલાઓ માટે જે પ્રાર્થના કરવામાં આવતી તે માટે ધર્માલયોને તેમાંથી આપવું પડતું. અત્યારસુધી દેવળોમાં પ્રાર્થના લૅટિન ભાષામાં કરવામાં આવતી. ઘણા થોડા લોકો લૅટિન સમજતા હતા. માટે લૅટિન ભાષાના પ્રાર્થના પુસ્તકને બદલે અંગ્રેજી ભાષામાં લખેલું પ્રૉટેસ્ટન્ટ પ્રાર્થના પુસ્તક દાખલ કરવામાં આવ્યું. સૌને એકજ રૂઢિ પ્રમાણે પ્રાર્થના કરવાની ફરજ પાડવા માટે "ધર્મ ઐક્યનો કાયદો" પસાર કરવામાં આવ્યો. આવા મોટા ફેરફારો સામે મુખ્યત્વે કરીને ડેવનશાયરમાં અને ઇંગ્લૅન્ડના પશ્ચિમ ભાગમાં ઘણાં બંડ થયાં પણ તે સહેલાઇથી દાબી દેવામાં આવ્યાં. વિન્ચેસ્ટરના ધર્મગુરૂ ગાર્ડિનરને અને લંડનના ધર્મગુરૂ બૉનરને તે ફેરફારો વિરૂદ્ધ થવા માટે કેદ કરવામાં આવ્યા. સમરસેટ પછી ડ્યૂક ઑફ નૉર્થંબરલૅન્ડ રાજરક્ષક થયો. તેણે પણ સુધારાની નીતિ ચાલુ રાખી.



ચિત્ર ૫૩—જહૉન કૉલેટ

પણ એડવર્ડના મૃત્યુથી જુદીજ બીનાઓ બનવા માંડી.

મઠો અને કારીગરોના મહાજન મંડળમાંથી પ્રાપ્ત થયેલાં નાણાવડે સંખ્યાબંધ શાળાઓ સ્થાપવામાં આવી હતી. તે હજુપણ એડવર્ડ ૬ ઠ્ઠાની "ગ્રામર સ્કુલો" તરીકે ઓળખાય છે. તેમાં સૌથી વધારે વિખ્યાતી પામેલી "ક્રાઇસ્ટ હૉસ્પિટલ" છે. તે સસૅક્સ નામના પરગણામાં આવેલી છે. તે શાળાના છોકરાઓ હજુ પણ તે વખતના રિવાજ પ્રમાણે લાંબા કાળા ડગલા અને પીળાં મોજાં પહેરે છે. રફતે રફતે દેશના જુદા જુદા ભાગોમાં બીજી વધારે શાળાઓ સ્થાપવામાં આવી. તેમાંની ઘણીખરી વેપારીઓએ સ્થાપી હતી. તેમાં શીખવાતો મુખ્ય વિષય હજુસુધી લૅટિન છે. રમત ગમતને સમયે પણ છોકરાઓને લૅટીન ભાષામાં વાતચીત કરવી પડે છે. પરંતુ કામદાર વર્ગના અને શહેરના ગરીબ લોકોના છોકરાંઓને કેળવણી આપવા માટે પ્રયત્ન થતાં તો ઘણાં વર્ષો વહી ગયાં.

**મેરી**—કૅથેરાઇનની પુત્રી મેરી પોતાની માના જેવીજ ચુસ્ત રોમન કૅથૉલિક હતી. લોકોએ તેનો સત્કાર કર્યો કારણ કે એડવર્ડના વખતના સુધારાઓ એવા તો પ્રચંડ હતા કે ઘણા લોકો તે સુધારાઓની વિરૂદ્ધ હતા. એડવર્ડ ૬ ઠ્ઠાના વખતના બધા કાયદા મેરીએ રદ કર્યા, અને હેન્રી ૮માના કાયદા પાછા ચાલુ કર્યા. નવી પ્રાર્થનામાળા રદ કરી જુનું પ્રાર્થના પુસ્તક પાછું દાખલ કરવામાં આવ્યું. આગલા રાજ્યમાં કેદ થયેલા ધર્મગુરૂઓ ગાર્ડિનર અને બૉનરને છૂટા કરવામાં આવ્યા.




ચિત્ર ૫૪—"લાઉથ ગ્રામર સ્કુલ"નો સિક્કો

પોપના પ્રતિનિધિ તરીકે કાર્ડિનલ પોલ લંડનમાં આવી **રહ્યા. પાર્લા-**

**મેન્ટના જે સભ્યોએ પોપની સામે થવાનો અપરાધ કર્યો હતો તેઓને તેણે ક્ષમા બક્ષી પાપમાંથી મુક્ત કર્યા.** પણ તેઓના કર્તવ્યોમાં તેઓ નિખાલસ હતા કે નહિ તે શંકાભરેલું છે, કારણ કે એડવર્ડના વખતમાં મઠો અને કારીગરોના સંઘમાંથી જે જાગીરો તેમને મળી હતી તે પાછી આપવાની અમીરોએ સાફ ના પાડી.

સ્પેનના રાજા ફિલિપ સાથેના પોતાના લગ્ન પછી મેરીએ ઇંગ્લૅન્ડને પાછું પોપના ધાર્મિક અમલ હેઠળ લાવવાનો નિશ્ચય કર્યો. ઇ. સ. ૧૫૫૫ માં લોલાર્ડો સામેના રદ કરવામાં આવેલા કાયદાઓ પાછા અમલમાં મૂકાયા. પ્રૉટેસ્ટન્ટો ઉપર પાછો જુલમ વર્તાવવામાં આવ્યો અને ત્રણ વર્ષમાં તો લગભગ ૩૦૦ પ્રૉટેસ્ટન્ટોને જીવતા બાળી મૂકવામાં આવ્યા. ચાર પ્રૉટેસ્ટન્ટ ધર્મગુરૂઓ—ક્રૅન્મર, રિડલી, લૅટિમર અને હુપર પણ તેના ભોગ થઇ પડ્યા. પણ લોકોમાં કૅથૉલિક ધર્મ પ્રત્યે સદ્‌ભાવના ઉત્પન્ન થવાને બદલે આવા ધર્માંધ જુલમોથી ઉલટુંજ પરિણામ આવ્યું.

**ઇલિઝાબેથ**—ઇલિઝાબેથનું સૌથી પહેલું કાર્ય પ્રજાને પોતાના પક્ષમાં જીતી લેવાનું હતું. તેથી દેશમાં ધર્મને નામે ઉભા થયેલા પક્ષો વચ્ચે સમાધાન કરવામાં તે તરતજ રોકાઇ ગઇ. પ્રૉટેસ્ટન્ટ અને કૅથૉલિક એ બંને પક્ષને રાજી રાખવા માટે તેણે "મધ્ય માર્ગ" સ્વીકાર્યો. પોપના ધર્માધિપત્યનો નિયમ પાછો રદ કરવા માટે ઇ. સ. ૧૫૫૯ માં સર્વોપરિપણાનો કાયદો પસાર થયો, પરંતુ કૅથૉલિક પંથીઓ નારાજ ન થાય તેથી પોતે ધર્મસ્થાનોની માત્ર વહીવટ કરનાર હોવાનું તેણે જાહેર કર્યું. ધર્મ ઐક્યના કાયદાને અનુસરી સર્વને પોતાના દેવળોમાં નિયમસર પ્રાર્થના કરવાની આજ્ઞા કરવામાં આવી. પોતાના પિતા હેન્રી ૮ માના વખતમાં ધર્મની જે સ્થિતિ હતી તેજ સ્થિતિએ દેશને ફરી પાછો આણ્યો પણ "૭ કલમ" વાળો કાયદો તેણે અમલમાં મૂક્યો નહિ. જ્યાંસુધી પ્રજાજનો શાંતિનો ભંગ કરતા નહિ ત્યાંસુધી તેઓનાપર જુલમ થવાની ધાસ્તી

ન હતી. તેઓએ ફક્ત દેવળોમાં હાજરી આપવાની હતી; ગેરહાજર રહેનારાઓને દંડ કરવામાં આવતો. અંતઃકરણની શ્રદ્ધા હોય યા ન હોય તેની કાંઈ પરવા કરવામાં આવતી નહિ પણ ઉપર ઉપરનો



ચિત્ર ૫૫—પુસ્તકાલયમાં સાંકળથી બાંધી રાખેલાં પ્રાર્થના પુસ્તકો

દેખાવ તો કરવો જોઈએ. ઇ. સ. ૧૫૭૦ માં તે વખતના પોપ પાયસ ૫ માએ ઇલિઝાબેથ નાસ્તિક હતી તથા સાચી રાણી ન હતી એમ જાહેર કર્યું ત્યારે તેની સ્થિતિ જોખમભરેલી થઈ પડી. ઇંગ્લૅન્ડમાં સ્થપાયલા ધર્મસમાજને માન ન આપે તેમની વિરૂદ્ધ પાર્લામેન્ટે સખત કાયદા પસાર કર્યા અને જેસ્યુટ નામના ધર્મોપદેશકોને દેશનિકાલ કરવામાં આવ્યા. પણ ઇલિઝાબેથ પોતાની ઉદાર નીતિને લીધે પોતાનું રાજ્યપદ જાળવી શકી. મોટે ભાગે તેની પ્રજા

તેને ચલાતી હતી અને તેના રાજ્યની સમાપ્તિ થતા સુધીમાં તો ઘણા જણા ઇંગ્લૅન્ડના ધર્મસમાજના સભ્યો થયા. ટ્યૂડર સમયમાં ઇંગ્લૅન્ડ પ્રૉટેસ્ટન્ટ પંથનો દેશ થયો.

**પ્યૂરિટનો**—પણ ઇલિઝાબેથ એક નવી મુશ્કેલીમાં આવી પડી. તેના રાજ્યમાં ધર્મસંબંધી ચોક્કસ વિચાર ધરાવનારાઓનો એક નવો વર્ગ ઉત્પન્ન થયો. ઇંગ્લૅન્ડના ધર્માલયના કેટલાક ચુસ્ત ધાર્મિકોને ચાલુ સુધારાઓ કરતાં પણ વધારેની જરૂર લાગતી. તેઓ પ્યૂરિટન્સ—શુદ્ધિમાર્ગીઓ—કહેવાય છે. તેઓ ઇંગ્લૅન્ડના દેવળોમાં થતી પ્રાર્થનામાં શુદ્ધિ કરવા માગતા હતા. તેમની માગણી એ હતી કે (૧) ધર્મમંદિરોનો દીક્ષિતો હસ્તકનો વહીવટ બંધ થવો જોઈએ. (૨) પ્રાર્થનામાળાની પોથીના સૂત્રોમાં અને ઉપાસનામા ફેરફારો કરવા જોઈએ. (૩) પૂજા સંબધી જે થોડીઘણી વિધિઓ પ્રચલિત હતી તે કાઢી નાંખવી જોઈએ. ઇલિઝાબેથે પ્યૂરિટનોને સખતાઈથી દાબી દેવાનો પ્રયત્ન કર્યો, પણ તેઓની સંખ્યા તો વધતીજ ગઈ અને આગળ જતાં કેટલોક સમય સુધી તો તેઓ રાજ્યનો એક અધિકારી વર્ગ થઈ પડયા.

## નોંધ

| | |
|---|---|
| ૧૪૫૩ | તુર્ક લોકોએ કૉન્સટેન્ટિનોપ્લ લીધું. |
| ૧૫૧૭ | માર્ટિન લૂથરે રોમન કૅથૉલિક પંથ સામે વાંધો ઉઠાવ્યો. |
| ૧૫૩૫ | સર્વોપરિપણાનો કાયદો પસાર કરી હેન્રી ૮ મો પોપને બદલે ઇંગ્લૅન્ડના ધર્માલયોનો ઉપરિ થયો. |
| ૧૫૩૬–૩૯ | મઠોનો નાશ કરવામાં આવ્યો. |
| ૧૫૩૮ | દરેક દેવળમાં બાઇબલ રાખવાનો હુકમ કરવામાં આવ્યો. |
| ૧૫૩૯ | હેન્રીનો “૭ કલમ” નો કાયદો. |
| ૧૫૪૯ | ધર્મ ઐકયનો કાયદો. |
| ૧૫૫૫ | લોલાર્ડો સામેના કાયદા પાછા અમલમાં મૂકાયા. |
| ૧૫૫૯ | સર્વોપરિપણાનો તથા ધર્મઐકયનો કાયદો. |

**પ્રાર્થના પુસ્તક**—હેન્રી ૮ માના વખતમાં શરૂ કરવામાં આવેલું પહેલું પ્રાર્થના પુસ્તક એડવર્ડ છઠ્ઠાના વખતમાં ઇ. સ. ૧૫૪૯ માં પરિપૂર્ણ થયું. ઇ. સ. ૧૫૫૨ના બીજાં પ્રાર્થના પુસ્તકમાં જે સુધારા વધારા કરવામાં આવ્યા હતા તે ઘણે ભાગે ધર્માધ્યક્ષ ક્રૅન્મરના કરેલા હતા.

**કૉન્સટેન્ટિનોપ્લ**—અત્યાર સુધી તે ટર્કિની રાજધાનીનું શહેર હતું. ખ્રિસ્તી ધર્મ પાળનારા રોમન શહેનશાહ કૉન્સટેન્ટાઇનના નામપરથી તે નામ પડયું હતું. તે શહેર અને તેની આસપાસની જગ્યા સિવાય યુરોપમાં હવે તુર્કો પાસે કાંઇ રહેલું નથી. તેઓનાં યુરોપનાં સંસ્થાનો ઇ. સ. ૧૯૧૪–૧૮ ના મહાન્ વિગ્રહ પછી તેઓ પાસેથી લઈ લેવામાં આવ્યાં.

**બાઈબલ**—ઇંગ્લિશ બાઇબલનો ખરો ઇતિહાસ વિલિઅમ ટિન્ડેલથી શરૂ થાય છે. તે ઇ. સ. ૧૫૩૬ માં મરણ પામ્યો. તેણે અસલ ગ્રંથનું ભાષાંતર કરી તે કટકે કટકે બહાર પાડ્યું. ઇંગ્લિશ બાઇબલ માટે બીજા કોઇપણ કરતાં વિલિઅમ ટિન્ડેલને વધુ માન ઘટે છે. ઇ. સ. ૧૫૩૫ માં માઇલ્સ કૉવર્ડૅલ કૃત બાઈબલનું ભાષાંતર પહેલ વહેલું અંગ્રેજીમાં છપાયું. આ બાઈબલની એક નકલ દરેક દેવળમાં થાંભલા સાથે સાંકળથી બાંધવાનો હુકમ હેન્રી ૮ માએ કર્યો હતો. તે બાઇબલ વંચાતું તે સાંભળવા સેંકડો લોકો દેવળમાં એકઠા થતા. માતૃભાષામાં લખાયલું તે ખરૂં જોતાં એકજ પુસ્તક હતું. તેની અસર એકસરખી વધતી ગઇ અને તેથી લોકોના આચરણમાં મહત્વના ફેરફારો થવા પામ્યા.

## સારાંશ

સોળમાં સૈકામાં પશ્ચિમ યુરોપમાં ધર્મ સંબંધી જે મહાન ફેરફારો થયા તેને "રૅફરમેશન" (ધર્મસુધારણા) કહેવામાં આવે છે. ધર્મગુરૂઓના અને પોપના કારભારથી ઇંગ્લૅન્ડના લોકો કંટાળી ગયા હતા અને ઇંગ્લૅન્ડના ધર્માલયોનો રોમ સાથેનો સંબંધ તોડવામાં તેઓએ હેન્રીને ટેકો આપ્યો. પ્રૉટેસ્ટન્ટોના લાભમાં ઘણા કાયદાઓ એડવર્ડ ૬ ઠ્ઠાના

રાજ્યમાં પસાર કરવામાં આવ્યા હતા. પ્રાચીન ધર્મ પાછો સ્થાપવાને મેરીએ જુલમ વર્તાવી પ્રયત્નો કર્યા. ઇલિઝાબેથે મધ્ય માર્ગ અખત્યાર કર્યો અને ઇંગ્લૅન્ડ એક પ્રૉટેસ્ટન્ટ દેશ થયો. પ્યૂરિટનો ઇંગ્લૅન્ડના ચુસ્ત ધાર્મિક જનો હતા અને તેઓ હમેશની ચાલતી આવેલી પૂજાની રૂઢિમાં શુદ્ધિ કરવા માંગતા હતા.

## પ્રશ્નો

(૧) બૅકેટ અને હેન્રી ૨ જા વચ્ચેના કલહનું કારણ શું હતું? બૅકેટના ખૂનથી શી અસર થઈ?

(૨) "મૉર્નિંગ સ્ટાર ઑફ રૅફરમેશન"નો અર્થ સમજાવો.

(૩) નીચેનાં નામો અનુક્રમે ગોઠવોઃ–ઍનસમ, કેડમન, વિકિલફ, બૅકેટ, લાંફ્રાંક, ડન્સટન, બીડી, વુલ્સિ.

(૪) પ્રવાસી સાધુઓ, "ગરીબ ધર્મોપદેશકો", લોલાર્ડ, પ્યૂરિટન, વિષે વિવેચન કરો.

(૫) કઈ બીનાઓથી ઇંગ્લૅન્ડમાં ધર્મસુધારણાની ચળવળ થવા પામી?

(૬) માર્ટિન લૂથરના ઉપદેશથી લોકોના આચારવિચારોમાં કેવા ફેરફારો થયા?

(૭) છોકરાંની કેળવણીપર નવી વિદ્યાથી શી અસર થઈ?

(૮) તુર્કોની યુરોપની ચઢાઈથી, લૂથરના ઉપદેશથી અને હેન્રી ૮ માના પહેલીવારના લગ્નથી ધર્મસુધારણાની બાબતમાં શી અસર થઈ?

(૯) પોપની સામે થવાનું કારણ હેન્રી ૮ માને કઈ બીનાઓથી મળ્યું તે જણાવો.

# પ્રકરણ ૧૨ મું

## ઉદ્યોગ અને વાણિજ્ય (૧)

**સૅકસન સમય**—સૅકસન લોકોના વખતમાં ઈંગ્લૅન્ડ ઘાડાં જંગલો અને ભેજવાળાં વેરાન મેદાનોથી છવાયલો એક ઉજ્જડ દેશ હતો. કેટલેક ઠેકાણે જંગલો કાપી નાના ગામડાં વસાવવામાં આવ્યાં હતાં. અસલના રોમન લોકોએ બાંધેલા રસ્તાના અવશેષો સિવાય દેશમાં પાકા રસ્તા જેવું કાંઈ ન હતું. ઘણે ઠેકાણે વાંકી ચુંકી પગવાટ રસ્તાની ગરજ સારતી. આવાં ગામડાંની આસપાસ વાડ કરી લેવામાં આવતી. આ વાડોનો અર્થ સૂચવનારા કેટલાક સૅકસન શબ્દોને છેડે "ટન, હામ, બર્ગ, બરી" એવાં પદ આવેલાં હોય છે. તેપરથી ટૉન્ટન, બકિંગ્હામ, એડીનબર્ગ, શ્યુઝબરી, એવાં જુદાં જુદાં સ્થળોના નામો થયાં છે. એકજ કુટુંબના સગાંવહાલાંને એક બીજાના રક્ષણ અને મદદનો લાભ મળે તે માટે તેઓ સાથે મળીને ગાંમડાંમાં રહેતા અને તે કુટુંબના નામપરથી ગામડાનું નામ પડતું. જેમકે કુટુંબનું નામ "બીલિંગ" હોય તો તેઓ જે ગામમાં રહેતા તે "બીલિંગ્હામ" નામથી ઓળખાતું.

**બધા ખેડુતો જોડે મળી જમીન ખેડતા.** હળ ખેંચવા માટે તેઓ પોતાના આઠ બળદની જોડ એકઠી કરતા. ઘેટાં માટે એક સામાન્ય ગોચર રાખવામાં આવતું. પાસેના જંગલોમાં ચરતાં ડુક્કરોની સંભાળ માટે એક ભરવાડ રાખવામાં આવતો. ખેડેલી જમીનના ત્રણ મોટાં ખેતરોમાં ભાગ પાડવામાં આવતા. વારાફરતી દરેક ખેતરમાં પહેલે વર્ષે ઘઉં, અને બીજે વર્ષે જવ ઉગાડવામાં આવતા અને ત્રીજે વર્ષે તે ખેતરમાં વાવેતર કરવામાં આવતું નહિ. દરેક ખેડુત પોતાનું જૂદું ખેતર રાખતો નહિ. પણ દરેક મોટા ખેતરના દર વર્ષે ભાગ પાડવામાં આવતા અને દરેક ગામડીઆને ભાગે તે મોટા ખેતરમાં છૂટા છવાયા જમીનના ટુકડા આવતા. ગામડાની

બધી જમીન એક સરખી ફળદ્રુપ હોતી નથી એટલે આવી તજવીજથી સર્વને સારી માઠી જમીનનો સરખો લાભ મળતો. કેન્યુટના વખતમાં જ્યારે સૅકસનો અને ડેન લોકો પાસે પાસે રહેતા હતા ત્યારે દરેક ગામડા કે શહેરમાં એક સરદાર હતો તે તે જગ્યાનો તથા તેમાં જે કાંઇ હોય તેનો માલીક થઇ બેસતો. પોતાના વપરાસ માટે જે જમીન રાખવામાં આવતી તે તેનો વજીફો અથવા જાગીર કહેવાતી, બાકીની જમીન શૂદ્રોને ભાડે આપવામાં આવતી. દરેક શૂદ્ર આસરે ત્રીસ એકર જમીન ધરાવતો. અઠવાડીઆમાં બે ત્રણ દિવસ શૂદ્રોએ



ચિત્ર ૫૬—સૅકસન લોકોના વખતનું ગાડું

પોતાના સરદારની જમીન ખેડવી પડતી અને ગામડાના હળ માટે એક યા વધુ બળદો પૂરા પાડવા પડતા. શૂદ્રોથી ઉતરતો ખેડુતનો એક ગરીબ વર્ગ હતો, તેઓ ચારથી પાંચ એકર જમીન રાખતા અને તેઓને પોતાના સરદારની નોકરી બજાવવી પડતી. ઘણા ગામડાંઓ અને શહેરો ધર્મગુરૂઓના અને મઠોના તાબામાં હતાં. ખેડુતો અને ગણોતીઆઓ પોતાનું કામ બરાબર કરે છે કે નહિ તેની તપાસ માટે મુનીમો અને મેજીસ્ટ્રેટો રાખવામાં આવતા. ગુનેહગારોને તેઓના સરદાર આગળ કચેરીમાં હાજર કરવામાં આવતા.

સૅકસન લોકોના **ઘર** ઘણાં સાદાં હતાં. તે લાકડાના બાંધેલાં અને ડાળીઓ સાથે માટી લગાડી ચણવામાં આવ્યાં હતાં. **અંદર** બાળવામાં આવતાં લાકડાંનો ધુમાડો જવા માટે છાપરામાં બાકોરૂં કોરવામાં

આવતું, તે ધુમાડીઆની ગરજ સારતું. દિવાલમા બારીની જગાએ કાણા કોરવામાં આવતાં અને તેમાં કાચ નાંખવામા આવતા નહિ. અમીર ઉમરાવોના ઘરો સાગના લાકડાના બાંધવામા આવતાં અને તેના છાપરાં ઘાસના કે નળિઆના બનાવવામાં આવતાં. કોઈ વખતે તેઓ પત્થરના ઘરો બંધાવતા. આવાં મોટા ઘરોમાં બે મુખ્ય ઓરડાની સગવડ રાખવામાં આવતી. તેમાંનો એક બેસવા ઉઠવાના તથા સૂવાના વપરાસમાં લેવાતો અને બીજો સ્ત્રીઓ તથા છોકરાંના વપરાસ માટે રાખવામાં આવતો. શેઠ અને નોકર લાંબા ટેબલ પર જોડે બેસીને ખાતા. મેજના મધ્ય ભાગમાં એક ખાડો કરી તેમાં મીઠું ભરી રાખવામાં આવતું. નોકરો તથા શેઠથી ઉતરતી પંકતીના માણસો તે ખાડાની બીજી બાજુએ બેસતા. માંસને અણીવાળા લાંબા લોઢાના સળીઆ ઉપર રાખવામાં આવતું. તેમાંથી દરેક જણ પોતાને જોઈએ તેટલું કાપી લેતો. 'રાઇ' નામના અનાજની રોટલી અને જવનો દારૂ ઘણુંખરૂં ખાવાપીવામાં વપરાતાં. ઘણા લોકો તો જમીનપર ઘાસ પાથરી તે પર સુતા. મોટા માણસોના ઘરમાં એકાદ બે પથારી અને ઉંચી પીઠવાળી અઢેલવાની ખુરસી સુવા માટે રાખવામાં આવતાં. સ્ત્રીઓને હાથે કાંતેલાં અને વણેલાં ઊનનાં ખરબચડાં વસ્ત્રો સ્ત્રી પુરૂષો બંને પહેરતાં.



ચિત્ર ૫૭–સૅકસન અને નૉર્મન લોકોનું દારૂ પીવાનું વાસણ

**નૉર્મન સમય**—નૉર્મન વિજય પછી ઇંગ્લૅન્ડની સ્થિતિ ઘણી બદલાઈ ગઈ. લડાયક વૃતિવાળા પરદેશી સરદારો મુખ્ય જમીનદારો થઇ પડ્યા. અંગ્રેજ ઉમરાવોની ઘણીખરી જમીન તેઓ પાસેથી ખુંચવી લેવામાં આવી. વગર ખેડાયલી ઘણી જમીન શિકાર માટે શાહી જંગલોમાં ફેરવી નાંખવામાં આવી. જુના તથા નવા જમીનદારોને

ફ્યુડલ ધારા પ્રમાણે વતનો આપવામાં આવ્યાં હતાં; અર્થાત્ લડાઇ વખતે સેવા બજાવવા તેઓને બંધાવું પડતું.



ચિત્ર ૫૮–ઍંગ્લો સૅક્સન લોકોનું ફાનસ

સૅક્સન લોકોના આખરના સમયમાં જે રીતે ખેતીવાડી કરવામાં આવતી તેજ પ્રમાણે નૉર્મન સમયના ખેડુતો પોતાની જમીનો ખેડતા. સેંકડો એકરના ગામડાં કે શહેરને “મેનોર” (વતન) કહેવામાં આવતું. તેમાં દરેક ગરાસીઆનું ખેતર સમાઇ જતું, તેનાપર એક મોટું મકાન બાંધવામાં આવતું તેમાં અદાલતનું કામકાજ કરવામાં આવતું. તે મકાનની પાસે એક મોટું દેવળ બાંધવામાં આવતું. તેના વચલા ભાગમાં સભાઓ અથવા બજારો ભરાતાં હતાં. ધર્મગુરૂને રહેવાનું મકાન નજીકજ રાખવામાં આવતું અને તે પછીનું બીજું અગત્યનું મકાન અનાજ દળવાની ઘંટીનું (મીલનું) હતું. તેનો માલીક ઘણે ભાગે ગરાસીઓ હતો. ખેડુતો પોતાનું અનાજ દળાવવા માટે ગરાસીઆને પૈસા આપતા. ઘણાં વતનો ધર્માલયો અને મઠોની માલીકીના હતાં, તેનું કારણ એ હતું કે નૉર્મનો ખ્રિસ્તી ધર્મ પાળતા હોવાથી તેઓ દેવળો, મંદિરો, અને મઠો બંધાવવામાં ઉત્તેજન આપતા. વતનને લગતા ઘરમાં એક કારભારી રહેતો તે પોતાના ધણીના ખેતરની સંભાળ રાખતો. નૉર્મનોના વખતમાં ઘણા કામદારોના જીવનમાં આ કારભારીઓ અને મુનીમોની વર્તણુકથી અનેક પીડા ઉભી થતી.

ખેતરોમાં કામ કરનારાઓ અને બીજા લોકો ગામડાના મહોલ્લાઓમાં પાસે પાસે રહેતા. તેઓના ઘરોમાં કોઇપણ જાતના મોટા ફેરફારો થયા ન હતા કારણ કે તેઓ હારેલા અને જુલમનો ભોગ થઇ પડેલા હતા. શૂદ્રો ગરાસીઆઓના તાબામાં હતા. તેઓ જમીન લઈ બંધાઈ ગયા હતા. અઠવાડીઆના અમુક દિવસોએ

ગરાસીઆના ખેતરમાં તેઓને કામ કરવું પડતું. શૂદ્રોથી ઉતરતા બીજા ગરીબ લોકો હતા અને તેથી ઉતરતા દાસખેડુતો હતા. તેઓની સ્થિતિ ખરૂં જોતાં ગુલામ જેવી હતી અને તેઓના ધણીની અંગત મિલ્કત તરીકે તેઓ લેખાતા. ગામડાંની આસપાસની સામાન્ય જમીનમાંજ શૂદ્રો પોતાનાં વતનો રાખતા. તેઓના ઘેટાં, ડુક્કરો અને બીજાં ઢોરો ગામના મુખ્ય ખેતરોની બહાર વનવગડામાં રહેતાં. ગરાસીઆઓના ખેતરોમાં કામ કરવા ઉપરાંત દરેક જણ પોતે



ચિત્ર ૫૯—જહૉનના વખતનો રાજાનો રથ

સામાન્ય ખેતરોમાં જે હિસ્સો ભોગવતો તે બદલ તેણે ગરાસીઆને ઇંડાં, મરઘાં, અનાજ, એવું એવું આપવું પડતું.

**ચૌદમી સદી**—જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ ગરાસીઆઓ અને ખેડુતોને લાગ્યું કે ખેતરના હિસ્સા બદલ જે નોકરી બજાવવી પડતી તે અનુકૂળ ન હતું. માટે ઉત્પન્નમાંથી ભાગ કે વેઠને બદલે જમીન બદલ ભાડું આપવાની પદ્ધતિ ધીમે ધીમે દાખલ થઈ. એડવર્ડ ૩ જાના વખતમાં ઇ. સ. ૧૩૪૯ માં **"કાળી મરકી"** ફાટી નીકળી તેથી આ નવી પદ્ધતિનો ઉતાવળે સ્વીકાર થવા માંડ્યો. તે મરકામાં સંખ્યાબંધ લોકો મરી ગયા, કેટલાંક ગામડાં સમુળગાં ખાલી થઈ ગયાં, ખેતરોમાંથી પાક લણનાર કોઈ નહિ હોવાથી પાક સડી ગયો, ઘેટાં અને ઢોરો ધણી વગરનાં થઈ પડયાં અને તેઓ ફાવે તેમ ખેતરોમાં ભટકયા કરતાં તેથી બધી વાડો

તુટી ગઇ. તે મરકીથી બે મુખ્ય પરિણામો નિપજ્યાં :

(૧) કામદારોની સંખ્યા એટલી બધી ઘટી ગઇ કે તેઓએ રોજગારીના દર વધારી દીધા. પાર્લામેન્ટે "મજુરોનો કાયદો" પસાર કરી મજુરોની રોજી ઠેરવી આપી અને દરેક મજુરે પોતાના માલીકને ત્યાંજ રહેવું અને જે કોઈ નાસી જાય તેને તપાવેલા સળીઆથી ડામ દેવા એમ ઠરાવ્યું. પણ તે કાયદો છતાં મજુરોની કિંમત વધતી ગઈ અને દરેક ચીજ મોઘી હોવા છતાં ગરીબ લોકોને સારી રોજી મળતી અને તેઓને ખાવાનું તથા પહેરવાનું ઠીક મળતાં.

(૨) બીજું પરિણામ એ નિપજ્યું કે જમીનની કિંમત ઘણી ઘટી ગઇ. જમીનદારો અગાઉના મજુરીના દરો આપી શકે તેમ ન હતા તેથી તેઓએ ધાન્ય વાવવાનું બંધ કરી પોતાની જમીનપર ઘેટાં ઉછેરવા માંડ્યાં અને તે ઘેટાંનું ઊન ફ્લૅન્ડર્સ મોકલવા લાગ્યા. ફ્લૅન્ડર્સમાં ગરમ કાપડ બનાવવા માટે ઊનની ઘણી જરૂર પડતી. આ પ્રમાણે ફ્લૅન્ડર્સ સાથેનો ઇંગ્લૅન્ડનો ઊનનો વેપાર ચાલુ થયો. એડવર્ડ ૩ જાએ તે વેપારને ઉત્તેજન આપ્યું અને ફ્લૅન્ડર્સના કેટલાક કારીગરોને પણ દેશમાં લાવી નૉરફોક નામના પરગણામાં રાખ્યા. તે કાપડની બનાવટ માટે ઇંગ્લૅન્ડમાં ઘણું અગત્યનું થઈ પડ્યું.

**ખેડુતોનું બંડ**—પણ તે ફેરફારોથી ઘણા કામદારો રોજગાર વગરના થઈ પડ્યા અને દેશમાં વિપત્તિ અને અસંતોષ વધતાં ગયાં. અગાઉ ફ્રાન્સના યુદ્ધમાં લડી આવેલા સિપાઇઓ જ્યાં ત્યાં કહેતા હતા કે ક્રેસી અને પોઇટિઅર્સના યુદ્ધ વખતના બખ્તરવાળા યોદ્ધાઓને પણ પૂરો પડે તેવો અંગ્રેજ તિરંદાજ હતો. એમ કહી તેઓ ખેડુતોને બળવો કરવા ઉશ્કેરતા. તેઓનો સરદાર **જહૉન બૉલ** નામનો એક પાદરી હતો. તે મનુષ્યોની સમાનતા વિષે ઉપદેશ કરતો અને ખેડુતો અને પૈસાદાર લોકોના જીવનની સરખામણી કરતો. અસંતોષ વધતોજ ગયો. રિચર્ડ ૨ જાના વખતમાં એક બીના બની તેથી બળવો પ્રગટી ઉઠ્યો. તે વખતે ફ્રાન્સ સામે જે યુદ્ધ

ચાલતું હતું તેના ખર્ચ માટે પૈસા જોઈતા હતા તેટલા માટે પાર્લામેન્ટે "પૉલ ટૅક્સ" એટલે કે માથાવેરો નાંખ્યો અને સોળ વર્ષ ઉપરની ઉમરના દરેક સ્ત્રી પુરૂષે તે ભરવો એવો હુકમ કર્યો. **વૉટ ટાઇલર**ની આગેવાની હેઠળ કેન્ટના ગામડીઆઓએ કર ઉઘરાવનારાઓ પર હુમલો કર્યો અને તિરકામઠાં, કોદાળીઓ, દાતરડાં અને લાકડીઓથી સજ્જ થઈ તેઓ લંડન તરફ ચાલ્યા. ત્યાં કેન્ટમાં રહેતા **જૅક સ્ટ્રૉની** આગેવાની હેઠળની તેઓના જેવીજ બીજી એક ટોળી તેઓને મળી. એક ભારે હુલ્લડ થયું. પંદર વર્ષનો બાળરાજા રિચર્ડ હિંમતથી લંડન શહેરની બહાર તે હુલ્લડખોરોને મળવા ગયો. રાજાએ તેઓને સારાં સારાં વચનો આપી વીખેરી નાખ્યા. પણ રાજપ્રતિનિધિઓના મંડળે રાજાનાં વચનો પાળ્યાં નહિ અને પ્રાંતોમાં ન્યાયાધીશો મોકલ્યા. તેઓએ હુલ્લડ કરનારાઓની તપાસ કરી સેંકડોને ફાંસીની સજા ફરમાવી. પણ તે ખેડુતોના બળવાથી જમીનદારોની આંખ ઉઘડી ગઈ. તેઓ સમજવા લાગ્યા કે હવે જમાનો બદલાયો છે અને ખેડુતોની જોડે સારી રીતે વર્તવાની જરૂર છે. ખેતરોમાં વેઠ કરાવવામાં આવતી તેની શરતોમાં પણ ચાલુ સુધારો થતો ગયો. જમીનદારોને મજુરો વગર ચાલતું નહિ અને જમીન આપવા બદલ જે વેઠ કરાવવામાં આવતી તેને બદલે તેઓને ભાડું લેવું પડતું.

**શહેરો**—નૉર્મનોના આવ્યાથી ફ્રાન્સ, ફ્લૅન્ડર્સ અને નૉર્મંડી સાથેનો વેપાર વધ્યો અને આગળ જતાં ધર્મયુદ્ધને પરિણામે પૂર્વના દેશો સાથેના વેપારનું બારૂં ખુલ્યું, અને ધીમે ધીમે કેટલાંક ગામડાંઓમાંથી શહેરો થયાં. કોઈ નદી તટે, ચાર રસ્તા મળતા હોય ત્યાં, કોઈ કિલ્લા કે મઠ પાસે કે કોઈ એવા સગવડવાળા સ્થળે ધંધો રોજગાર સારો ચાલતો અને વેપારીઓ તથા મુસાફરોની ઘણી આવજા થતી. અગ્નિકોણના દરિઆકાંઠે આવેલાં સૅન્ડવિચ, ડોવર, હાઇધ, રોમની અને હેસ્ટિંગ્સ નામના પાંચ બંદરો તે સાંકડા સમુદ્રની રખેવાળી કરતાં. તે બંદરોમાં બીજા દેશોથી દારૂ, રેશમ, તેજાનો,

કાપડ અને કાચ લાવવામાં આવતાં. પણ મધ્ય યુગના શહેરો હાલના ગામડાં કરતાં જરાકજ મોટાં હતાં.

તે શહેરોને ફરતી જાડી દીવાલો અને મજબુત કિલ્લાઓ હતા. દીવાલની આસપાસ બહારના ભાગમાં મોટી ખાઈ હતી તે ઓળંગવા માટે ખેંચી લેવાય તેવો લાકડાનો પૂલ રાખવામાં આવતો. શહેરમાં એક બજાર બાંધવામાં આવતું. ખ્રિસ્તી ધર્મ દર્શાવનારાં એક ઉંચા ક્રુસની આસપાસ તે બાંધવામાં આવતું. નૉર્મનો ખ્રિસ્તીઓ હતા તેથી મોટાં શહેરોમાં તે ક્રુસ અવશ્ય રાખવામાં આવતું. વેપારીઓ અમીર ઉમરાવો પાસેથી ખાસ હકો મેળવવાની તક જોયા કરતા હતા. રિચર્ડ ૧ લાને ધર્મયુદ્ધમાં જવા માટે પૈસાની તાણ પડી ત્યારે તેણે શહેરના ખાસ હકો વેચવા માંડ્યા તેથી વેપારીઓને લાભ થયો. પહેલાં જે દાણ રાજાને આપવામાં આવતું તે હવે તેઓ એકઠું કરતા. બીજી રીતે પણ વેપારીઓ અને શહેરો ઘણાં અગત્યનાં થઈ પડ્યાં. ધંધાદારીએ પોતાના મહાજન સ્થાપ્યાં. તે મહાજન તેઓના લાભ સાચવતું, કોઈપણ જાતનું ખરાબ કામ થાય નહિ તેવો બંદોબસ્ત રાખતું, કારીગર માંદો પડે તો તેની સંભાળ રાખતું, તેની વિધવાને પાળતું અને તેના બાળકોને ધંધાનું જ્ઞાન અપાવતું. એડવર્ડ ૧ લાએ વ્યાજખાઉ યાહુદીઓને દેશમાંથી હાંકી કાઢ્યા. વેપારીઓને તે ઘણું ગમ્યું કારણ કે તેઓ વેપારીઓના હરીફ હતા. **ઇંગ્લૅન્ડનો મુખ્ય વેપાર ઊનનો હતો તે આપણે જોઈ ગયા છીએ.**

બજારો ઉપરાંત દેશમાં દર વર્ષે જૂદે જૂદે સ્થળે મોટા મેળાઓ ભરવામાં આવતા. તે કેટલાક દિવસો સુધી ચાલતા. ગામડાના અને શહેરના સાધારણ વેપારીને પૂરતો ધંધો મળતો નહિ અને માલ લઈ જવા લાવવામાં ઘણો વખત લાગતો અને માલ મોંઘો પડતો. તેથી મેળા જેવા મધ્ય સ્થળે દરેક જાતના વેપારીઓ એકઠા મળી શકતા. ત્યાં વેપારીઓ પોતાનો માલ લાવતા અને આસપાસના લોકો તેઓને જે જોઈતું તે ત્યાંથી ખરીદતા. કેમ્બ્રિજ આગળ આવેલા સ્ટાવર બ્રિજનો મેળો સૌથી વધારે પ્રખ્યાત હતો.

તે સપ્ટેમ્બર મહિનામાં ભરાતો. તે મેળામાં વેનિસ અને જીનોઆના વેપારીઓ રેશમ, મખમલ, રૂ, જવાહીર, વગેરે પૂર્વના દેશોમાં ઉત્પન્ન થતો માલ લાવતા. ફ્લેમિશ વેપારીઓ બ્રુજીસ, લીજ અને ઘેંટમાંથી ઉંચી જાતનું કાપડ લાવતા. ફ્રેન્ચ લોકો અને સ્પેનિઆર્ડો દારૂ લાવતા, નૉર્વેના ખલાસીઓ ડામર લાવતા. ઉત્તર જર્મનિના હાન્સે નામના શહેરોના વેપારીઓ પૈસાદાર લોકો માટે રૂઆંવાળાં ચામડાં અને અમ્બર, ખેડુતો માટે લોઢું અને તાંબું અને તેઓની સ્ત્રીઓ માટે શણ વેચવા લાવતા. તેના બદલામાં અંગ્રેજો યુરોપની પ્રજાના કપડાં માટે ઊનની ગાંસડીઓ લાવી રાખતા. તેઓનાં અનાજ, ઢોરઢાંખર અને ઘોડાઓ પણ ત્યાં વેચાવવા જતા. ડાર્બિશાયરની ખાણોમાંથી સીસું અને કૉર્નવૉલમાંથી કલાઈ ત્યાં લઈ જવામાં આવતાં. લાંબા રસ્તા ઉપર દુકાનો અથવા તંબુઓ બાંધી તેમાં સઘળો માલ ખુલ્લો મુકવામાં આવતો. જે દેશમાંથી માલ આવતો તે ઉપરથી અગર વેચવાની ચીજો ઉપરથી આ રસ્તાનાં નામ પાડવામાં આવતાં. ઓગણીસમા સૈકા સુધી આવા મેળા ભરાયા કરતા અને રેલ મારફતે માલ લાવવા લઈ જવાની સગવડ થઈ ત્યારથી તે ઓછા થતા ગયા.

મધ્ય યુગમાં પણ અમીરો કિલ્લાઓમાં અથવા કિલ્લા જેવા મજબુત બાંધણીના મકાનોમાં રહેતા. ગરીબ લોકોના ઘરોમાં ઘણો થોડો સુધારો થયો હતો. શહેરમાં રસ્તા નાના, સાંકડા, ફરસબંધી વગરના અને ઘણા અસ્વચ્છ હતા, કારણ કે કોઈકજ વાર ઝાડુ મારવામાં આવતું. ખૂણામાં અને ગલીઓમાં પુષ્કળ કાદવ અને ગંદકીના ઢગ કરવામાં આવતા. ઝાડુ મારનારાઓનું કામ કાંઈક કાગડાઓ કરતા હોય એમ લાગતું. આ પ્રમાણે આરોગ્ય અને સ્વચ્છતા નહિ સચવાવવાથી ઇંગ્લૅન્ડ મરકીના ઉપદ્રવથી કદી પણ તદ્દન મુકત ન હતું. રાતે લંડનના રસ્તાઓ પર તેલના ઝાંખા દીવા બાળવામાં આવતા. પણ તે વખતનું લંડન શહેર હાલના કરતાં ચાર ગણું નાનું હતું. છાંયડાવાળા બગીચાઓથી ઘરો એક બીજાથી

જૂદાં પડતાં અને શહેરોની આસપાસ લિલોત્રીવાળાં મેદાનો આવેલાં હતાં. મહોલ્લાઓમાં ચકચકતાં રંગબેરંગી કપડાં પહેરેલા લોકો જોવામાં આવતા. દરેક જણ પોતાનો દરજ્જો અથવા ધંધો ઓળખાઇ આવે તેવો પોષાક પહેરતો.

**મોજીલું ઇંગ્લૅન્ડ**—મરકીનો કેર, ખેડુતોનો બળવો, કરવેરાનો ત્રાસ, એવાં એવાં દુઃખો છતાં અંગ્રેજો સુસ્ત અને ઉદાસ ન હતા. ચૌદમાં સૈકાને ઘણીવાર "મોજીલું ઇંગ્લૅન્ડ" કહેવામાં આવે છે. દેશમાં જાણે કોઇપણ પ્રકારની વિપત્તિ ન હોય તેમ નાચરંગ, મીજબાની, જલસા, ઉજાણી, વગેરે બીજી ઘણી મોજમઝાહ ચાલતી. લોકો જાત્રાએ જાય તે પણ જાણે સહેલગાહપર જતા હોય તેમ જતા. **જ્યૉફ્રે ચૉસર** નામના કવિએ પોતાના "કૅન્ટરબરી ટેલ્સ" નામના સુપ્રસિદ્ધ કાવ્યમાં બૅકેટની કબરની જાત્રાએ જતા સંખ્યાબંધ યાત્રાળુઓ વિષે વર્ણન કર્યું છે. તેમાં યોદ્ધાઓ, ખેડુતો, ઘંટીવાળા, વહાણવટીઓ, વેપારી, "ક્ષમાપત્રો" વેચનારા, સાધુઓ, મઠની ઉપરિ સાધ્વીઓ, પ્રવાસી સાધુઓ, વગેરે અનેક પ્રકારના યાત્રાળુઓની કથા કહેવામાં આવી છે. તેઓ ઘોડાપર બેસીને વાજાં વગાડતા વગાડતા અને વાર્તાઓ કરતા આનંદથી રસ્તો કાપતા. પણ તે વખતના **વિલિઅમ લૅન્ગલૅન્ડ** નામના બીજા એક કવિએ પોતાના "પિયર્સ પ્લાઉમેન" નામના કાવ્યમાં તે સમયની પ્રજાનાં દુઃખો, પૈસાદાર લોકોના દોષો; તેઓની ક્રુરતા અને લોભ, સખત મજુરી કરનારા ગરીબ લોકોની કંગાલ હાલત, સાધુઓના પ્રપંચ, વગેરેનું ચિત્ર દોર્યું છે. તે બંને કવિઓના કાવ્યો સાથે સાથે વાંચતાં "મોજીલા ઇંગ્લૅન્ડ"ના તવંગર અને ગરીબ લોકોના જીવન વચ્ચે રહેલા તફાવત વિષે આપણને સારો ખ્યાલ આવે છે.

ગરાસીઆઓની મુખ્ય રમત ગમત યુદ્ધવિહારની હતી. તેમાં માથાથી તે પગ સુધી બખ્તર પહેરી બુઠ્ઠાં કે ધારવાળાં હથીઆરોથી સજ્જ થયેલા ગરાસીઆઓ પોતાનું શૌર્ય અને પરાક્રમ બતાવવા એક બીજા સાથે દ્વંદ્વયુદ્ધ કરતા. સાધારણ માણસ બાણ તાકવાનો



ચિત્ર ૬૦–ભાલાવાળા ઘોડેસ્વારોની રમતગમતમાં વપરાતો "કિવનટેન" નામનો સ્થંભ.

મહાવરો પાડતો અને તે માટે એડવર્ડ ૩ જાના વખતમાં એક કાયદો પસાર કરી એવું નક્કી કરવામાં આવ્યું હતું કે દરેક જણે રવિવારે અને તહેવારના દિવસોએ ધનુષ્ કેમ વાપરવું તેનો અભ્યાસ કરવો.

રીંછો, કુતરાઓ, ઘોડાઓ અને મરઘાંના ખેલો, એ સાર્વજનિક વિનોદ હતા. મધ્યયુગની મોજમઝાઓ અને રમતગમતો છેક અઢારમા સૈકા સુધી ચાલ્યાં અને કેટલાક ફેરફારો થયા પછી હજુ પણ તે વખતના કેટલાક જૂના રિવાજો પ્રચલિત છે.

# પ્રકરણ ૧૩ મું

## ઉદ્યોગ અને વાણિજ્ય (૨)

**સોળમી સદી**—એડવર્ડ ૩ જાએ ફ્લૅન્ડર્સના હોશિઆર વણકરોને ઇંગ્લૅન્ડમાં લાવી રાખ્યા હતા તે વિષે આગળ કહેવામાં આવ્યું છે. તેથી ઇંગ્લૅન્ડને પોતાના ગરમ કાપડ માટે યુરોપના બીજા મુલકોપર આધાર રાખવાની જરૂર મટી ગઈ. કાચું ઊન ફ્લેન્ડર્સ મોકલવામાં આવતું અને ત્યાંથી તેનું કાપડ બનીને આવતું તે બંધ થયું. તે ધંધામાં અંગ્રેજો ઘણા કુશળ નિવડ્યા. તેને લગતું કામકાજ ખેતરમાં બાંધેલા મકાનમાં કરવામાં આવતું. કાચું ઊન લાવીને ગામડાંની સ્ત્રીઓ તે કાંતતી અને પુરૂષો બહાર સાળ ગોઠવી તેનાં કપડાં વણતા.

ઘેટાં ચરાવવા માટે વાડ કરી જમીન બંધ્યાર રાખવાનો પ્રચાર ઘણો વધી ગયો. જાગીરદારોને ઘેટાં ઉછેરવાનું વધારે ફાયદાકારક લાગ્યું તેથી ખેતી કરાવવાનું છોડી દઈ તેઓએ ઘેટાં ઉછેરવા માંડ્યાં. આથી ઘણા માણસો કામધંધા વગરના થઈ પડ્યા. કેટલાક અમીરો તો શૂદ્રોને ભાડે આપેલી જમીન પણ પચાવી પાડવાની તજવીજ કર્યા કરતા હતા. આવા ફેરફારોથી ઇંગ્લૅન્ડના લોકોની સ્થિતિ ઘણી દુઃખદાયક થઈ પડી. કેટલોક વખત પછી તેઓની મુશ્કેલીઓ દૂર થવા લાગી. જે મજુરો પહેલાં ખેતરોમાં કામ કરતા હતા તેઓને ઊનના વેપારમાં રોકવામાં આવ્યા.



ચિત્ર ૬૧—ચરખો

ખેતીવાડીને લગતા ફેરફારો ઉપરાંત બીજા કેટલાક કારણોને લીધે ગરીબ લોકોની આફતોમાં વધારો થયો. હેન્રી ૮ માએ મઠોની જાગીરો જપ્ત કરી મઠો બંધ કર્યા. મઠની જમીન તો હેન્રીએ અમીરોને વહેંચી આપી અને

અમીરોએ ખેતી કરાવવાનું છોડી દઈ ઘેટાં ઉછેરવા માંડ્યાં. તેથી હજારો ખેડુતો કામધંધા વગરના થઈ ગયા. મઠના સાધુ ગરીબોને મદદ કરતા તે પણ બંધ થયું.

એડવર્ડ ૬ટ્ઠાના વખતમાં કારીગરોના જે મહાજનો હતાં તેનાં નાણાં લૂંટી લેવામાં આવ્યાં તેથી પાછો ખળભળાટ મચી



ચિત્ર ૬૨—અસલના વખતમાં કાપડ વણવામાં વપરાતી સાળ

રહ્યો. ખેડુતોએ બળવો કરી પોતાનાપર થતા જુલમો અટકાવવાના પ્રયત્નો કર્યા. આમાંનો એક જાણીતો બળવો **રૉબર્ટ** કેટ નામના નૉર્ફોકના એક પૈસાદાર ખેડુતની સરદારી હેઠળ થયો, પણ બધા બળવાઓ તરતજ દાબી દેવામાં આવ્યા, અને તેના આગેવાનોને ફાંસી દેવામાં આવી.

દેશમાં કામ વિનાના રખડેલ માણસો અને ભિખારીઓ આમ તેમ ભટકયા કરતા, તેઓ ચોરી તથા લૂંટફાટ કરતા અને આબરૂદાર ગ્રહસ્થોને ઘણા સતાવતા. આ બધું દાબી દેવા માટે ઘણા કાયદા પસાર કરવામાં આવ્યા. ઘણાને તો લાકડાના ગચિઆમાં રાખવામાં

આવતા અને થાંભલા સાથે બાંધી ચાબૂકથી ફટકાવવામાં આવતા. કેટલાકને તપાવેલા સળીઆથી ડામ દેવામાં આવતા. ગરીબોને મદદ કરવા માટેની વ્યવસ્થિત શરૂઆત તો ઇલિઝાબેથના વખતમાં થઈ. તેના રાજ્યમાં પાર્લામેન્ટે કેટલાક ઉપયોગી કાયદા પસાર કર્યા. ઇ. સ. ૧૬૦૧ માં "ગરીબીનો કાયદો" પસાર થયો તેની મુખ્ય કલમો નિચે પ્રમાણે છે:--

(૧) જે લોકો કામ કરવાને અશકત હોય તેને મદદ કરવી.

(૨) કામ ધંધા વગરનાને કામે લગાડવા.

(૩) આળસુ અને રખડેલને સજા કરવી.

આ પ્રમાણે જે લોકો કામ કરવાને શક્તિમાન ન હોય તેને રાજ્ય તરફથી મદદ કરવામાં આવતી અને કામ કરવાને સશકત હોઈ જે લોકો કામ કરતા નહિ તેને સજા કરવામાં આવતી. આસ્તે આસ્તે ભિખારીઓ અને કામ વગરના રખડતા લોકો ઓછા થતા ગયા અને દેશને તેઓ તરફનો કોઈપણ જાતનો ભય રહ્યો નહિ.

**વેપાર**—વહાણ બાંધવાનો ઉદ્યોગ વધવાથી અને અંગ્રેજ ખલાસીઓની કુશળતાથી ૧૬ મા સૈકામાં ઇંગ્લૅન્ડનો યુરોપ સાથેનો વેપાર ઘણો વધી ગયો. સ્પેનના રાજ્ય અમલથી કંટાળીને ઘણા વણકરો ફ્લૅન્ડર્સથી ઇંગ્લૅન્ડ નાસી આવ્યા અને ત્યાં ઊનના વણાટનો ઉદ્યોગ વધારવામાં મદદગાર થઈ પડયા. હેન્રી ૭ માએ ફ્લૅન્ડર્સ જોડે સંધિ કરી તે દેશ સાથે વેપાર કરવાની છૂટ આપી અને નૉર્વિચમાં તથા યૉર્કશાયરના ગામડાઓમાં કાપડ બનાવવાનો ઉદ્યોગ ચાલતો તેને ઉત્તેજન આપ્યું.

લંડનમાં ખાણનોએ કોલસો વાપરવાની શરૂઆત થવા માંડી હતી પણ લોઢું ઓગાળવા માટે કોયલાનો ઉપયોગ કરવામાં આવતો.

**ઘરો**—અમીરો હવે અંધારા કિલ્લામાં રહેતા નહિ. તેઓ લાલ ઇંટના અને પત્થરના ભપકાદાર મકાનોમાં રહેવા લાગ્યા. તેની



ચિત્ર ૬૩—ટયૂડર સમયનો એક મોહોલ્લો

અંદર સુંદર નકસીકામ કરવામાં આવતું. દિવાલો ઉપર રેશમી પડદા ટાંગેલા રહેતા. ચિત્રવાળી નાની નાની બત્તીઓ બારીને ચકચકીત બનાવતી. મોટાં ધુમાડીઆ રાખવામાં આવતાં. રેશમી પડદાવાળા કોતરણીવાળા પલંગ વાપરવામાં આવતા. જમવાના મેજ ઉપર ચાંદી અને બીજી ધાતુના વાસણોનો છૂટથી વપરાસ કરવામાં આવતો. ઘરની અંદરની જમીન હજી લાકડાની કે પત્થરની બનાવવામાં આવી ન હતી. તેના ઉપર ઘાસની બનાવેલી સાદડીઓ પથરાતી. સાંકડા મોહોલ્લાના ઘરો બે માળનાં હતાં. ઉપલે માળે જવા માટે બહારની બાજુ એક દાદર રાખવામાં આવતો. શહેરના અમુક મોહોલ્લાઓમાં અમુક ચીજો જ વેચાતી. દાખલા તરીકે લંડનમાં હજુસુધી મિલ્ક સ્ટ્રિટ (દુધનો મોહોલ્લો), બ્રેડ સ્ટ્રિટ (રોટલીનો મોહોલ્લો), ફિશ સ્ટ્રિટ (માછલીનો મોહોલ્લો) વગેરે મોહોલ્લાઓ છે. ગરીબ લોકોના ઘરોમાં ઘણો ધીમો સુધારો થતો ગયો. તેઓ પરાળના છાપરાંવાળાં લાકડાના ઘરો બાંધવા લાગ્યા. આગનો ભય ન રહે તે માટે તેને ચુનો લગાડવામાં આવતો. બારીઓમાં પણ કાચ જડાવવામાં આવ્યા અને ધુમાડો જવા માટે ચીમનીનો વપરાસ થવા લાગ્યો. પરાળની પથારી અને લાકડાના ઓશીકાને બદલે રૂની તળાઈઓ, નરમ તકીઆઓ અને બન્તુસો વપરાવવા લાગ્યાં. સુગંધી ફુલોવાળા બગીચાઓ જ્યાં ત્યાં જોવામાં આવતા. કોઈ કોઈ વખત જમીન ઉપર ખુશબોદાર છોડવાઓ વિખેરવામાં આવતા પણ ઘરની જમીન માટીની અને તે ઉપર ઘાસ પથરાયલી રહેતી. નવું ઘાસ ઉમેર્યા કરવાથી એક ઉપર એક એમ ઘણાં ઘાસનાં પડો વર્ષો સુધી એક ઓરડામાં એકઠાં થતાં, તેથી જાત જાતના રોગો ફાટી નીકળે તેમાં શી નવાઈ?



ચિત્ર ૬૪—ફેરિયો

રસ્તાઓ તો જેવાને તેવાજ સાંકડા અને ગંદા રહ્યા હતા. તેથી રાજાઓ અને દરબારીઓ સિવાય કોઈ ગાડી વાપરતું નહિ. મુસાફરી માટે અને માલ લઈ જવા લાવવા માટે લોકો ઘોડાનો ઉપયોગ કરતા. ફેરીઆઓ એક ગામથી બીજે ગામ પોતાનો માલ વેચવા ચાલીને જતા અને ગામ ગામની નવી ખબરો લોકોને કહેતા. હેન્રી ૮ માને અને ઇલિઝાબેથને ફક્કડ કપડાં પહેરવાનો ઘણો શોખ હતો. તેઓનું જોઈ લોકો પણ ઘણા કિંમતી વસ્ત્રો પહેરવા લાગ્યા. તેઓ ઘણા તહેવારો પાળતા, ઉજાણીઓ કરતા અને ખૂબ દારૂ પીતા. રમતગમતો અને નાચરંગ પણ ઘણા થતા. પૈસાદાર લોકો ઘઉંની રોટલી ખાતા અને ગરીબ લોકો જવની રોટલી ખાતા. પૂર્વના દેશોમાંથી આવતા તેજાના, બદામ અને દ્રાક્ષવાળાં 'પુડીંગ' કરવાનો રિવાજ ઇલિઝાબેથના સમયમાં દાખલ થયો. નવી ગ્રીક વિદ્યાને લીધે ઘણા કવિઓ અને લેખકો થઈ ગયા. તેમાં સૌથી પ્રખ્યાત સર ટૉમસ મોર, એડમંડ સ્પેનસર, ફિલિપ સિડની, વૉલટર રાલે, અને વિલિઅમ શેકસપિઅર હતા.



ચિત્ર ૬૫–વિલિઅમ શેકસપિઅર

## નોંધ

દરેક ગામડાના ત્રણ ખેતરોના ૨૦૦ વાર લાંબા ટુકડામાં ભાગ કરવામાં આવ્યા હતા. એવું કહેવાય છે કે બળદની જોડ ૨૦૦ વાર લાંબો જમીનનો ટુકડો અટકયા વિના ખેડતી તે ઉપરથી એટલી લંબાઇને Furlong—Furrow long (ફરલૉંગ)—કહેવામાં આવતી. બળદને હાંકવા માટે ખેડુત લાકડીનો ઉપયોગ કરતો. તે પાંચ સાડાપાંચ ફુટ લાંબી હતી. આ લાકડીપરથી Rod (રૉડ) અથવા

Pole (પોલ) શબ્દ થયો. આ પોલ જમીનની પહોળાઈ માપવાના કામમાં પણ લેવાતો. દરેક ખેડુતને ૨૦૦ વાર (ફરલૉંગ) લાંબી અને બે કે ચાર પરોણી (રૉડ) પહોળી જમીનનો ટુકડો ખેડવો પડતો. તે પરથી ૧/૪ એકરને અંગ્રેજીમાં એક Rood (રૂડ) કહેવામાં આવે છે.

**શહેરો**—નીચેના શહેરો મધ્યયુગમાં ઘણાં અગત્યનાં હતાં :-

**વિંચેસ્ટર,** બોર્ડોથી દારૂની આયાત કરતું.

**વુરસેસ્ટર,** ઘઉંના વેપારનું મુખ્ય મથક.

**બ્રિસ્ટૉલ,** પશ્ચિમના દરિયાકાંઠાપરનું મુખ્ય બંદર.

**યારમાઉથ,** પૂર્વના દરિયાકાંઠાપરનું મુખ્ય બંદર.

**યૉર્ક,** ઉત્તરની રાજધાની.

**નૉરિચ,** ઊનના વેપારનું મુખ્ય મથક.

**લંડન,** ઇ. સ. ૧૧૫૬ માં ઇંગ્લૅન્ડની રાજધાની થયું.

**ઊન**—ઇંગ્લૅન્ડનો ઊનનો વેપાર લાંબો વખત થયાં પરદેશી વેપારીઓના હાથમાં હતો. તેઓ "ઈસ્ટરલિંગ્સ" ના નામથી ઓળખાતા. તેઓની વખાર લંડનમાં હતી તેને "સ્ટિલ યાર્ડ" (સેમ્પલ યાર્ડ) કહેવામાં આવતી. આ વેપારીઓ લેવડદેવડમાં પ્રમાણિક હતા અને ચોકખું ભેળસેળ વિનાનું નાણું વાપરતા, તેથી પૂરી કિંમતના સિક્કાને હજુ પણ "સ્ટરલિંગ" નાણું કહેવામાં આવે છે.

**"હાન્સે ટાઉન્સ"**—મધ્યયુગના પાછલા ભાગમાં ઉત્તર જર્મનિના વેપારી શહેરો હતાં.

## સારાંશ

સૅકસન લોકોના વખતમાં ઇંગ્લૅન્ડ છૂટાં છવાયાં ગામડાંઓનો એક ઉજ્જડ દેશ હતો. બધી જમીન સાથે મળીને ખેડવામાં આવતી અને ખેડુતોએ પોતાની ગણોતે રાખેલી જમીન બદલ પોતાના ધણીની નોકરી બજાવવી પડતી. તે સમયના ઘરો ઘણે ભાગે ચીમની વગરના માટીના ઝુંપડાં હતાં. લશકરી નોકરી બજાવવાની શરતે નૉર્મનોને

રાજા તરફથી જમીન આપવામાં આવતી. ગામડાંને વતન કહેવામાં આવતાં. શૂદ્રો, ખેડુતો, અને દાસ–ખેડુતોને પોતાના ધણીની જમીનમાં કામ કરવું પડતું અને તેને નિયમિત ઇંડાં, મરઘાં અને અનાજ આપવાં પડતાં. "કાળી મરકી" થી મજુરોના દર વધ્યા અને જમીનની કિંમત ઘટી ગઈ. ઘેટાં ચરાવવા માટે જમીનદારોએ વાડ બાંધી જમીન ઘેરી લીધી. ખેડુતોએ નિરાશ થઇ બળવો કર્યો પણ તે દાબી દેવામાં આવ્યો. ચૌદમો સૈકો "મોજીલા ઇંગ્લૅન્ડ" નો કહેવાય છે. ટયૂડરોના વખતમાં, સોળમા સૈકામાં, ઊનનો વેપાર ઘણો વધી ગયો. મઠો અને કામદારોના મહાજનમંડળો બંધ થવાથી અને ખેતરોનો ઉપયોગ ઘેટાં ચરાવવા માટે થવાથી સેંકડો લોકો ધંધા વગરના થઇ પડ્યા. ઇલિઝાબેથના રાજ્યમાં જાણીતા "ગરીબીના કાયદા" પસાર થયા. તે સૈકામાં લોકોની રહેવા કરવાની રીતભાતોમાં ઘણો સુધારો થયો.

## પ્રશ્નો

(૧) નૉર્મનોના વખતમાં ગણોતીઆઓના ખેતરો કેવી રીતે ગોઠવવામાં આવતાં? એવા પ્રકારની ગોઠવણીની શી મતલબ હતી?

(૨) એક સૅક્સન ખેડુતના ઘરનું વર્ણન કરો.

(૩) નીચેના વિષે ટુંકમાં લખોઃ—કામદારોનો કાયદો, ખેડુતોનો બળવો, મોજીલું ઇંગ્લૅન્ડ, રૉબર્ટ કેટ, કાળી મરકી, રખડેલ લોકો.

(૪) કાળી મરકી અને કામદારોના કાયદાઓ વચ્ચે શો સંબંધ છે તે જણાવો.

(૫) ઇંગ્લૅન્ડમાં પ્લેગનો ઉપદ્રવ ફાટી નીકળતો તેનું શું કારણ?

(૬) ઘેટાં ચરાવવા માટે ખેતરોને વાડ કરી બંધ કર્યાં તેની સાથે 'કાળી મરકી'ને શો સંબંધ છે?

(૭) સોળમા સૈકામા ઇંગ્લૅન્ડ ઊનના કાપડના ઉદ્યોગ માટે જાણીતું થયું તેનાં કારણો દર્શાવો.

(૮) મધ્યયુગના એક શહેરનું વર્ણન કરો.

# ભાગ ૨ જો

---

## બ્રિટિશ સામ્રાજ્યનો ઉદય

---

## પ્રકરણ ૧૪ મું

### રાજા વિરુદ્ધ પાર્લમેન્ટ

**સત્તરમી સદી**—સત્તરમા સૈકાના આરંભમાં, ઇ. સ. ૧૬૦૩ ની સાલમાં, સ્ટુઅર્ટ વંશની શરૂઆત થઈ. દેશના રાજ્યાધિકાર સંબંધી રાજાઓ અને પાર્લમેન્ટ વચ્ચેના ઝઘડા માટે ઇતિહાસમાં આ સમય જાણીતો છે. ટયૂડર રાજાઓનો રાજ્યઅમલ અનિયંત્રિત અને આપઅખત્યારી હતો, પણ એકંદરે પ્રજાને તે હિતકારક હતો તે સઘળું આપણે જોઈ ગયા. પરંતુ ઇલિઝાબેથના રાજ્યના છેવટના વર્ષોમાં જ્યારે સ્પેનનો પરાભવ થયો હતો, ભિન્ન ભિન્ન મતના ધર્મપંથીઓ શાંત પડ્યા હતા અને વેપાર સમૃદ્ધ થયો હતો ત્યારે પાર્લમેન્ટ એકસરખી એવી માગણી કરી રહી હતી કે દેશના રાજ્યકારભારમાં તેનો વધારે હિસ્સો હોવો જોઈએ. સ્કૉટ વંશનો રાજા જેમ્સ ૧ લો ગાદીએ આવ્યો ત્યારે પાર્લમેન્ટની તે માગણી વધારે જોશથી થવા લાગી, અને જેમ્સના મરણ પછી રાજસત્તા માટેની તકરારને લીધે દેશ પ્રજાવિગ્રહની સ્થિતિમાં આવી પડ્યો.

# સ્ટુઅર્ટ વંશાવળી




**જેમ્સ ૧ લો** (૧૬૦૩–૧૬૨૫)—"રાજાના દૈવી હક"ના સિદ્ધાંતો જેમ્સના મનમાં સખત મૂળ ઘાલી બેઠા હતા. તે એમ માનતો હતો કે રાજ્ય કરવાનો અધિકાર તેને ઈશ્વર તરફથી મળ્યો હતો તેથી તેની ઇચ્છા વિરૂધ્ધ વર્તવાનો કોઈને હક ન હતો, અને તેની પ્રજાએ સર્વ બાબતમાં તેની સત્તા મુગા મુગા માન્ય કરવીજ જોઈએ. વળી એની માન્યતા એવી હતી કે પાર્લમેન્ટને જે કાંઈ રાજ્યાધિકાર મળ્યો હતો તે કેવળ રાજાની મહેરબાનીથીજ અને નહિ કે હક તરીકે. જેમ્સ પાર્લમેન્ટ વગર ખુશીથી રાજ્ય કરી શકત પણ આગલા રાજ્યમાં મહા મહેનતે મેળવેલા કાયદાઓ પ્રમાણે રાજા કોઈપણ પ્રકારનો કર પાર્લમેન્ટની સંમતિ વગર નાંખી શકતો નહિ. જો રાજ્યવહીવટમાં પાર્લમેન્ટનો યોગ્ય હક સ્વીકારવામાં ન આવે તો પાર્લમેન્ટ પૈસા સંબંધી રાજાની માગણી કેમ મંજુર કરે?

તેમ છતાં અનેક માર્ગે પૈસાની મોટી રકમ ઉભી કરી જેમ્સે લગભગ દસ વર્ષ સુધી (૧૬૧૧–૧૬૨૧) પાર્લમેન્ટ વગર રાજ્ય ચલાવ્યું. નજરાણાં લઈને, શ્રીમંત લોકોને ખિતાબ આપી તેના

બદલામાં પૈસા લઈને, અમુક આદમીઓને અમુક વસ્તુઓ બનાવવાના અને વેચવાના ઈજારાઓ આપીને અને વધારે જકાત નાખીને તેણે પોતાને જોઈતું નાણું એકઠું કર્યું. વેપારી વર્ગમાં ઘણો અસંતોષ ઉત્પન્ન થયો પણ તેઓને રાજાને પૈસા આપવાજ પડતા અને નહિ આપતા તો સજાને પાત્ર થતા. તેના આવાં કૃત્યોથી લોકો તેનાપર ઘણા ગુસ્સે થયા અને દિવસે દિવસે તે અપ્રિય થતો ગયો. પ્રજામાં અત્યંત અપ્રિય થયેલા પોતાના માનીના બે જણાને—રૉબર્ટ કાર, અર્લ ઑફ સૉમરસેટ, અને **જ્યૉર્જ વિલિઅર્સ, ડ્યૂક ઑફ બકિંગહામને** તેણે પોતાના પ્રધાનો તરીકે નીમ્યા. પોતાના પુત્ર ચાર્લ્સના લગ્ન સ્પેનની રાજકન્યા સાથે કરવા તે ઈચ્છતો હતો. લોકોને તે યોજના બીલકુલ પસંદ ન હતી, કારણ કે ઇંગ્લૅન્ડ અને સ્પેન વચ્ચેની અગાઉની દુશ્મનાવટ હજાુસુધી ઘણી તીવ્ર હતી.



ચિત્ર ૬૬—ભાલાવાળો સૈનિક. આ સૈનિકની છાતીપર અને પીઠપર ધાતુનું બખ્તર છે અને ટોપી પણ ધાતુની છે

તે ઉપરાંત ધાર્મિક મુશ્કેલીઓ પણ હતી. તે વખતે દેશમાં

ધર્મ સંબંધી જુદા જુદા મત ધરાવનારા ત્રણ મુખ્ય પંથો હતા—ઇંગ્લિશ ચર્ચ યા એપિસ્કોપેલીઅન, કૅથૉલિક અને પ્યૂરિટન. જેમ્સે એપિસ્કોપેલીઅન પંથ પ્રત્યે પોતાની સહાનુભૂતિ દર્શાવી. તેથી કૅથૉલિકો ઘણા નારાજ થયા અને તેઓમાંના કેટલાક અસંતોષી લોકોએ રાજાને અને પાર્લમેન્ટને ઉડાવી દેવાનું કાવત્રું રચ્યું (તા. ૫મી નવેમ્બર ૧૬૦૫). ધાર્મિક જુલમથી કંટાળી જઈ કેટલાક સાત્વિક વૃત્તિવાળા પ્યૂરિટનો ઇ. સ. ૧૬૨૦માં કાયમને માટે અમેરિકા જઈ વસ્યા. તે ધર્મવીરો ઇતિહાસમાં **"પિલ્ગ્રીમ ફાધર્સ"**—ભકત યાત્રાળુઓ—ને નામે પ્રખ્યાત છે.



ચિત્ર ૬૭–બંદુકવાળો સૈનિક

જેમ્સ પ્રત્યેના અસંતોષના આ કારણો હતાં. તે ઉપરાંત તેનો ચહેરો પણ રાજા જેવો તેજસ્વી ન હતો અને તે નબળો અને બ્હીકણ હતો.

પણ છેવટે પાર્લમેન્ટને એક યોગ્ય તક મળી. ઇ. સ. ૧૬૧૮માં જર્મનીમાં પ્રૉટેસ્ટન્ટો અને કૅથૉલિકો વચ્ચે યુદ્ધ થયું. ઇંગ્લૅન્ડ પ્રૉટેસ્ટન્ટ

પંથને મદદ આપવા ઇચ્છતું હતું અને લડાઈ માટે નાણા મેળવવા સારૂ પાર્લમેન્ટની સભા બોલાવવામાં આવી. પાર્લમેન્ટે થોડી રકમ મંજુર કરી પણ તેજ વખતે રાજાના માનીતા વિદ્વાન ન્યાયમંત્રી **સર ફ્રાન્સિસ બેકન ઉપર લાંચ લેવાનું તહોમત મૂકી તેને દંડ કર્યો** અને કારાગૃહમાં પૂર્યો. વળી પાર્લમેન્ટ સ્પૅનિશ વિવાહની યોજનાની વિરૂદ્ધ થઈ અને જેમ્સની લોકો પાસેથી પૈસા કઢાવવાની રૂઢિ અન્યાયી હતી એમ તેણે જાહેર કર્યું. તેના જવાબમાં જેમ્સે પાર્લમેન્ટને જણાવ્યું કે સ્પૅનિશ વિવાહનો વિષય પરદેશને લગતો હતો અને તેમાં માથું ઘાલવાનો પાર્લમેન્ટને કાંઇપણ અધિકાર ન હતો. પાર્લમેન્ટે તે સામે વાંધો ઉઠાવ્યો અને પાર્લમેન્ટના દફતરમાં એવો ઠરાવ નોંધ્યો કે રાજને લગતી સઘળી બાબતો વિષે ચર્ચા કરવાનો હક તે સભાને હતો. આથી જેમ્સ ચીડવાયો અને તે દફતર મંગાવી તેણે તે ઠરાવવાળાં પાનાં ફાડી નાંખ્યાં, પાર્લમેન્ટ વિસર્જન કરી અને કોક, પિમ, સેલ્ડન, ઇત્યાદી અગ્રેસર સભ્યોને કેદ કર્યા (૧૬૨૨).

ચાર્લ્સ અને સ્પૅનિશ રાજકન્યા વચ્ચેના લગ્નની યોજના સ્પેનના લોકોએ રદ કરી, તેથી જેમ્સે પ્રૉટેસ્ટન્ટ લોકોને મદદ કરવા લશ્કર મોકલ્યું, પણ તેજ વર્ષે, એટલેકે ઇ. સ. ૧૬૨૫માં, તે મરણ પામ્યો.

**ચાર્લ્સ ૧ લો** (૧૬૨૫-૧૬૪૯)—ચાર્લ્સ ગાદીએ આવ્યો ત્યારથીજ તે રાજાના દૈવી હક વિષે પોતાના બાપ કરતાં પણ આગળ પડતા ખ્યાલ ધરાવતો હતો. રીતભાતમાં અને દેખાવમાં તે તેના બાપ કરતાં તદ્દન જુદો હતો. તે સર્વાંગે રાજાના જેવો તેજસ્વી હતો, પણ તેણે પોતાની ઇચ્છાનુસાર રાજ્ય કરવાનો નિશ્ચય કર્યો. તે એમ ધારતો હતો કે તેના સર્વ કૃત્યો માટે પાર્લમેન્ટ અને લોકો સંમતિ દર્શાવશે, પરંતુ પાર્લમેન્ટને અસંતોષ થવાના કારણો તરતજ મળ્યાં:—

(૧) ડ્યૂક ઑફ બકિંગહામ લોકોમાં અત્યંત અપ્રિય હોવા છતાં

ખરી રાજસત્તા ભોગવતો હતો કારણ કે તે રાજાનો અતિશય માનીતો હતો.



ચિત્ર ૬૮–ચાર્લ્સ ૧લો (૧૬૨૫–૪૯)

(૨) ચાર્લ્સ એપિસ્કોપેલ પંથી હતો, પણ આખા દેશમાં અને ખાસ કરીને પાર્લમેન્ટમાં પ્યૂરિટનોનું જોર એકસરખું વધતું જતું હતું, કારણ કે રાજાઓના નિષ્ઠુર વર્તન સામે થવામાં સઘળા પ્યૂરિટનો એક બીજા સાથે મળીને કામ કરતા હતા.

(૩) ફ્રાન્સની હેન્રીએટા મેરીયા નામની કૅથૉલિક પંથવાળી રાજકન્યા સાથે લગ્ન કરી ચાર્લ્સે લોકોને પોતાની વિરુદ્ધ ઉશ્કેર્યાં.

જેમ્સની માફક ચાર્લ્સ પણ પાર્લમેન્ટ બોલાવ્યા વગર રાજ્ય કરવાનું પસંદ કરત પણ તે જાણતો હતો કે તેમ કરવું અશક્ય હતું. સ્પેન સામે યુદ્ધ ચલાવવા માટે ચાર્લ્સે પાર્લમેન્ટ પાસે નાણાની માગણી કરી પણ **બકિંગહામને તેના હોદ્દાપરથી દૂર કરવામાં આવે તોજ તેની માગણી મંજુર કરવાનું પાર્લમેન્ટે જણાવ્યું.** ચાર્લ્સે તરતજ પાર્લમેન્ટ બરખાસ્ત કરી.

ફ્રાન્સના હ્યૂગેનો લોકોને મદદ કરવાને નાણાની જરૂર પડવાથી ચાર્લ્સે બીજી પાર્લમેન્ટ સભા બોલાવી પણ પાર્લમેન્ટે બકિંગહામ સામે કામ ચલાવવાનો ઠરાવ કર્યો. પાર્લમેન્ટ પાસેથી નાણા મેળવવાની આશા રહી નહિ એટલે ચાર્લ્સે નજરાણા લેવાનો અને લોકો પાસેથી ઉછીના નાણાં લેવાનો ઉપક્રમ શરૂ કર્યો. પોતાના સૈનિકોની ખાવાપીવાની વ્યવસ્થા ખાનગી આસામીઓના ઘરમાં કરવાનો તેણે હુકમ કર્યો અને તે સંબંધી જો કાંઈ તકરાર ઉભી થતી તો તેની

તપાસ લશ્કરી અદાલતમાં કરવામાં આવતી. સામાન્ય લોકો ઉપર આ મોટું અન્યાયી પગલું હતું.

આ પ્રમાણે મેળવેલાં નાણાં લડાઈ માટે અને રાજદરબારના ઉડાઉ ખર્ચ માટે પૂરતાં ન હતાં. પાછી ઇ. સ. ૧૬૨૮માં પાર્લમેન્ટ બોલાવવામાં આવી. પાર્લમેન્ટે પ્રજાના હકની અરજી—**"પિટિશન ઑફ રાઈટ"**—તૈયાર કરી અને રાજાએ તે કબુલ રાખી ત્યારેજ પાર્લમેન્ટે એક મોટી રકમ મંજુર કરી. તે અરજીમાં રાજા પાસે ચાર માગણીઓ કરવામાં આવી હતી:—

(૧) પાર્લમેન્ટની સંમતિ વિના કોઈની પાસેથી રાજાએ બળાત્કારે નાણાં લેવાં નહિ.

(૨) યોગ્ય કારણ બતાવ્યા વિના કોઈને કેદમાં રાખવો નહિ.

(૩) શાંતિના સમયમાં કોઈપણ અપરાધી મનુષ્યની તપાસ લશ્કરી કાયદા પ્રમાણે કરવી નહિ.

(૪) સૈનિકોને અને ખલાસીઓને રહેવાની અને ખાવાપીવાની ગોઠવણ ખાનગી આસામીઓના ઘરમાં કરવી નહિ.

પાર્લમેન્ટે બકિંગહામને બરતરફ કરવાની પાછી માગણી કરી પણ રાજાએ જણાવ્યું કે એવી બાબતોમાં માથું મારવાનો પાર્લમેન્ટને કાંઈ અધિકાર નથી, અને એણે પાછી પાર્લમેન્ટ બરખાસ્ત કરી. હ્યૂગેનો લોકોને મદદ કરવાને બકિંગહામ એક લશ્કર લઈ નીકળ્યો પણ તે સફર શરૂ થતાં પહેલાંજ પૉર્ટસ્મથમાં તેનું ખૂન થયું. બકિંગહામના મૃત્યુથી લોકોને ઘણો આનંદ થયો.

ત્યારપછી રાજાએ પાર્લમેન્ટની મદદ વગર રાજ્યકારભાર ચલાવવાનો નિશ્ચય કર્યો અને ૧૧ વર્ષ સુધી (૧૬૨૯–૧૬૪૦) તેણે મુદ્દલ પાર્લમેન્ટ બોલાવી નહિ. તેના બે મુખ્ય સલાહકારો **ટૉમસ વૅંટવર્થ** (અર્લ ઑફ સ્ટ્રૅફર્ડ) અને **વિલિઅમ લૉડ** (કૅન્ટરબરીનો ધર્માધ્યક્ષ) હતા.

ચાર્લ્સ સંપૂર્ણ રીતે એક અનિયંત્રિત રાજકર્તા થાય એવો વેંટવર્થનો ઉદ્દેશ હતો. લૉડ પ્યૂરિટનોનો વિનાશ કરવા ઇચ્છતો હતો. એપિસ્કોપેલ પંથના વિરોધીઓની તપાસ "કૉર્ટ ઑફ હાઈ કમિશન" નામની અદાલતમાં થતી. લૉડના કડક અમલથી મુકત થવાના વિચારથી ૨૦,૦૦૦ ઉપરાંત અંગ્રેજો ઇ. સ. ૧૬૨૮ થી ૧૬૪૦ સુધીના સમયમાં પોતાની માતૃભૂમિ છોડી ગયા.



ચિત્ર ૬૯–વિલિઅમ લૉડ, કૅન્ટરબરીનો ધર્માધ્યક્ષ

ચાર્લ્સે તે પછી પૈસા ઉભા કરવાની એક બીજી યુક્તિ રચી. ઘણા જૂના વખતમાં લડાઈ ને પ્રસંગે દરિયા કિનારાપર આવેલાં શહેરોમાંથી નૌકાસૈન્યના ખર્ચ માટે **વહાણવેરો** લેવાનો રિવાજ હતો, પરંતુ તે રિવાજ કેટલાક કાળથી બંધ પડ્યો હતો. ચાર્લ્સે શાંતિના વખતમાં પણ તે નૌકાકર પાછો નાખ્યો. શરૂઆતમાં તો તે કર કાંઇપણ વાંધો લીધા વગર ભરવામાં આવ્યો, પણ ઇ. સ. ૧૬૩૭ માં જ્હૉન હૅમ્પડને તે કર આપવાની ના પાડી. હૅમ્પડનના આ કૃત્ય સામે કામ ચલાવવામાં આવ્યું અને તેને તે કર આપવો પડ્યો, પણ લોકલાગણી તે કરની વિરૂદ્ધ હતી અને તેઓની ખાત્રી થઇ ગઈ કે તે કર કેવળ અન્યાયી હતો.

કમનસીબે ચાર્લ્સને પાછી પાર્લમેન્ટ બોલાવવાની જરૂર પડી. સ્કૉટલૅન્ડના લોકોનો ધર્મ "પ્રૅસ્બિટેરિઅન" કહેવાય છે. આર્ચબિશપ લૉડે સ્કૉટ લોકો ઉપર એપિસ્કોપેલ પંથની પ્રાર્થનાપોથી વાપરવાની ફરજ પાડવા માંડી. ધાર્મિક સંસ્થાનો કારભાર ધર્માધ્યક્ષને સોંપવામાં

આવે તે સામે સ્કૉટ લોકોએ વાંધો ઉઠાવ્યો. પોતાનીજ ધર્મસભાના સભાસદો મળીને સરખા દરજ્જાના પુરોહિતો યા શ્રેષ્ઠ જનોની નિમણુક કરે અને લોકોને ધાર્મિક શિક્ષણ આપવાનું તથા ધાર્મિક સંસ્થાનો કારભાર કરવાનું તેઓનેજ સોંપવું જોઈએ એવી તેમની ઇચ્છા હતી. આ પ્રમાણે પ્રૅસ્બિટેરિઅન વિચાર ધરાવનારા લોકો ઇંગ્લૅન્ડમાં ઘણા હતા પણ તેઓનું જોર સ્કૉટલૅન્ડમાં વિશેષ હતું. સ્કૉટ લોકોએ આર્ચબિશપ લૉડનો હુકમ માન્ય નહિ રાખવાનો નિશ્ચય કર્યો અને એક પ્રજાસંઘ સ્થાપી બધાએ એવી પ્રતિજ્ઞા લીધી કે પોતાના ધર્મના સંરક્ષણાર્થે સર્વેએ એક બીજા સાથે મળી, મરતા સુધી ચાર્લ્સ અને લૉડની સામે થવું. ચાર્લ્સે સ્કૉટ લોકોનો વિરોધ દબાવી દેવાનો નિશ્ચય કર્યો, અને તેઓ સામેની લડાઈ માટે પૈસાની જરૂર પડવાથી તેણે પાર્લમેન્ટ બોલાવી (૧૬૪૦). શરૂઆતમાંજ પાર્લમેન્ટે લોકોના દુઃખો વિષે ચર્ચા કરવા માંડી અને સ્કૉટ લોકો સામેની લડાઈ પ્રત્યે વિરોધ દર્શાવ્યો. રાજાએ ત્રણ અઠવાડીઆમાં તે પાર્લમેન્ટને વિસર્જન કરી. આ પાર્લમેન્ટને **"ટૂંકી પાર્લમેન્ટ"** કહેવામાં આવે છે.



ચિત્ર ૭૦—એક નાની પિત્તળની તોપ

વૅટવર્થનો કડક અમલ આયરલૅન્ડમાં અસરકારક નિવડ્યો હતો. તેણે હવે ચાર્લ્સ માટે એક મોટું લશ્કર ઉભું કરવાનો પ્રયત્ન કર્યો. લોકો પાસેથી વહાણવેરો અને ઉછીના નાણાં કઢાવવામાં આવ્યાં. ઇંગ્લૅન્ડના દક્ષિણ ભાગના ખેડુતોની જબરદસ્તીથી લશ્કરમાં ભરતી કરવામાં આવી. પણ આવા બીનકેળવાયલા અને મારીમચડીને ઉભા કરેલા સૈનિકો નકામા હતા.

ચાર્લ્સને સ્કૉટ લોકોને નમવું પડ્યું અને તેઓની રૂઢિ પ્રમાણે ધાર્મિક વિધિઓ કરવાની છૂટ તેઓને આપવી પડી. તે ઉપરાંત લડાઈના ખર્ચ માટે રાજાએ સ્કૉટ લોકોને એક મોટી રકમ આપવાની હતી, તે રકમ ઉભી કરવા માટે રાજાએ ફરીથી પાર્લમેન્ટ બોલાવી. આ પ્રસિધ્ધ પાર્લમેન્ટને **"લાંબી પાર્લમેન્ટ"** કહેવામાં આવે છે, કેમકે ઈ. સ. ૧૬૪૦થી ૧૬૬૦ સુધી તે ચાલુ રહી. આ પાર્લમેન્ટનું કામકાજ ઘણું વ્યવસ્થિત હતું:--

(૧) બળાત્કારથી નાણા મેળવવાનું અને નૌકાકર વસુલ કરવાનું અટકાવવામાં આવ્યું; અપ્રિય થઈ પડેલી સ્ટાર ચેમ્બર કૉર્ટ અને હાઈ કમીશન કૉર્ટ બંધ કરવામાં આવી.

(૨) વૅંટવર્થ, અર્લ ઑફ સ્ટ્રૅફર્ડને, ફાંસી દેવામાં આવી અને કૅન્ટરબરીના ધર્માધ્યક્ષ લૉડને કેદ કરવામાં આવ્યો. પાછળથી તેને પણ ફાંસી દેવામાં આવી.

(૩) દર ત્રણ વર્ષે પાર્લમેન્ટ મળવીજ જોઈએ એવો કાયદો પસાર કરવામાં આવ્યો.

(૪) ઈ. સ. ૧૬૪૧ માં એક "મોટું વાંધાપત્રક"—**ગ્રાંડ રિમોન્સ્ટ્રંસ**—બહાર પાડવામાં આવ્યું. ગત કાળના પ્રજાએ વેઠેલા સંકટની તે ૨૦૬ કલમની એક યાદી હતી તેમાં રાજાએ કરેલા જુલ્મી અને અન્યાયી કામોનો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો. પાર્લમેન્ટના આ છેલ્લાં કૃત્યથી કટોકટીનો મામલો ઉભો થયો. કેટલાક દરબારીઓ અને સિપાઈઓની એક ટુકડી લઈ ચાર્લ્સ પાર્લમેન્ટના પાંચ અગ્રેસર સભ્યોને પકડવા ગયો પણ તેઓને અગાઉથી ચેતવણી મળી હતી એટલે રાજા ત્યાં જઈ પહોંચે તે પહેલાં તેઓ નાસી ગયા.

**પ્રજા વિગ્રહ**—રાજા પાર્લમેન્ટ વિસર્જન કરી શકયો નહિ અને લંડનમાં એટલો બધો ખળભળાટ મચી રહ્યો કે રાજાને લંડન શહેર છોડી જવું પડ્યું. તે પછી તેને પાર્લમેન્ટના કેદી તરીકે અને

દેહાંતની શિક્ષા માટેજ પાછા આવવાનું થયું. રાજા અને પાર્લમેન્ટ વચ્ચે સમાધાન થવાનો સંભવ હતો નહિ, એટલે ચાર્લ્સે લડાઇ જાહેર કરી અને તા. ૨૨ મી ઑગસ્ટ ૧૬૪૨ ને દિવસે નૉટિંગ-હામમાં પોતાની ધજા ફરકાવી.



ચિત્ર ૭૧–રાઉંડહેડ, ચાર્લ્સની વિરૂદ્ધના પક્ષનો સૈનિક



ચિત્ર ૭૨–કૅવેલીઅર ચાર્લ્સના પક્ષનો એક સૈનિક

દેશનો રાજ્યકારંભાર ચલાવવાની મુખ્ય સત્તા કોને હોવી જોઇએ, રાજાને કે પાર્લમેન્ટને, તેનો નિર્ણય તે લડાઇથી થવાનો હતો. અમીર ઉમરાવ અને સામાન્ય રીતે ઉંચા દરજ્જાના લોકો રાજપક્ષમાં ભળ્યા હતા. વેપારીઓ અને ખેડુતો પાર્લમેન્ટ સાથે—પ્રજાપક્ષમાં—જોડાયા હતા. રાજપક્ષના મળતીઆઓને **"કૅવેલીઅર્સ"** (ઘોડેસ્વાર) અને પ્રજાપક્ષના મળતીઆઓને **"રાઉંડહેડ"** (બોડા માથાવાળા) કહેવામાં આવ્યા. લડાઇના આરંભમાં રાજપક્ષની તૈયારી સારી હતી. રાજાનું સૈન્ય યુદ્ધકળાની સારી માહિતી ધરાવતું હતું અને




ચિત્ર ૭૩—આંતર વિગ્રહના મુખ્ય રણક્ષેત્રો દર્શાવનારો નકશો

સારાં શસ્ત્રોથી સજ્જ થયલું હતું તેથી તેણે જલદીથી લંડન તરફ કુચ કરી. લડાઈનું પરિણામ ટુંક વખતમાં આવી જશે એમ તે ધારતો હતો. લંડનની સીમાપર લોકપક્ષનું ૨૦,૦૦૦ માણસનું એક લશ્કર તેને સામે મળ્યું. વેપારીઓ, કારકુનો, ઉમેદવારો અને કારીગરો પોતાનો કામધંધો પડતો મૂકીને પોતાનું રક્ષણ કરવા બહાર નીકળી પડ્યા હતા. આ લશ્કર જોઈ રાજા પાછો હઠી ગયો અને પોતાના લશ્કર સહિત ઑક્સફર્ડ ગયો. આ પ્રમાણે રાજાએ વિજય મેળવવાની તક ગુમાવી કારણ કે તેથી તો પાર્લમેન્ટને પોતાનું લશ્કર કેળવવાને અને બીજી યોગ્ય તૈયારીઓ કરવાને ઠીક અવસર મળ્યો. ઇ. સ. ૧૬૪૩ નું આખું વર્ષ લડાઈ ચાલી અને બંને પક્ષની વારાફરતી હારજીત થઈ. વર્ષની આખરે બેમાંથી એક્કે પક્ષને કાંઈ ખાસ ફાયદો થયો નહિ. ચાર્લ્સે મદદ માટે ફાંફાં માર્યાં પણ થોડાક આઈરિશ લોકો સિવાય તેને બીજા કોઈની મદદ મળે તેમ ન હતું, કારણ કે નૌકાસૈન્ય પણ શરૂઆતથીજ પ્રજાપક્ષ સાથે જોડાયું હતું. તે ઉપરાંત સ્કૉટ લોકો તરફથી પણ પાર્લમેન્ટને ઘણી સારી મદદ મળી. સ્કૉટ લોકોની જોડે થયેલા કરારને "પવિત્ર સંધિ અને પ્રતિજ્ઞા"—Solemn League and Covenant—કહેવામાં આવે છે. તે મુજબ તેઓએ ૨૦,૦૦૦ માણસનું એક કસાયલું લશ્કર લેવનના ઠાકોરની સરદારી હેઠળ મોકલવાનું વચન આપ્યું.


ચિત્ર ૭૪-એક પ્યૂરિટન સ્ત્રી

**૧૬૪૪**—પાર્લમેન્ટનો પ્રસિદ્ધ નેત્તા ઑલિવર ક્રૉમવેલ અશ્વદળની એક જોરાવર ફોજની તૈયારી કરી રહ્યો હતો. તે પલટણના સિપાઈઓએ એવાં તો અપૂર્વ પરાક્રમ કરી દેખાડયાં કે તેઓ "આયર્નસાઈડ," એટલે કે "વજ્રબાહુ," તરીકે પ્રસિદ્ધિ પામ્યા.

ઈ. સ. ૧૬૪૪ના જાન્યુઆરી માસમાં સ્કૉટિશ લશ્કર પાર્લમેન્ટની ફોજો સાથે જોડાઈ ગયું, અને યૉર્કથી આઠ માઇલને છેટે આવેલા **"માર્સટન મૂર"** આગળ કૅવેલીઅર્સને સંપૂર્ણ રીતે હરાવ્યા. પરંતુ યુદ્ધનું કાંઈપણ ચોક્કસ પરિણામ આવ્યા વગર તે વર્ષ પસાર થઈ ગયું. રાજાને ન્યૂબરીમાં પકડી લઈ રાઉંડહેડનો નાયક લૉર્ડ મૅન્ચેસ્ટર લડાઈનો અંત આણી શકયો હોત પણ તેણે તેમ કર્યું નહિ.


ચિત્ર ૭૫–ઑલિવર ક્રૉમવેલ

**૧૬૪૫**—મૅન્ચેસ્ટરના ઠાકોરે આવી સારી તક ગુમાવી તેથી ક્રૉમવેલ તેનાપર ઘણો ગુસ્સે થયો. ભર પાર્લમેન્ટ વચ્ચે તેણે મૅન્ચેસ્ટરના ઠાકોરની અને તેના સોબતીઓની સખત ઝાટકણી કાઢી. પ્યૂરિટન લોકોનો એક વિભાગ ઘણો જોરાવર હતો. તે પક્ષને **નિરંકુશવાદી**—ઇંડિપેન્ડંટ—કહેવામાં આવતો હતો. તેનો અગ્રેસર ક્રૉમવેલ હતો, તેથી પાર્લમેન્ટમાં એનું વજન વધારે પડતું અને તે કારણથીજ તેણે મૅન્ચેસ્ટરના ઠાકોર વિરૂદ્ધ પાર્લમેન્ટમાં ચર્ચા ઉપાડી હતી, અને તેને અંગે તેઓએ "આત્મભોગનો કાયદો"—સૅલ્ફ ડીનાઇંગ ઑર્ડિનન્સ— પસાર કર્યો હતો. એ કાયદા મુજબ પાર્લમેન્ટનો કોઈ પણ સભ્ય લશ્કરી અમલદાર થઈ શકતો નહિ. આ કાયદાની રૂએ મૅન્ચેસ્ટરને અને ક્રૉમવેલ સિવાયના બીજા બધા આગેવાનોને બરતરફ કરવામાં આવ્યા. લશ્કરની રચનામાં પણ સુધારો કરવામાં આવ્યો. અગાઉની માફક છૂટક છૂટક સરદારોના હાથ નીચે જુદા જુદા પરગણામાં લશ્કરી ટુકડીઓ રાખવાને બદલે એકજ મોટું સૈન્ય એક સેનાપતિના તાબામાં રાખવાનું નકકી થયું અને તેનો ખર્ચ પાર્લમેન્ટે આપવો એમ ઠરાવવામાં આવ્યું. આ નવી યોજના પ્રમાણે રચાયલું સૈન્ય

**"નવી આદર્શ સેના"** ને નામે પ્રસિદ્ધ છે. લૉર્ડ ફૅરફૅક્સને આ સેનાનો મુખ્ય સેનાપતિ નીમવામાં આવ્યો અને ક્રૉમવેલને તેના "વજ્રબાહુ" હયદળનો ઉપરી બનાવવામાં આવ્યો.

તા. ૧૪મી જુન ૧૬૪૫ ને દિવસે બંને લશ્કરો **નેસ્બિ** આગળ સામસામા થયાં. રાજપક્ષની સખત હાર થઈ; ચાર્લ્સ નાશી છૂટવા માટે આખું વર્ષ એક ઠેકાણેથી બીજે ઠેકાણે ભટકવામાં ગાળ્યું. તેનું લશ્કર દિવસે દિવસે ઓછું થતું ગયું અને અંતે ઇ. સ. ૧૬૪૬ ના મે માસમાં રાજા સ્કૉટિશ સૈન્યને શરણ થયો.

પ્રજા વિગ્રહનો હવે અંત આવ્યો, પણ ચાર્લ્સ આશા રાખતો હતો કે દેશમાં જે ત્રણ મુખ્ય પક્ષો હતા તેમાંના એકાદની સહાનુભૂતિ જો તેને પ્રાપ્ત થાય તો તે પાછો ગાદીએ આવી શકે. આ ત્રણ પક્ષો નીચેના હતા: (૧) સ્કૉટ લોકો, (૨) પ્રૅસ્બિટેરિઅન સભાસદો—તે વખતે ચુસ્ત પ્યૂરિટનનો એક વિભાગ પાર્લમેન્ટમાં ઘણું વજન ધરાવતો હતો, (૩) નિરંકુશવાદી સભ્યો—ઈંડિપેન્ડંટસ—જેઓએ એક "નવું આદર્શ લશ્કર" ઉભું કર્યું હતું. સ્કૉટ લોકો સાથની "પવિત્ર સંધિ અને પ્રતિજ્ઞા"ની શરતો ચાર્લ્સે સ્વીકારી નહિ તેથી સ્કૉટ લોકોએ લડાઈના ખર્ચ બદલ ૪,૦૦,૦૦૦ પાઉંડની રકમ લઈ રાજકેદીને પાર્લમેન્ટને હવાલે કર્યો. તેને હૅમ્પટન કૉર્ટમાં રાખવામાં આવ્યો. ત્યાંથી તેણે ત્રણ મહિના સુધી જુદા જુદા પક્ષો સાથે મસલત ચલાવવાના પ્રયત્નો કર્યા. કોઈપણ પ્રકારના ચોક્કસ વચનથી તે કોઈ સાથે બંધાતો નહિ અને તે એમ માનતો કે પાર્લમેન્ટને તેના વગર ચાલશેજ નહિ. હૅમ્પટન કૉર્ટથી નાસી જઈ ચાર્લ્સે કૅરિસબ્રુકના કિલ્લામાં આશ્રય લીધો. પણ કિલ્લેદાર લોકપક્ષની સેનાનો એક વફાદાર સેવક હતો, તેણે તેને કેદ કર્યો.

**૧૬૪૮**—ચાર્લ્સે એવું યુક્તિથી કામ લીધું કે સ્કૉટલૅન્ડના અને ઈંગ્લૅન્ડના પ્રૅસ્બિટેરિઅનોએ એને મદદ કરવા માટે લડાઈની તૈયારીઓ કરી. આ બીજા પ્રજા વિગ્રહનો જલદીથી અંત આવ્યો કારણ કે "નવી આદર્શ સેના" જીતી શકાય તેવી ન હતી. સ્કૉટ અને

ઇંગ્લિશ રાજપક્ષના સંયુકત સૈન્યને ક્રૉમવેલે પ્રૅસ્ટન આગળ હરાવ્યું અને ફૅરફૅક્સે ઍસૅક્સમાં થયેલું બંડ દાબી દીધું. ક્રૉમવેલ અને એના સૈનિકો ચાર્લ્સના પર ઘણા ગુસ્સે થયા અને તે બળવો ઉપજાવવા માટે એને ઠપકો આપ્યો અને એનો વધ કરવાનો તેઓએ ઠરાવ કર્યો.



ચિત્ર ૭૬-ક્રૉમવેલના વખતનો ઘોડેસ્વાર

તા. ૬ ઠ્ઠી ડિસેંબર ૧૬૪૮ ને દિવસે કર્નલ પ્રાઈડ એક લશ્કરી ટુકડી લઈ પાર્લમેન્ટના સભાગૃહમાં ગયો અને જે ૧૪૩ સભ્યો રાજાનો પક્ષ લે તેવા હતા તેને તેણે સભામાં ભાગ લેતા અટકાવ્યા. બાકી રહેલા ૯૦ સભ્યોએ રાજાને ગેરકાયદેસર રાજ્ય અમલ માટે અને પ્રજાવિગ્રહની ખુનરેજી માટે તકસીરવાર ઠેરવ્યો અને ફાંસીની સજા ફરમાવી. તા. ૩૦ મી જાનેવારી ૧૬૪૯ ને દિવસે વ્હાઈટ હૉલમાં તેને ફાંસી દેવામાં આવી.

**સંસ્થાનો**—હાલ જે સંસ્થાનો બ્રિટિશ સામ્રાજ્યમાં સ્થપાયલાં છે તેમાંનું એકકે સંસ્થાન જેમ્સ ૧ લો ગાદીએ આવ્યો ત્યારે અસ્તિત્વમાં ન હતું. પણ સ્ટુઅર્ટ સમયના આખરના ભાગમાં, ઇ. સ. ૧૭૧૪ માં, હિંદુસ્તાન, અમેરિકા, વગેરે બીજે સ્થળે ગ્રેટ બ્રિટનનાં ઘણાં સંસ્થાનો સ્થપાયાં.

ઇલિઝાબેથના મૃત્યુ પહેલાં, ઇ. સ. ૧૬૦૦ માં, ઈસ્ટ ઇંડિઝ નામના ટાપુ સાથે વેપાર કરવા માટે ઈસ્ટ ઇંડિઆ કંપનિ સ્થાપવામાં

આવી. પરંતુ ડચ લોકોએ તે વેપાર હસ્તગત કર્યો એટલે અંગ્રેજોને બીજે ઠેકાણે સંસ્થાનો સ્થાપવાની તજવીજ કરવી પડી. તેઓએ હિંદુસ્તાન દેશ પસંદ કર્યો અને પોર્ટુગીઝ લોકો સાથે કેટલીક ઝપાઝપી થયા પછી તેઓએ મદ્રાસ, મુંબઇ અને કલકત્તામાં કોઠી સ્થાપી. હિંદુસ્તાનનો વિશાળ પ્રદેશ મેળવવાનું આ પ્રથમ પગલું હતું.




ચિત્ર ૭૭–ઇંગ્લૅન્ડનો નકશો. (૧૬૪૩ની આખરે પાર્લમેન્ટને સ્વાધીન જે પ્રદેશો હતા તે કાળા દેખાડવામાં આવ્યા છે.)




ચિત્ર ૭૮–ઇંગ્લૅન્ડનો નકશો. (માર્સ્ટન મૂરના યુદ્ધ પછી પાર્લમેન્ટને સ્વાધીન જે પ્રદેશો હતા તે કાળા દેખાડવામાં આવ્યા છે.)

વર્જીનિઆમાં સંસ્થાનો સ્થાપવાના સર વૉલ્ટર રાલેના પ્રયાસો નિષ્ફળ નિવડ્યા. રાજા સામે કાવત્રું રચવા માટે તેને તેર વર્ષ સુધી કારાગૃહમાં રહેવું પડ્યું, અને ગાયેનામાં સોનાની ખાણની શોધખોળ કરવાના કામે એને મોકલવાનો હોવાથી એને છૂટો કરવામાં આવ્યો, પણ તેની સોનાની સંશોધનાની સફર સફળ થઈ નહિ. જેમ્સ સ્પેનના રાજાને ખુશી રાખવા માગતો હતો અને રાલેએ સ્પૅનિશ સંસ્થાનોપર હુમલો કર્યો હતો તેથી તે તક સાધીને તેણે રાલેપર રાજદ્રોહનો આક્ષેપ મૂકયો અને એને ફાંસીની સજા કરી. તે પછી જહૉન સ્મિથ વર્જીનિઆમાં

સંસ્થાન સ્થાપવામાં ફત્તેહ પામ્યો. તે દેશના સરદારની પોકેહોંટાસ નામની પુત્રી સાથે તેણે લગ્ન કર્યું. જહૉન સ્મિથ અમેરિકાના સંયુક્ત સંસ્થાનોનો ખરો સ્થાપક હતો. ઇ. સ. ૧૬૦૭માં સ્વદેશ ત્યાગીઓની એક ટુકડીએ ચેસાપીક ઉપસાગરના કિનારાપર 'જેમ્સ ટાઉન' નામનું સંસ્થાન સ્થાપ્યું. તે પછી ઇ. સ. ૧૬૨૦માં ભક્તયાત્રાળુઓ—પિલગ્રિમ ફાધર્સ—મેફ્લાવર નામના વહાણમાં બેસી પ્લિમથ બંદરેથી નીકળ્યા અને અમેરિકાના કિનારાપર જઈ પહોંચ્યા અને ત્યાં ન્યૂ ઇંગ્લૅન્ડ નામનું સંસ્થાન સ્થાપ્યું. આર્ચબિશપ લૉડના ધાર્મિક જુલમથી કંટાળી ૨૦,૦૦૦ અંગ્રેજો ઍટલાન્ટિક મહાસાગર ઓળંગી ગયા અને અમેરિકાના કિનારાપર આવેલા પ્રદેશોમાં સંસ્થાનો સ્થાપ્યાં તથા વેસ્ટ ઇન્ડિઝના ટાપુમાં તંબાકુ અને શેરડીના ખેતરોમાં જઈ વસ્યા. **અંગ્રેજી ભાષા બોલનારા જે લોકો હાલ ઉત્તર અમેરિકા ખંડનો કાબુ ધરાવે છે તેઓ માટે રસ્તો કરી આપનારા આજ ધર્મવીરો હતા.**

## નોંધ

| | |
|---|---|
| ૧૬૧૧–૧૬૨૧ | ત્રણ મહિનાની ટુંક મુદત સિવાય જેમ્સ ૧ લાએ આ સમય દર્મિયાન પાર્લમેન્ટ વગર રાજ્ય કર્યું. |
| ૧૬૨૧ | ફ્રાન્સિસ બેકન, વાઇકાઉન્ટ સેંટ આલબન્સ, ઉપર પાર્લમેન્ટે કામ ચલાવ્યું. |
| ૧૬૨૮ | પ્રજાહકની પત્રિકા. |
| ૧૬૨૯–૧૬૪૦ | ચાર્લ્સ ૧ લાએ પાર્લમેન્ટ વગર રાજ્ય કર્યું. |
| ૧૬૩૭ | જહૉન હૅમ્પડને નૌકાકર આપવાની ના પાડી. |
| ૧૬૪૦ | લાંબી પાર્લમેન્ટનું અધિવેશન. |
| ૧૬૪૨–૪૯ | પ્રજાવિગ્રહ અને ચાર્લ્સનો શિરચ્છેદ. |

**ઇંપીચમેન્ટ**—રાજદ્રોહના ગુન્હા માટે કામ ચલાવવાની આ એક રીત છે. આમની સભા રાજદ્રોહના આરોપી ઉપર ઉમરાવોની સભા આગળ કામ ચલાવે છે. ચાન્સેલરનો હોદ્દો ધરાવતા સર

ફ્રાન્સિસ બેકન જેવા મહાપુરૂષપર પાર્લમેન્ટે કામ ચલાવ્યું તે પરથી પાર્લમેન્ટની વધતી જતી સત્તાનો ખ્યાલ આવશે.

**હાઇ કમિશન કૉર્ટ**—ધાર્મિક નિયમો પ્રમાણે લોકોને પૂજાવિધિ કરવાની ફરજ પાડવા માટે આ અદાલત ઇલિઝાબેથના રાજ્યમાં સ્થાપવામાં આવી હતી. આર્ચબિશપ લૉડના વખતમાં જે લોકોએ ઇગ્લૅન્ડના ધર્મસ્થાનોના નિયમોનું ઉલ્લંઘન કર્યું તેને આ અદાલત-દ્વારા ભારે શિક્ષા કરવામાં આવી.

**સૉલેમ લિગ એન્ડ કૉવેનંટ**—પવિત્ર સંધિ અને પ્રતિજ્ઞા—સ્કૉટ લોકો અને પાર્લમેન્ટ વચ્ચેના મિત્રતાના કરારને આ નામ આપવામાં આવ્યું છે. તે કરાર પ્રમાણે પાર્લમેન્ટે સ્કૉટલૅન્ડના પ્રૅસ્બિટેરિઅન પંથને મદદ કરવાનું વચન આપ્યું હતું અને સ્કૉટ લોકોએ ચાર્લ્સ સામેના યુદ્ધ માટે પાર્લમેન્ટને ૨૦,૦૦૦ સૈનિકોનું લશ્કર પૂરૂં પાડવાની કબુલાત આપી. જ્યારે ચાર્લ્સ સ્કૉટ લોકોને શરણે ગયો ત્યારે તેણે પ્રૅસ્બિટેરિઅન પંથને મદદ કરવાની પ્રતિજ્ઞા માટે સંમતી દેખાડી હોત તો તેઓ એને મદદ કરત. તેણે તેમ કરવા ના કહી અને પાર્લમેન્ટ તરફથી લડાઇના ખર્ચની રકમ મળવાથી સ્કૉટ લોકોએ તેને પાર્લમેન્ટને સ્વાધીન કર્યો.

**ધિ ન્યૂ મૉડેલ આર્મિ**—ક્રૉમવેલની સુપ્રસિદ્ધ "આયર્નસાઇડ"—વજ્રબાહુ—નામની પલટણના ધોરણપર ઇંગ્લિશ સૈન્યની રચનામાં સુધારા વધારા કરવાથી આ એક નવું લશ્કર થયું હતું. ૨૦,૦૦૦ વિશ્વાસુ યોદ્ધાઓનું એક જબરૂં લશ્કર ઉભું કરવાના હેતુથી તે રચવામાં આવ્યું હતું. મુખ્યત્વે કરીને દેશના પૂર્વ વિભાગના પરગણાના ખેડુતોનું તે બનેલું હતું. તેઓ જોરાવર અને નીતિમાન તરૂણો હતા. દારૂ પિવાનું કે બીજા કોઈ પણ પ્રકારનું વ્યસન અગર દુરાચાર તેઓમાં ન હતો. તેઓ ગંભીર વૃતિવાળા અને ઇશ્વરથી ડરનારા હતા. ભજન, ઇશ્વરસ્તુતિ અને વ્યાખ્યાનો કરતા કરતા તેઓ લડાઇમાં જતા. પોતે ઉપાડેલું કાર્ય સાચું હોવાની શ્રધ્ધા તેઓ ધરાવતા હતા

અને તે માટે પોતાનો પ્રાણ પણ અર્પણ કરવાને તેઓ તૈયાર હતા.

**ઈંપોઝિશન–જકાતવેરા**—"ટનેજ" અને "પાઉન્ડેજ" નામના જે બે કરો લેવાતા હતા તેમાં જે વધારો કરવામાં આવ્યો હતો તેને "ઈંપોઝિશન" કહેવામાં આવ્યો છે. દારૂની આયાત અથવા નિકાશ ઉપર દર ટન દીઠ દોઢ શિલિંગથી ત્રણ શિલિંગ સુધી જકાત લેવામાં આવતી તે "**ટનેજ**" કહેવાતી, અને જે જણસો વજનથી વેચાતી તેનાપર ૭ પેન્સથી એક શિલિંગ સુધી જકાત લેવાતી તે "**પાઉન્ડેજ**" કહેવાતી. જેમ્સ ૧ લાએ પાર્લમેન્ટની સંમતિ વગર તે જકાત વધારી દીધી અને તે સામે પાર્લમેન્ટે નિરંતર વિરોધ દર્શાવ્યા કર્યો.

## સારાંશ

રાજા અને પાર્લમેન્ટ વચ્ચેના કલહ માટે સ્ટુઅર્ટ સમય ઇતિહાસમાં જાણીતો છે. રાજાને રાજ્ય કરવાનો હક ઈશ્વર તરફથીજ મળ્યો છે અને લોકો તરફથી નહિ એવી જેમ્સ ૧ લાની દૃઢ માન્યતા હતી. તેણે અન્યાયી રીતે નાણાં ઉભાં કર્યાં અને પોતાના માનીતાઓની મદદથી રાજ્ય કર્યું. જ્યારે લડાઈ માટે પૈસાની જરૂર પડતી ત્યારેજ તે પાર્લમેન્ટ બોલાવતો.

ચાર્લ્સ ૧ લાએ જેમ્સને પગલે રાજ્ય શરૂ કર્યું. રાજાએ પ્રજા હકની અરજી સ્વીકારવાની કબુલાત આપી ત્યારેજ ઇ. સ. ૧૬૨૮ ની પાર્લમેન્ટે એક મોટી રકમ મંજુર કરી. વહાણવેરાથી લોકોમાં ઘણો અસંતોષ ઉત્પન્ન થયો. આર્ચબિશપ લૉર્ડ સ્કૉટિશ પ્રૅસ્બિટેરિઅન પંથના લોકોપર પ્રાર્થના પુસ્તક વાપરવાની ફરજ પાડી તેથી લાંબી પાર્લમેન્ટની બેઠક થઈ. પ્રજાવિગ્રહ થયો તેમાં આ પાર્લમેન્ટે રાજપક્ષને હરાવ્યો, રાજાને ફાંસીની સજા કરી અને પ્રજાસત્તાક રાજ્યપદ્ધતિની સ્થાપના કરી.

## પ્રશ્નો

(૧) ઑલિવર ક્રૉમવેલના જીવનમાં કઈ બીનાઓ બની કે જેથી તે એક કુશળ સેનાપતિ ગણાયો ?

(૨) સ્ટ્રૅફર્ડ, લૉડ, અને ગાય ફોકસને દેહાંતની સજા થવાના કારણો આપો.

(૩) પવિત્ર સંધિ અને પ્રતિજ્ઞા, આત્મભોગનો કાયદો અને પ્રાઇડસ પર્જ વિષે સમજાવો.

(૪) કેટલાક અંગ્રેજોએ ચાર્લ્સ ૧ લાનો પક્ષ લીધો અને બીજાઓએ તેની સામે બળવો કર્યો તેનાં કારણો આપો.

(૫) હાઈ કમિશન કૉર્ટ, રાજાના દૈવી હક અને "નવી આદર્શ સેના" વિષે ટુંકમાં લખો.

(૬) ક્રૉમવેલના "આયર્નસાઈડસનું"—વજ્રબાહુનું—વર્ણન કરો.

(૭) પ્રજાવિગ્રહ સાથે નીચેનાને શો સંબંધ છે તે જણાવો: ગ્રાંડ રિમોન્સ્ટ્રંસ (મોટો વાંધો), ધિ સૉલેમ લિગ એન્ડ કૉવેનંટ, નવી આદર્શ સેના.

(૮) ઇંગ્લૅન્ડનું રાજસૂત્ર ક્રૉમવેલના હાથમાં શી રીતે આવ્યું ?

(૯) પિલગ્રિમ ફાધર્સ—ભકત યાત્રાળુઓ—ઇંગ્લૅન્ડ શું કામ તજી ગયા? નવા દેશોમાં તેઓને શી અડચણો નડી ?

# પ્રકરણ ૧૫ મું

## રાજવંશની પુનઃસ્થાપના અને રાજ્યક્રાંતિ

**પ્રજાસત્તાક રાજ્યકારભાર**—કર્નલ પ્રાઈડે લાંબી પાર્લમેન્ટના કેટલાક સભ્યોને હાંકી કાઢ્યા પછી બાકી રહેલા સભ્યોની બનેલી પાર્લમેન્ટને "રંપ પાર્લમેન્ટ"—ઠુંઠી પાર્લમેન્ટ—નું નામ આપવામાં આવ્યું છે. લશ્કરની મદદથી "રંપ પાર્લમેન્ટે" ચાર વર્ષ સુધી રાજ્યકારભાર ચલાવ્યો. રંપે પાર્લમેન્ટની ઉમરાવોની સભા નિરૂપયોગી છે એવું દર્શાવી તેને રદ કરી, કોઈને પણ રાજાની પદવી આપવી એ દેશદ્રોહનો ગુનોહ કરવા બરાબર છે એમ જાહેર કર્યું, અને "કાઉન્સિલ ઑફ સ્ટેટ"—રાષ્ટ્ર સભા—નામનું એક કાર્યકારી મંડળ નીમી તેને દેશનો સર્વ રાજ્યકારભાર ચલાવવાની સત્તા આપી. આ પ્રમાણે પ્રજાસત્તાક રાજ્યઘટના સ્થપાઈ. તેમાં દેશના સામાન્ય કલ્યાણ માટે લોકોના પ્રતિનિધિઓને સર્વ સત્તા સોંપવામાં આવી. ખરૂં જોતાં તો દેશનો સઘળો રાજ્યકારભાર લશ્કરની મદદથી થતો.

આયરલૅન્ડમાં જાગેલું બંડ ક્રૉમવેલે સખ્તાઈથી દબાવી દીધું. ચાર્લ્સનો પુત્ર સ્કૉટલૅન્ડ ગયો હતો, ત્યાં તેનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો હતો. તા. ૩જી સપટેમ્બર ૧૬૫૦ને દિવસે ક્રૉમવેલે સ્કૉટ લોકોને **ડનબાર** આગળ હરાવ્યા, અને તે પછી બરાબર એક વર્ષ રહીને જ્યારે રાજપુત્રે એક લશ્કર લઈ ઇંગ્લૅન્ડમાં પ્રવેશ કર્યો ત્યારે **વૂરસેસ્ટર** આગળ ક્રૉમવેલે રાજપક્ષને સખત હાર ખવાડી અને ચાર્લ્સનો પુત્ર હૉલૅન્ડ નાસી ગયો.

રંપના કામકાજથી ક્રૉમવેલ સંતોષ પામ્યો નહિ તેથી તે હથિઆરબંધ સિપાઈઓની એક ટુકડી લઈ આમની સભામાં—હાઉસ ઑફ કૉમન્સમાં—ગયો અને તેના સભ્યોને હાંકી કાઢી તાળું મારી તેની કુંચી પોતાના ખિસામાં મૂકી ચાલતો થયો. આ પ્રમાણે ઇ. સ. ૧૬૫૩માં લાંબી પાર્લમેન્ટનો અંત આવ્યો. ક્રૉમવેલના આવાં

આપખુદી વર્તનપર જરાએ ધ્યાન આપવામાં આવ્યું નહિ અને એમ કહેવાય છે કે "એક કુતરૂં પણ ભસ્યું નહિ."

**ક્રૉમવેલનો લશ્કરી અમલ ઈંગ્લૅન્ડ, સ્કૉટલૅન્ડ અને આયરલન્ડમાં સર્વોપરિ હતો.** પરંતુ ક્રૉમવેલ પાર્લમેન્ટની મદદથી રાજ્ય કરવા ઇચ્છતો હતો. ઇ. સ. ૧૬૫૩ માં એણે નવી પાર્લમેન્ટ બોલાવી તેમાં પ્યૂરિટન સંપ્રદાયના સભ્યોની સંખ્યા વધારે હતી. તે પાર્લમેન્ટનો એક સભ્ય "પ્રેઝ ગૉડ બૅરબોન" હતો તેના નામપરથી તે પાર્લમેન્ટને **બૅરબોનની પાર્લમેન્ટ** કહેવામાં આવતી. બૅરબોનની પાર્લમેન્ટે એવી અશક્ય અને મૂર્ખાઈ ભરેલી રીતે કારભાર ચલાવ્યો કે વર્ષ પૂરૂં થતાં પહેલાં તો તેને વિસર્જન કરવામાં આવી.

ક્રૉમવેલના લશ્કરી અધિકારીઓએ "શાસન વ્યવસ્થાપત્રક"—Instrument of Government—નામનો એક દસ્તાવેજ તૈયાર કર્યો અને તે મુજબ રાજ્યબંધારણ ઘડી કાઢી ક્રૉમવેલને ઇંગ્લૅન્ડનો રાજસંરક્ષક—Lord Protector—બનાવ્યો અને એને દેશના રાજ્યકારભારમાં મદદ કરવા માટે એક મંત્રીમંડળ અને પાર્લમેન્ટ સ્થાપવામાં આવ્યાં. પણ પાર્લમેન્ટ અને ક્રૉમવેલ વચ્ચે તરતજ તકરાર ઉભી થઈ અને રાજ્ય વ્યવસ્થામાં ફેરફાર કરવામાં આવ્યા. આખા દેશના વિભાગ પાડી જુદા જુદા જીલ્લામાં "**મેજર જનરલ**" નામના લશ્કરી અમલદારો નીમવામાં આવ્યા. પણ તે લશ્કરી અમલ લોકોમાં ઘણો અપ્રિય હતો. ક્રૉમવેલ પ્રત્યે ઘણો તિરસ્કાર થવા લાગ્યો અને એની જીંદગી જોખમભરેલી થઈ પડી. અતિશય શ્રમ અને ચિંતાથી તેનું શરીર નબળું પડી ગયું હતું અને તે તા. ૩ જી સપટેમ્બર ૧૬૫૮ ને દિવસે મરણ પામ્યો. ક્રૉમવેલનો ઇંગ્લૅન્ડનો રાજ્યઅમલ નિષ્ફળ નિવડ્યો હતો. પરદેશના રાજ્યપ્રકરણમાં તેને ફત્તેહ મળી હતી તે વિષે આ પ્રકરણને છેડે વાંચવામાં આવશે. તેના મરણ પછી તેના પુત્ર રિચર્ડને રાજરક્ષક બનાવવામાં આવ્યો, પણ તેણે તરતજ રાજીનામું આપ્યું અને સુમારે એક વર્ષ સુધી દેશમાં અરાજકતા અને અંધાધુંધી પ્રસરી રહી. તે પછી એક

પાર્લમેન્ટ બોલાવવામાં આવી તેણે રાજપુત્ર ચાર્લ્સને પાછા ઇંગ્લૅન્ડ આવવાનું આમંત્રણ આપ્યું.

**રાજવંશની પુનઃસ્થાપના—ચાર્લ્સ ૨ જો** (૧૬૬૦–૧૬૮૫) તા. ૨૯ મી મે ૧૬૬૦ ને દિવસે લોકોના ભારે આનંદ વચ્ચે લંડન શહેરમાં દાખલ થયો. તે હોશિઆર પરંતુ અપ્રમાણિક હતો. તેના જીવનની મુખ્ય ઉમેદ નીચે મુજબ હતી :

(૧) પોતાનું મનધાર્યું કરવું અને અનિયંત્રિતપણે રાજ્ય-કારભાર ચલાવવો.

(૨) ઇંગ્લૅન્ડમાં કૅથૉલિક સંપ્રદાય પુનઃ સ્થાપવાને તે ઇચ્છતો હતો કારણ કે પોતે અંદરખાને કૅથૉલિક હતો.

(૩) જીવન ખૂબ મોજમઝામાં ગાળવું.

(૪) કોઇપણ કારણસર તે ઇંગ્લૅન્ડ બહાર પાછી રખડપટ્ટી કરવા ઇચ્છતો નહિ.

નવી પાર્લમેન્ટે નીચેના કાર્યોથી શરૂઆત કરી :

(૧) ક્રૉમવેલના નવા આદર્શ લશ્કરને વિખેરી નાખવામાં આવ્યું.

(૨) રાજપક્ષના ઘણા વિરોધિઓને ક્ષમા કરવામાં આવી. જે તેર જણાએ ચાર્લ્સ ૧ લાને દેહાંતની સજા કરવાના હુકમનામા ઉપર સહી કરી હતી તેમને ફાંસીની સજા કરવામાં આવી અને બીજા પચ્ચીસ જણાને જન્મ સુધી કેદમાં રાખવામાં આવ્યા. ક્રૉમવેલના શબને કબરમાંથી ખોદી કાઢી ટાઇબર્નમાં ફાંસીએ ચઢાવવામાં આવ્યું અને ત્યાંજ સુળીના માચડા નીચે તેને દાટવામાં આવ્યો.

(૩) રાજાને એક મોટી રકમનું વર્ષાસન બાંધી આપવામાં આવ્યું અને તે ઉપરાંત 'ટનેજ' અને 'પાઉન્ડેજ'ની જકાતથી

ઉત્પન્ન થતી રકમ તેને જીંદગી સુધી મળે એવી ગોઠવણ કરવામાં આવી.



ચિત્ર ૭૯—ચાર્લ્સ ૨ જાના વખતનો એક પુરૂષ

ચાર્લ્સની બીજી પાર્લમેન્ટ "કૅવેલિઅર પાર્લમેન્ટ" કહેવાતી હતી કારણ કે તેમાં ઘણાખરા રાજપક્ષના સભ્યો હતા. આ પાર્લમેન્ટે પ્યૂરિટનોને કેવા હેરાન કર્યા તે હવે પછીના ધર્મ વિષેના પ્રકરણમાં વાંચવામાં આવશે. હાલની બ્રિટિશ પાર્લમેન્ટમાં લિબરલ પાર્ટિ, લેબર પાર્ટિ, એવા સામસામા રાજદ્વારી પક્ષોને જે જુદાં જુદાં નામો આપવામાં આવે છે તેની શરૂઆત ચાર્લ્સ ૨ જાના રાજ્યમાં જોવામાં આવે છે. જેઓ રાજા તરફ હતા તેઓને "**ટોરી**" કહેવામાં આવ્યા અને જેઓ એની વિરૂદ્ધ હતા તેઓને "**વ્હિગ**" કહેવામાં આવ્યા.

**ડોવરની ગુપ્ત સંધિ**—ચાર્લ્સ ૨ જો કેવો કપટી અને અપ્રમાણિક હતો તે તેના ફ્રાન્સ સાથેના વર્તનથી સારી રીતે જણાઈ જાય છે. તે સમયે ફ્રાન્સનો રાજા લુઈ ૧૪ મો આખા યુરોપખંડમાં ઘણોજ બળવાન રાજકર્તા હતો. કૅથૉલિક પંથ માટે તે ભારે અભિમાન ધરાવતો હતો. ઇલિઝાબેથના વખતમાં સ્પેનના રાજા ફિલિપથી જેમ ઇંગ્લૅન્ડ ડરતું તેમ આ વખતે તે લુઈથી ડરતું હતું. ઇ. સ. ૧૬૭૦ માં કૅવેલિઅર પાર્લમેન્ટે ફ્રાન્સ વિરૂદ્ધ પ્રૉટેસ્ટન્ટ સંપ્રદાયના હૉલૅન્ડ દેશને મદદ કરવાનું કબુલ કર્યું. ચાર્લ્સે લુઈ સાથે એક જુદો કરાર કર્યો, તે પ્રમાણે એમ ઠરાવવામાં આવ્યું હતું કે ચાર્લ્સે ફ્રાન્સને હૉલૅન્ડ વિરૂધ્ધ મદદ કરવી અને તે બદલ ચાર્લ્સને ફ્રાન્સે એક સારી રકમ આપવી. પણ આ કરારમાં એક

એવી ગુપ્ત કલમ રાખવામાં આવી હતી કે ચાર્લ્સે પોતે કૅથૉલિક પંથનો છે એમ જાહેર કરવું અને તે બદલ લુઈએ એને એક મોટી રકમ આપવી તથા ઇંગ્લૅન્ડમાં જો કાંઈ બંડ થાય તો તે દાબી દેવા માટે લશ્કરની પણ મદદ આપવી. ચાર્લ્સને ભારે રકમનું વર્ષાસન મળતું હતું પણ તેની દરબારનો ખર્ચ એટલો ઉડાઉ હતો કે તે હમેશાં નાણાની તંગીમાંજ રહેતો. તેથી ફ્રાન્સના રાજા પાસેથી પૈસા મેળવવાના લોભમાં જેમ તેને લુઈ કહેતો તેમ તે કરતો. જ્યારે ડોવરની ગુપ્ત સંધિની હકીકત લોકોના જાણવામાં આવી ત્યારે તેઓ તેનાપર ઘણા ગુસ્સે થયા. ઇંગ્લૅન્ડ પાછું કૅથૉલિક સંપ્રદાયી થશે કે નહિ તે વિષેના ચાર્લ્સ અને પાર્લમેન્ટ વચ્ચેના ઝગડામાં તેના રાજ્યનો બાકીનો સમય રોકાયો હતો. આ વાત હવે પછીના પ્રકરણમાં સારી રીતે સમજવામાં આવશે.

**જેમ્સ ૨ જો** ( ૧૬૮૫–૧૬૮૯ )—પોતાના ભાઈ ચાર્લ્સ ૨ જાની માફક જેમ્સ રાજસત્તા પાછી મેળવવાને અને ઇંગ્લૅન્ડમાં કૅથૉલિક પંથ પાછો સ્થાપવાને ઇચ્છતો હતો. તેના ચાર વર્ષના ટુંક રાજ્યઅમલ દર્મિયાન કૅથૉલિક સંપ્રદાયનો જીર્ણોદ્ધાર કરવાના પ્રયત્નો સિવાય બીજું કાંઈ મહત્વનું કાર્ય થયું ન હતું. બે પ્રૉટેસ્ટન્ટ બળવાઓ સખ્તાઈથી દાબી દીધા પછી તેણે રહેમનું જાહેરનામું—ડિક્લેરેશન ઑફ ઇંડલજન્સ—બહાર પાડયું, અને કૅથૉલિકો અને "ડિસેંટરો"—ઇંગ્લૅન્ડના એપિસ્કોપેલ પંથના વિરોધિઓ—સામેના બધા સખત કાયદાઓ રદ કર્યા. એવુંજ એક બીજું જાહેરનામું ધર્માલયોમાં વાંચવાનો તેણે હુકમ કર્યો પણ જે સાત ધર્મગુરૂઓ તેની વિરૂદ્ધ થયા અને તે જાહેરનામું વાંચવાની તેમને ફરજ નહિ પાડવાની જેમ્સને અરજી કરી તેઓનાપર કામ ચલાવવામાં આવ્યું. તેઓ નિર્દોષ ઠર્યા તેથી લોકો ઘણાજ રાજી થયા. રાજા માટે લોકોને કેટલું માન હતું તે આ વખતે ખુલ્લી રીતે જણાઈ ગયું. કેટલાક દિવસ પછી જેમ્સના પુત્રનો જન્મ થયો. પણ જેમ્સ પછી તે રાજકર્તા થાય તે વાત લોકોને પસંદ ન હતી તેથી પોતાના

સ્વાતંત્ર્યના રક્ષણાર્થે તેઓએ ઑરેન્જના રાજપુત્ર વિલિઅમને એક લશ્કર લઈ આવવાનું આમંત્રણ દીધું.

**ઇંગ્લૅન્ડમાં રાજ્યક્રાંતિ**—વિલિઅમ રહાઇન નદીના પ્રદેશમાં આવેલા ઑરેન્જ નામના સંસ્થાનનો અધિપતિ હતો. ફ્રાન્સનો રાજા લુઇ ૧૪મો કૅથૉલિક સંપ્રદાયનો હતો તેની વિરૂદ્ધના ડચ પ્રૉટેસ્ટન્ટોનો તે નેતા હતો. તે જેમ્સ ૨ જાની પુત્રી મેરીને પરણ્યો હતો. તા૦ ૫મી નવેમ્બર ૧૬૮૮ને દિવસે વિલિઅમ ટૉર્બે જઈ પહોંચ્યો. ત્યાં તરતજ તેને લશ્કરના અને અરમારના અધિપતિઓ આવી મળ્યા. તેના લંડન તરફ કુચ કરવાના સમાચાર સાંભળી જેમ્સ ફ્રાન્સ નાસી ગયો, અને પાર્લમેન્ટે વિલિઅમ અને મેરીને રાજ્યાસન અર્પણ કર્યું.

ઇ. સ. ૧૬૮૯માં **રાષ્ટ્રીય હકનો ખરડો** પસાર કરવામાં આવ્યો અને તેને અનુસરી રાજ્યવ્યવસ્થા કરવાનું નક્કી થયું. આગલા ખરડાઓની માફક તે હક પત્રિકામાં પાછું ખુલ્લે ખુલ્લું જણાવવામાં આવ્યું હતું કે પાર્લમેન્ટની સંમતિ વગર રાજા કોઇપણ રીતે નાણાં ઉભાં કરી શકે નહિ અને કૅથૉલિક પંથનો કોઇપણ રાજા કે રાણી ઇંગ્લૅન્ડની રાજગાદીએ આવી શકે નહિ. તેજ વર્ષમાં ધાર્મિક છૂટછાટ મૂકનારો કાયદો—Toleration Act—પસાર કરવામાં આવ્યો, તેની ચોક્કસ શરતો પ્રમાણે ડિસેંટરોને—ઇંગ્લૅન્ડના એપિસ્કોપેલ પંથના વિરોધિઓને—કોઇપણ જાતની હેરાનગતી વગર પોતાના સંપ્રદાયને અનુસરી ધાર્મિક કાર્યો કરવાની છૂટ આપવામાં આવી. આ પ્રમાણે ધાર્મિક બાબતોમાં રાજાની દખલગીરી વગર પ્રત્યેક મનુષ્યને પોતાની ઇચ્છામાં આવે તેમ ચાલવાની સ્વતંત્રતા આપવાની શરૂઆત થઈ.

વિલિઅમના આગમનથી **ઇંગ્લૅન્ડના રાજ્યકર્તાઓમાં જે ફેરફારો થયા તે "યશસ્વી રાજ્યક્રાંતિ"ના નામે પ્રસિદ્ધ છે.** તેનેથી રાજા અને પાર્લમેન્ટ વચ્ચેના કલહનો અંત આવ્યો.



ચિત્ર ૮૦—વિલિઅમ, ઑરેન્જનો રાજપુત્ર (૧૬૮૯—૧૭૦૨)

લોકોને રાજા જોઈતો હતો પણ તેઓની ખાસ માગણી એ હતી કે તે પાર્લમેન્ટની સંમતિથી રાજ્ય કરે તેવો હોવો જોઈએ. જેમ્સ ૨ જાના અનુયાયીઓ આવા ફેરફારો કબુલ કરે તેવા ન હતા અને પોતાથી બન્યું ત્યાંસુધી તો તેની વિરૂદ્ધ થયા. ફ્રાન્સનો રાજા લુઇ ૧૪ મો જેમ્સ ૨ જાનો આધારસ્થંભ હતો. તે એક મહત્વાકાંક્ષી રાજા હતો અને પિરિનિઝ પર્વતથી હ્યાઈન નદી સુધી પોતાના રાજ્યનો વિસ્તાર વધારવા માગતો હતો. પણ પોતાની તે ઉમેદ પાર પાડવા માટે નેધરલૅન્ડ જીતી લેવાની જરૂર હતી. નેધરલૅન્ડનો દક્ષિણનો ભાગ જે હાલ બેલજીયમ કહેવાય છે તે સ્પેનના તાબામાં હતો અને ઉત્તરના ભાગમાં, એટલે કે હૉલૅન્ડમાં, ઑરેન્જનો રાજપુત્ર વિલિઅમ રાજ કરતો હતો. વિલિઅમને પોતાનું આખું જીવન ફ્રાન્સ સામે પોતાના દેશનું રક્ષણ કરવાના ઝઘડાઓમાં ગાળવું પડ્યું. જે લડાઈમાં લુઇએ જેમ્સને મદદ કરી હતી તે ઇંગ્લૅન્ડની ગાદીના વારસાનું યુદ્ધ કહેવાય છે, કારણ કે ઇંગ્લૅન્ડના પદભ્રષ્ટ થયેલા રાજા જેમ્સ ૨ જાને ઇંગ્લૅન્ડની ગાદીપર પાછો બેસાડવાનો લુઇ ૧૪ માનો એ પ્રયત્ન હતો. તે યુદ્ધ ઇ. સ. ૧૬૮૯ થી ૧૬૯૭ સુધી ચાલ્યું અને તે સ્કૉટલૅન્ડ, આયરલૅન્ડ અને નેધરલૅન્ડમાં તથા દરિયામાં થયું.

**સ્કૉટલૅન્ડમાં** વાઈકાઉન્ટ ડંડીના આધિપત્ય હેઠળ 'હાઇલૅન્ડરો'એ કિલિક્રૅંકીની લડાઈમાં જીત મેળવી (ઇ. સ. ૧૬૮૯) પણ તેઓનો સરદાર તેમાં માર્યો ગયો અને સૈનિકો વિખેરાઈ ગયા. પછી એમ જાહેર

કરવામાં આવ્યું કે જે હાઇલૅન્ડરો અમુક મુદ્દત સુધીમાં નવા રાજ્યકર્તા પ્રત્યે રાજનિષ્ઠાની પ્રતિજ્ઞા લેશે તેમને સર્વને બીન શરતે માફી આપવામાં આવશે. દૈવયોગે પશ્ચિમ હાઇલૅન્ડની ઉજ્જડ ખીણમાં રહેનારા ગ્લૅન્કોના મૅકડોનલ્ડ લોકો વચ્ચે કાંઇક ગેરસમજુતી ઉત્પન્ન થવાથી ગ્લૅન્કોમાં ભયંકર કતલ થઇ.

જેમ્સ ફ્રેન્ચ સૈન્ય અને પૈસા લઇ **આયરલૅન્ડ** ગયો. કૅથૉલિક પંથના આઇરિશ લોકોએ તેને મદદ કરી અને લંડનડેરી અને એનિસકિલનમાંના પ્રૉટેસ્ટન્ટ લોકોને ઘેરો ઘાલ્યો. લંડનડેરીમાં લોકોને ઘણી હેરાનગતી વેઠવી પડી, અને તે પછી તેઓને બહારથી મદદ આવી મળી. પણ તે ઝપાઝપીમાં ૮,૦૦૦ વીર પુરૂષો મરણ પામ્યા. વિલિઅમ આયરલૅન્ડ જઇ પહોંચ્યો અને બૉઇનની લડાઇમાં તેણે વિજય મેળવ્યો.

ઇંગ્લૅન્ડનો રાજા ગ્રેટ બ્રિટનના લશ્કરનું આધિપત્ય લઇ જાતે લડાઇમાં ગયો તેનો આ છેલ્લો પ્રસંગ હતો. જેમ્સ ફ્રાન્સ નાસી ગયો અને આયરલૅન્ડનું યુદ્ધ તરતજ સમાપ્ત થયું.




ચિત્ર ૮૧—આયરલૅન્ડમાં થયેલાં યુદ્ધના સ્થળો દર્શાવનારો નકશો

**સમુદ્રમાં** બીચીહેડ આગળ ફ્રેન્ચ લોકોનો જય થયો અને તે જયથી ઉત્તેજીત થઇ તેઓએ ઇંગ્લૅન્ડપર સ્વારી લઇ જવાની તૈયારી કરી. ફ્રેન્ચ નૌકાસૈન્ય હારી ગયું. લાહોગ સુધી અંગ્રેજો તેની પૂઠે પડ્યા અને તે ત્યાં બારામાં પડયું હતું તે વેળાએ તેને બાળી મુકયું (ઇ. સ. ૧૬૯૨). જેમ સ્પૅનિશ અરમારનો પરાભવ થયાથી ઇંગ્લૅન્ડ સ્પૅનિશ હુમલાઓની ધાસ્તીમાંથી મુક્ત થયું તેમ લાહોગની લડાઇથી તે ફ્રેન્ચ હુમલાઓના ભયથી મુકત થયું. આ પ્રમાણે ઇંગ્લૅન્ડને સમુદ્રપર અધિકાર મળવાથી નેધરલૅન્ડમાં લશ્કર મોકલવામાં આવ્યું.

**નેધરલૅન્ડમાં** વિલિઅમને ઘણો યશ મળ્યો નહિ પણ લાંબા વખતથી ચાલતી લડાઈથી ફ્રાન્સ કંટાળી ગયું હતું, તેથી ઇ. સ. ૧૬૯૭ માં તેણે રિસવિકની સંધિપર સહી કરી. તે મુજબ ફ્રાન્સના રાજાએ વિલિઅમને ઇંગ્લૅન્ડના રાજા તરીકે માનવાની કબુલાત આપી.

વિલિઅમ અને મેરીના અમલ દર્મિયાન કેટલીક જાણવાજોગ બીનાઓ બની હતી: (૧) યશસ્વી રાજ્યક્રાંતિ, (૨) રાષ્ટ્રીય હકનો ખરડો, (૩) ધાર્મિક છૂટછાટ મૂકનારો કાયદો, (૪) લાહોગ આગળ ફ્રેન્ચ લોકોનો પરાજય, (૫) આયરલૅન્ડ, સ્કૉટલૅન્ડ અને નેધરલૅન્ડની લડાઈથી તથા દરિયાઈ યુદ્ધથી સૈનિકોને અને ખલાસીઓને જે અનુભવ મળ્યો હતો તે ફ્રાન્સ સાથેના બીજાં લાંબા યુધ્ધ વખતે બહુ ફાયદાકારક થઈ પડ્યો.

એક વખતે વિલિઅમ ઘોડાપર સ્વાર થઈ જતો હતો ત્યારે હૅમ્પટન કૉર્ટ આગળ તેનું મૃત્યુ થયું. તેના ઘોડાને એક માટીના ઢગલાની ઠોકર વાગવાથી વિલિઅમ ઉથલી પડ્યો.

**ઍન રાણી** (૧૭૦૨–૧૭૧૪)—વિલિઅમના મરણ પછી મેરીની બહેન **ઍન** ગાદીએ આવી. તેના મરણ પછી સ્ટુઅર્ટ વંશનો **અંત** આવ્યો. તે ભલી અને શાંત સ્વભાવની હતી અને પોતાની માનીતી સ્ત્રીઓ ડચેસ ઑફ માર્લબરો અને મિસિસ મૅશૅમના કહ્યા પ્રમાણે ચાલતી. આ બંને સ્ત્રીઓ દરબારમાં અને રાજમહેલમાં ઘણો વગ ધરાવતી હતી.

ડેનમાર્કના રાજપુત્ર જ્યૉર્જને **ઍન** પરણી હતી. તેનો પતિ અને તેના ઓગણીસ છોકરાં સર્વ તેની પહેલાં મરણ પામ્યાં. તેના રાજ્યની ખાસ જાણવાજોગ બીના ઇંગ્લૅન્ડ અને સ્કૉટલૅન્ડનું એકીકરણ થયું (૧૭૦૭) તે છે. તે એવી મુખ્ય શરતોએ થયું કે સ્કૉટલૅન્ડને પોતાનો પ્રૅસ્બિટેરિઅન પંથ અને પોતાની અદાલતો જારી રાખવા દેવું અને ઇંગ્લૅન્ડ અને ઇંગ્લિશ સંસ્થાનો સાથે છૂટથી

વેપાર કરવા દેવો. વળી એવું નક્કી કરવામાં આવ્યું કે સ્કૉટલૅન્ડના પ્રતિનિધિઓ તરીકે આમની સભામાં તેના પિસતાળીશ સભ્યો અને ઉમરાવની સભામાં સોળ સભ્યો હોવા જોઈએ. તે એકીકરણથી સ્કૉટલૅન્ડને અને ઇંગ્લૅન્ડને બંનેને ઘણો લાભ થયો.

**દરિયાપારનો રાજ્ય વિસ્તાર**—જ્યારે ઇંગ્લૅન્ડ આંતર વિગ્રહમાં રોકાયું હતું ત્યારે ડચ લોકોએ પોતાનો દરિયાપારના મુલકો સાથેનો વેપાર ઘણો વધારી દીધો હતો, અને યુરોપમાં તે એક મુખ્ય સમુદ્ર ખેડનારી પ્રજા થઇ પડી હતી. તે સ્થાન ઇંગ્લૅન્ડ માટે પ્રાપ્ત કરવાનો ઑલિવર ક્રૉમવેલે નિશ્ચય કર્યો હતો. ઇ. સ. ૧૬૫૧ માં **નૌકાયાનનો કાયદો** પસાર કરી એવો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો કે ઇંગ્લૅન્ડમાં જે કાંઇ માલ આવે તે ઇંગ્લિશ વહાણોમાં આવવો જોઇએ, અને તેમ નહિ તો જે દેશમાં તે માલ બન્યો હોય તે દેશના વહાણોમાં ભરાઈ આવવો જોઇએ. આ પ્રમાણે કાયદો કરવાથી ઇંગ્લૅન્ડના પ્રતિસ્પર્ધિ ડચ લોકોના ભાડુતી વહાણોના વેપારને સખત ફટકો લાગ્યો અને તરતજ ઇંગ્લૅન્ડ અને હૉલૅન્ડ વચ્ચે નૌકાયુદ્ધ થયું. અંગ્રેજ નૌકાસૈન્યનો ઉપરી રૉબર્ટ બ્લેક નામે એક નિપુણ અને કસાયલો યોધ્ધો હતો અને ડચ નૌકાસૈન્યનો ઉપરી વૉન ટ્રમ્પ હતો. બ્લેક ડચ લોકોની સામે ઇંગ્લિશ ચૅનલમાં ઘણી લડાઇઓ લડયો. અંતે અંગ્રેજો જીત્યા. હૉલૅન્ડના ૧૫૦૦ વહાણોનો નાશ થયો અને ઇંગ્લૅન્ડની શરતો પ્રમાણે તેની સાથે સંધિ કરવાની હૉલૅન્ડને ફરજ પડી.

તે પછી ક્રૉમવેલે વેસ્ટ ઇંડિઝ સાથના વેપાર માટે અધિક સગવડ આપવાની સ્પેનના રાજા પાસે માગણી કરી, પણ સ્પેનના રાજાએ તે સ્વીકારી નહિ એટલે તેણે એક સૈન્ય મોકલી જમેકાના ટાપુનો કબજો લીધો અને નેધરલૅન્ડમાં સ્પેન સામે મદદ મેળવવા માટે તેણે ફ્રાન્સ સાથે મિત્રતાની સંધિ કરી. રાજપક્ષના હિમાયતી લૉર્ડ કલૅરન્ડને કહ્યું છે કે પરદેશી રાજ્યપ્રકરણ વિષેની ક્રૉમવેલની કીર્તિની

સરખામણીમાં તેનું ઇંગ્લૅન્ડમાંનું મહત્વ કાંઈ વિસાતમાં ન હતું.

ક્રૉમવેલના વખતમાં ઇંગ્લૅન્ડે જે ઉચ્ચ સ્થાન મેળવ્યું હતું તેનો સ્ટુઅર્ટ રાજવંશના ફરીથી ગાદીએ આવવાથી નાશ થયો. ઇંગ્લૅન્ડ અને હૉલૅન્ડ વચ્ચે બીજી ડચ લડાઈ થઈ (ઇ. સ. ૧૬૬૫) અને તેજ વર્ષે ઇંગ્લૅન્ડમાં ભયંકર મરકી પણ ફાટી નીકળી. લોવેટૉફ્ટ આગળ જનરલ મંકની સરદારી હેઠળ ઇંગ્લિશ નૌકાસૈન્યનો મોટો વિજય થયો, પણ બીજેજ વર્ષે મંક હારી ગયો અને ઇ. સ. ૧૬૬૭માં રાજા પાસે નાણા ખૂટી પડયાં હતાં તેથી વહાણો બંદરમાંજ નાખી મૂકવામાં આવ્યાં. આનો લાભ લઈ ડચ લોકો થેમ્સ નદીમાં ગ્રેવસૅંડ સુધી હંકારી ગયા અને સોળ વહાણોનો નાશ કર્યો. જ્યારે સંધિ થઈ ત્યારે ઇંગ્લૅન્ડને ન્યૂ ઍમસ્ટરડૅમ મળ્યું. પાછળથી તેને યૉર્કના ઠાકોર જેમ્સના (પછીથી જેમ્સ ૨ જો) માનમાં ન્યૂ યૉર્ક કહેવામાં આવ્યું.

**સ્પેનની ગાદીના વારસાનું યુદ્ધ** (૧૭૦૨–૧૭૧૩)—અરાઢમા સૈકામાં ઇંગ્લૅન્ડને ફ્રાન્સ સાથે લાંબી લડાઈમાં ઉતરવું પડ્યું ત્યારથી બ્રિટિશ સામ્રાજ્યના પાયાનું મુખ્ય કામ શરૂ થયું. ફ્રાન્સને આખા યુરોપમાં બળવાન થતું અટકાવવાના પ્રયત્નોને લીધે લડાઈ શરૂ થઈ. ઘણીખરી લડાઈઓમાં અંગ્રેજોને વિજય મળવાથી પોતાની મહેનતના બદલામાં તેઓએ ફ્રાન્સના દરિયાપારના સંસ્થાનો મેળવવાનો દાવો કર્યો. એકંદર સાત યુદ્ધ થયાં અને તે ઇ. સ. ૧૬૮૮થી ૧૮૧૫ સુધી લંબાયાં. આમાંનું પહેલું યુદ્ધ "સ્પેનની ગાદીના વારસાનું યુદ્ધ" હતું. સ્પેનના રાજાને કાંઈ સંતાન ન હતું તેથી તે મરણ પામ્યો ત્યારે સ્પેનના વિશાળ પ્રદેશ ઉપર કોણે રાજ્ય કરવું જોઈએ તેનું નિરાકરણ કરવા માટે તે યુદ્ધ થયું હતું. વિલિઅમ ૩ જાનું મૃત્યુ થયું તેના આગલા વર્ષમાં, એટલે કે ઇ. સ. ૧૭૦૧ માં, લડાઈની તૈયારીઓ કરવામાં આવી હતી. એક તરફ ઇંગ્લૅન્ડ, હૉલૅન્ડ, ઑસ્ટ્રિઆ અને ઘણાંખરાં જર્મન સંસ્થાનો હતાં, અને બીજી તરફ ફ્રાન્સ, સ્પેન અને બાવેરિઆ હતાં. મિત્રરાજ્યના સૈન્યનો સેનાપતિ જૉન




ચિત્ર ૮૨–અમેરિકાના પૂર્વ કિનારાપરના ઇંગ્લૅન્ડના પહેલવહેલાં સંસ્થાનો દર્શાવનારો નકશો

ચર્ચિલ, **ડયૂક ઑફ માર્લબરો,** હતો. જગતમાં જે નામાંકિત સેનાનાયક થઈ ગયા તેમાં એની ગણના કરવામાં આવે છે. એને માટે એવું કહેવાય છે કે, "એક પણ યુધ્ધ એવું ન હતું કે જેમાં તે હાર્યો હોય અને એક પણ કિલ્લો એવો ન હતો કે જેને ઘેરો ઘાલીને તેણે સર કર્યો ન હોય." તેના હાત નીચેના એક લશ્કરી અમલદારે કહ્યું છે કે, "અમારા ડયૂક સાહેબ પોતાના દિવાન-ખાનાના દરવાજામાં જેટલા શાંતપણે ઉભા રહેતા તેટલાજ શાંતપણે તે તોપના મૂખ આગળ ઉભા રહેતા." જ્યારે તે લશ્કરની હાર આગળથી સ્વાર થઈ જતો હતો અથવા તો શત્રુનો મારો અસહ્ય થઈ પડવાથી લથડી ગયલા સિપાઈઓને ઉત્તેજન આપવા તે દોડી જતો ત્યારે તેનો ગંભીર અને શાંત ચહેરો જોઈ નાસીપાસ થયેલા લશ્કરના માણસોમાં અને અમલદારોમાં નવીન હિંમત આવતી.



ચિત્ર ૮૩—માર્લબરોના વખતનો એક સૈનિક

આ યુદ્ધમાં બ્લેનહિમ, રૅમિલીઝ, ઑડનાર્ડ અને માલપ્લૅકેટ આગળ તેનો વિજય થયો. ઇ. સ. ૧૭૧૩ માં **યુટ્રેચ**ની સંધિ થઈ અને ઇંગ્લૅન્ડને હડસન બેનો પ્રદેશ, નોવા સ્કોશિઆ, ન્યૂફાઉંડલૅન્ડ, જિબ્રોલ્ટર અને માઈનૉર્કા મળ્યાં. તે ઉપરાંત સ્પેનના અમેરિકામાંના સંસ્થાનોને ગુલામો પૂરા પાડવાનો ઇજારો ઇંગ્લૅન્ડને મળ્યો અને સ્પેનના સંસ્થાનો સાથે વેપાર કરવા માટે દર વર્ષે એક વેપારી વહાણ મોકલવાની પરવાનગી મળી.

આ પ્રમાણે સંસ્થાનો સ્થાપવાની લડાઈનું પહેલું પગથિયું

ઇંગ્લૅન્ડે જીત્યું અને પોતાના જીતેલા દેશનો વિકાસ કરવાને તે શક્તિમાન થયું. આ યુદ્ધમાં ફ્રાન્સને જે કાંઈ ખોટ ગઈ હતી તે પૂરતાં ત્રીસ વર્ષ વહી ગયાં અને તે મુદ્દત દર્મિયાન યુરોપની એક સમુદ્ર ખેડનારી પ્રજા તરીકે ઇંગ્લૅન્ડે પોતાનું યોગ્ય સ્થાન લીધું.

## નોંધ

૧૬૫૦ ડનબારની લડાઈ.
૧૬૫૧ વૂરસેસ્ટરની લડાઈ. પ્રિન્સ ચાર્લ્સનું નાસી જવું.
૧૬૫૧ નૅવિગેશન ઍક્ટ—નૌકાયાનનો કાયદો.
૧૬૫૩ ક્રૉમવેલ જબરદસ્તીથી "રંપ પાર્લમેન્ટ" વિસર્જન કરે છે.
૧૬૬૦ રાજવંશની પુનઃસ્થાપના.
૧૬૭૦ ડોવરની ગુપ્ત સંધિ.
૧૬૮૮ ઇંગ્લૅન્ડમાં યશસ્વી રાજ્યક્રાંતિ.
૧૭૦૭ ઇંગ્લૅન્ડની અને સ્કૉટલૅન્ડની પાર્લમેન્ટનું એકીકરણ.
૧૭૧૩ યુટ્રેચની સંધિ.

**વૅસ્ટ મિન્સટર હૉલ**—પહેલાં વિલિઅમ રૂફસે તે બાંધ્યો હતો અને રિચર્ડ ૨ જાના વખતમાં તેમાં સુધારા વધારા કરવામાં આવ્યા હતા. અગાઉ ત્યાં ન્યાયની વરિષ્ઠ અદાલત ભરવામાં આવતી. ગાય ફોક્સ, સ્ટ્રૅફર્ડ અને ચાર્લ્સ ૧ લાની તપાસ અને સજા ત્યાં થયાં હતાં. તપાસ દર્મિયાન રાજા જે જગ્યાએ ઉભો હતો તે જગ્યાએ શિલાલેખની એક તખતી જડવામાં આવી છે.

**વ્હિગ અને ટોરી**—સ્કૉટલૅન્ડમાં ઢોર અને ઘોડા ચોરનારા માટે જે શબ્દ વપરાતો હતો તેનું રૂપાંતર થઈ તે "વ્હિગ" શબ્દ થયો અને પ્રૅસ્બિટેરિઅન પંથના હિમાયતીઓને તે નામ આપવામાં આવ્યું. આઈરિશ ભાષામાં "ટોર–અ–રી" જેનો અર્થ "પધારો, હે રાજન" થાય છે તેવો એક શબ્દ છે, તે આઈરિશ લોકો તેઓના આંતર વિગ્રહને વખતે રાજપક્ષવાળા આઈરિશો માટે વાપરતા હતા. તે ઉપરથી "ટોરી" શબ્દ ઉપજ્યો છે. આયર-

લૅન્ડમાં જેઓ જેમ્સ ર જા તરફથી લડ્યા તેઓને મશ્કરીમાં આ નામ આપવામાં આવ્યું. દેશનો રાજ્યકારભાર પોતાને હસ્તક કરવાના પાર્લમેન્ટના પ્રયાસથી ઈંગ્લૅન્ડમાં જુદા જુદા રાજકીય પક્ષ ઉત્પન્ન થયા. પહેલાં કૅવેલિઅર્સ અને રાઉંડહેડસ, પછી પ્રૅસ્બિટેરિઅન અને ઇન્ડિપેન્ડંટ, અને રાજવંશની પુનઃસ્થાપના થયા પછી વ્હિગ (શાંતતાવાદી) અને ટોરી (યુદ્ધવાદી) એવા પક્ષો અસ્તિત્વમાં આવ્યા. પહેલાં તો તિરસ્કારયુક્ત મશ્કરીનાં નામો માટે તે શબ્દોનો વપરાસ થયો. કોઈને "વ્હિગ" કહેવો તે પ્રૅસ્બિટેરિઅન બંડખોરોની સાથે તેની તુલના કરવા બરાબર હતું. કોઈને "ટોરી" કહેવો તે આયરલૅન્ડના દેશપાર કરેલા લૂટારાઓ સાથે સરખામણી કરવા જેવું હતું. કેટલાક વખત પછી "વ્હિગ" લોકો "લિબરલ પક્ષ"—ઉદાર મત ધરાવનારા—કહેવાવવા લાગ્યા અને "ટોરી" લોકો "કૉન્ઝરવેટિવ પક્ષ"—પુરાણો મત ધરાવનારા—કહેવાવવા લાગ્યા.

## સારાંશ

પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના થઈ તે વખતે ઈંગ્લૅન્ડમાં "નવી આદર્શ સેના"નો લશ્કરી અમલ શરૂ થયો. તે લશ્કરનો અધિપતિ દેશરક્ષક ક્રૉમવેલ હતો. ડચ લોકો સામેના યુદ્ધમાં અને ઈંગ્લૅન્ડનો દરિયાઈ વેપાર વધારવામાં તે વિજય પામ્યો. પ્યૂરિટનોના અને લશ્કરના કડક અમલથી કંટાળી ગયેલા લોકોએ ક્રૉમવેલના મૃત્યુ પછી ચાર્લ્સ ર જાને ભારે ખુશાલી વચ્ચે રાજા નીમ્યો. ચાર્લ્સને ફ્રાન્સના રાજા લુઇ ૧૪ મા તરફથી પૈસાની સારી મદદ મળતી હતી તેથી તેને ઘણા વર્ષ સુધી લુઇથી દબાયલા રહેવું પડ્યું. ઈંગ્લૅન્ડમાં કૅથૉલિક સંપ્રદાય પાછો સ્થાપવાના તેણે પ્રયત્નો કર્યા. જેમ્સ ર જો એક ચુસ્ત કૅથૉલિક હતો. તે એટલો તો અપ્રિય થઇ પડ્યો હતો કે તેની જગાએ રાજ્ય કરવા માટે વિલિઅમ અને મેરીને આમંત્રણ દેવામાં આવ્યું. આ બનાવ "યશસ્વી રાજ્યક્રાંતિ" ને નામે ઓળખાય છે. દેશની રાજ્યવ્યવસ્થા પ્રજા હકના ખરડાની યોજના પ્રમાણે નક્કી કરવામાં આવી. ફ્રાન્સના રાજા લુઇ ૧૪ માએ

જેમ્સ ૨ જાના મિત્રોને મદદ કરી. આયરલૅન્ડમાં અને સ્કૉટલૅન્ડમાં તથા દરિયાઈ લડાઈમાં ઇંગ્લૅન્ડનો વિજય થયો. ઍન રાણીના વખતમાં ઇંગ્લૅન્ડ યુરોપખંડમાં ચાલતા યુધ્ધમાં ગુંથાયલું હતું. મુખ્યત્વે કરીને ફ્રાન્સને ઘણું બળવાન થતું અટકાવવાની મતલબથી તે યુદ્ધ થયું હતું. ડયૂક ઑફ માર્લબરોના અધિપતિપણા હેઠળ ઇંગ્લૅન્ડની ઘણી જીત થઈ અને યુટ્રેચની સંધિથી તેને કેટલાંક દરિયાપારના સંસ્થાનો મળ્યાં.

## પ્રશ્નો

(૧) વિલિઅમ ૩ જા અને ઍન રાણીના વખતમાં ઇંગ્લૅન્ડના ઇતિહાસ સાથે સ્કૉટલૅન્ડનો સંબંધ કેવા પ્રકારનો હતો?

(૨) જેમ્સ ૨ જા પછી એક ડચ રાજપુત્ર કેવા સંજોગોને લીધે ઇંગ્લૅન્ડનો રાજા થયો તે જણાવો.

(૩) ચાર્લ્સ ૨ જા અને વિલિઅમ ૩ જાના વખતમાં ફ્રાન્સ સાથે ઇંગ્લૅન્ડને કેવો સંબંધ હતો ?

(૪) નેસ્બિ, સેજમૂર, બૉઈન અને કિલિક્રેંકીની લડાઈને શા કારણથી ખાસ અગત્યની ગણવામાં આવે છે? તે સ્થળો કયાં આવ્યાં છે ?

(૫) ઇ. સ. ૧૬૦૩માં અને ઇ. સ. ૧૬૮૯માં એક પરદેશી રાજા ઇંગ્લૅન્ડની ગાદીએ આવ્યો તેનાં કારણો દર્શાવો.

(૬) નૌકાકર, ગન પાઉડર પ્લૉટ, રાષ્ટ્રીય હકની યાદી (પિટિશન ઑફ રાઈટ), ઇંગ્લૅન્ડ અને સ્કૉટલૅન્ડનું ઐકય અને યુટ્રેચની સંધિ વિષે ટુંકમાં લખો.

(૭) ચાર્લ્સ ૨ જો ગાદીએ આવ્યો ત્યારે એટલો બધો હર્ષ ઉત્પન્ન થયો તેનું કારણ દર્શાવો. ચાર્લ્સે સારી રીતે રાજ્ય કર્યું કે કેમ તે વિષે તમારો અભિપ્રાય આપો અને તેનાં કારણ દર્શાવો.

(૮) ગ્લૅન્કોની કતલ થઈ અને લંડનડેરીને ઘેરો ઘાલવામાં આવ્યો તેનાં કારણો દર્શાવો.

(૯) કૅવેલિઅર્સ, રાઉંડહેડ, પ્રૅસ્બિટેરિઅન, ઇન્ડિપેન્ડંટ અને આયર્નસાઈડનો અર્થ સમજાવો.

# પ્રકરણ ૧૬ મું

## સામ્રાજ્યનો વિકાસ—કૅનેડા

ઍન રાણીના મરણથી સ્ટુઅર્ટ વંશનો અંત આવ્યો. તે પછી હૅનોવેરિઅન વંશના રાજાઓએ ઇંગ્લૅન્ડમાં રાજ્ય કરવા માંડ્યું. તે વંશનો પહેલો રાજા જ્યૉર્જ ૧ લો હતો. તે જેમ્સ ૧ લાની પુત્રી અને હૅનોવરની રાણી સોફિયાનો પુત્ર હતો. તેપરથી તેના વંશનું નામ "હૅનોવેરિઅન" પડ્યું. ઇ. સ. ૧૭૦૧ માં પાર્લમેન્ટે "ઍક્ટ ઑફ સૅટલમેંટ"—ગાદીના વારસાનો કાયદો—પસાર કર્યો, જે મુજબ એવું નક્કી કરવામાં આવ્યું કે ઍન પછી હૅનોવરની રાણી સોફિયાને અને તેના પ્રૉટેસ્ટન્ટ પંથી સંતાનોને ગાદી મળે.

**અરાઢમી સદી**—જ્યૉર્જ ૧ લો અને જ્યૉર્જ ૨ જો જર્મનીમાં ઉછરેલા હતા અને તેઓને ઇંગ્લિશ ભાષા આવડતી નહોતી. તેથી દેશનો રાજ્યકારભાર મુખ્ય પ્રધાનોજ ચલાવતા. આથી હાલની રાજ્યપદ્ધતિ સ્થપાઈ. રાજ્યકારભારની સરળતા માટે પ્રધાનોએ પોતાનું ખાસ પ્રધાનમંડળ (Cabinet) સ્થાપ્યું. તેનો મુખી **વડો પ્રધાન** હતો. અરાઢમા સૈકામાં ત્રણ ઘણાજ બાહોશ વડા પ્રધાનો થઈ ગયા—જ્યૉર્જ ૧ લાનો મુખ્ય પ્રધાન રૉબર્ટ વૉલપોલ, જ્યૉર્જ ૨ જાનો વિલિઅમ પિટ (પછીથી અર્લ ઑફ ચૅધમ) અને જ્યૉર્જ ૩ જાનો સુપ્રસિદ્ધ પ્રધાન નાનો વિલિઅમ પિટ (અર્લ ઑફ ચૅધમનો પુત્ર). આ સૈકાના રાજાઓ અને રાણીઓના કૃત્યોમાં કાંઈ મહત્વ સમાયલું નથી. તેથી હવે પછીના ત્રણ પ્રકરણોમાં ઇંગ્લૅન્ડના દરિયાપારના સંસ્થાનોના વિસ્તાર માટેના પ્રયત્નોનું વર્ણન કરવામાં આવ્યું છે.

બ્રિટિશ રાજ્યના વિસ્તારના સંબંધમાં અરાઢમાં સૈકામાં વિશેષ ધ્યાનમાં રાખવા જેવી હકીકત ઇંગ્લૅન્ડ અને ફ્રાન્સ વચ્ચે લાંબો

# હૅનોવેરિઅન વંશાવળી




એડવર્ડ ૭ મો સેકસ-કૉબર્ગના કુટુંબનો હતો કારણ કે એની મા મહારાણી વિક્ટોરિઆ સેકસ–કૉબર્ગ–ગોથાના રાજપુત્ર આલબર્ટને પરણી હતી. ઇ. સ. ૧૯૧૭માં પાસ થયેલા એક ખાસ ઠરાવ પ્રમાણે રાજકુટુંબનું જુનું નામ **સેકસ–કૉબર્ગ–ગોથા** બદલીને **વિંડસર** આપવામાં આવ્યું.

વખત સુધી ચાલેલી પ્રતિસ્પર્ધા છે. ફ્રાન્સ એક મહત્વાકાંક્ષી અને ઉત્સાહી પ્રજા હોવાથી પોતાના રાજ્યનો વિસ્તાર યુરોપમાં તેમજ દરિયાપારના મુલકોમાં વધારવા ઇંતેજાર હતું. ઇંગ્લૅન્ડ અને ફ્રાન્સ બંનેની મહત્વાકાંક્ષા દરિયાપારના દેશોમાં સંસ્થાનો સ્થાપવાની હોવાથી તેઓ વચ્ચે સ્પર્ધા ઉત્પન્ન થઈ અને લગભગ આખો સૈકો ઇંગ્લૅન્ડને ફ્રાન્સ સામે યુદ્ધમાં ઉતરવું પડ્યું. બ્રિટન યુરોપ ખંડથી જુદો પડેલો એક ટાપુ છે તેથી જમીનપરની મોટી લડાઈઓ લડવા કરતાં તેને સમુદ્રનું સ્વામિત્વ મેળવવાની વધારે જરૂર હતી. અંતે તેની સમુદ્રપરની હકુમતથી તે વિજય પામ્યું અને સામ્રાજ્યનો વિસ્તાર કરવાને શક્તિમાન થયું. યુરોપમાં ફ્રાન્સને ઑસ્ટ્રિઆના બલિષ્ઠ રાજ્ય સાથે અને પૃશિઆના વધતા જતા રાજ્ય સાથે હરીફાઈમાં ઉતરવું પડ્યું. તે ઉપરાંત વેપારમાં ડચ અને સ્પૅનિશ રાજ્યો તેના હરીફો હતા. જર્યોર્જ રાજાઓ હૅનોવરમાં રાજ્ય કરતા હતા તેથી જે કોઈ રાષ્ટ્ર ફ્રાન્સ સામે લડાઈમાં ઉતરતું તેની સાથે ઇંગ્લૅન્ડ જોડાતું. તેની તેમ કરવાની મતલબ એ હતી કે ફ્રાન્સને બીજાં રાષ્ટ્રો કરતાં વિશેષ બળવાન થતું અટકાવવું. આથી સત્તાનું સમતોલપણું સચવાઈ રહે. અરાઢમા સૈકામાં ત્રણ મોટા વિગ્રહો થયા—ઑષ્ટ્રિઆના વારસાનો વિગ્રહ, સપ્તવાર્ષિક વિગ્રહ, ફ્રેન્ચ રાજ્યક્રાંતિ પછી નેપોલિયન સાથે થયલો વિગ્રહ. પોતાના દરિયાપારના સમૃદ્ધિ પામતાં સંસ્થાનોના સંરક્ષણ ઉપરાંત ઇંગ્લૅન્ડને તે લડાઈઓ સાથે કાંઈ વિશેષ લેવાદેવા નહોતી.

**કૅનેડા**—ઇંગ્લૅન્ડનો પહેલો મુખ્ય પ્રધાન સર રૉબર્ટ વૉલપોલ ઇંગ્લૅન્ડને પરદેશી વિગ્રહોમાં ભાગ લેતું અટકાવવાની રાજ્યનીતિ માટે પ્રખ્યાત છે. આથી ઇંગ્લૅન્ડને પોતાનો વેપાર અને ઉદ્યોગ ધંધો વધારવાની તક મળી. તે એમ કહેતો કે, "દેશમાં જો કોઈ સૌથી ભયંકર સંકટ હોય તો તે વિગ્રહ છે; વિગ્રહ ચાલે ત્યાં સુધી આપણે નુકસાન ખમવું પડે છે અને તે પૂર્ણ થાય પછી પણ આપણને મોટો લાભ મળતો નથી." પોતાના દેશ માટે શાંતિ પ્રાપ્ત કરવાનું

કામ વૉલપોલ માટે સહેલું નહોતું કારણ કે ઇંગ્લૅન્ડ અને સ્પેન વચ્ચેની વેપારી સ્પર્ધાએ તીવ્ર રૂપ ધારણ કર્યું હતું. આખરે તે બંને દેશો વચ્ચે લડાઈ જાગી તે "જેન્કિન્સના કાનની લડાઈ"ને નામે પ્રસિદ્ધ છે. પણ તે લડાઈ વિશેષ અગત્યની નહોતી અને ઇંગ્લૅન્ડ અને ફ્રાન્સ વચ્ચે વિગ્રહ થવાથી તે વિસરી જવામાં આવી.

તે વિગ્રહ ઇ. સ. ૧૭૪૦ માં શરૂ થયો અને તે "ઑસ્ટ્રિઆના વારસાના વિગ્રહ"ના નામથી જાણીતો છે. યુરોપની રણભૂમિપર જે લડાઈઓ થઈ તેની આપણને હાલ કાંઈ વિશેષ અગત્ય જણાતી નથી, પરંતુ નવા સંસ્થાનોમાં જે લડાઈઓ થઈ તે અગત્યની છે.

ઉત્તર અમેરિકામાં ઍટલૅન્ટિક મહાસાગરના કિનારાપર તેર બ્રિટિશ સંસ્થાનો હતાં. ફ્રેન્ચ લોકોનું સંસ્થાન કૅનેડા ઉત્તરે આવ્યું હતું અને તેઓનું લુઈસિઆના નામનું સંસ્થાન પશ્ચિમ અને દક્ષિણમાં હતું. ફ્રેન્ચ યોજના કૅનેડા અને લુઈસિઆના જોડી દઈ ઇંગ્લિશ સંસ્થાનવાસીઓને ઍલેઘની પર્વત અને ઍટલૅન્ટિક મહાસાગર વચ્ચે ઘેરી દેવાની હતી. ઇંગ્લિશ સંસ્થાનવાસીઓની સંખ્યા ફ્રેન્ચ સંસ્થાનવાસીઓ કરતાં વધારે હતી પણ તેઓ પ્યૂરિટન, ઍંગ્લિકન, કૅથૉલિક, રાજપક્ષ, લોકપક્ષ, એવા જુદા જુદા પક્ષોમાં વહેંચાઈ ગયા હતા, અને એક બીજા પ્રત્યે તેઓને સારો બનાવ ન હતો. તેથી કેટલોક વખત સુધી તો એમ લાગ્યું કે ફ્રેન્ચ લોકો જીતશે.

અંગ્રેજોને ઘેરી દેવા માટે ફ્રેન્ચ લોકોએ ઉત્તરથી દક્ષિણ સુધી કિલ્લાની હાર બાંધી દીધી હતી. ઑસ્ટ્રિઅન વારસાના વિગ્રહની આખરે આ પ્રમાણેની સ્થિતિ હતી, પણ જે સુલેહ થઈ તે લાંબો વખત સુધી ટકી નહિ. થોડાજ વખતમાં યુરોપમાં સપ્ત વાર્ષિક વિગ્રહ શરૂ થયો. ઇંગ્લૅન્ડને પાછું તે વિગ્રહમાં ઘસડાવવું પડ્યું. જ્યૉર્જ ૨ જો પોતાના હૅનોવરના સંસ્થાનનું રક્ષણ કરવાની ચિંતામાં

હતો તેથી તેણે ફ્રાન્સ સામે પૃશિઆના રાજા મહાન્ ફ્રેડરિકનો પક્ષ લીધો અને યુરોપના સમસ્ત રાષ્ટ્રોને એક બીજાથી વધારે બળવાન થતાં અટકાવી સામર્થ્યનું ત્રાજવું સમતોલ રાખવાનો પ્રયાસ કર્યો.

આરંભમાં ઇંગ્લૅન્ડની દશા ઘણી ખરાબ હતી પણ ઇ. સ. ૧૭૫૭માં **વિલિઅમ પિટ** મુખ્ય પ્રધાન થયો ત્યારથી લડાઈનો રંગ બદલાવવા લાગ્યો. ઇંગ્લૅન્ડમાં તે એક સૌથી મહાન્ યુદ્ધપ્રિય પ્રધાન થઈ ગયો. તેની યોજનાઓ ઘણી હિંમતભરેલી હતી; લાયક સેનાધિપતિ ચુંટી કાઢવામાં તેની બુધ્ધિ અજબ કામ કરતી અને લડાઈની સર્વ વ્યવસ્થા બરાબર હતી કે નહિ તેના પર તે સંભાળપૂર્વક ધ્યાન આપતો. તે જાણતો હતો કે જગતમાં ઇંગ્લૅન્ડને ઉંચ સ્થાન મેળવવાનો માર્ગ સંસ્થાનો સ્થાપી મહારાજ્યનો પાયો મક્કમ કરવામાં હતો અને તે માટે સમુદ્રનું સર્વોપરિપણું પ્રાપ્ત કરવાનું બ્રિટનને ખાસ જરૂરનું હતું. યુરોપમાં ચાલતા વિગ્રહમાં ફ્રેન્ચ લોકોને રોકાયલા રાખવા માટે તેણે ઇંગ્લૅન્ડના મિત્રો પૃશિઅનોને પૈસા તથા માણસની મદદ મોકલી અને તેજ વખતે અંગ્રેજોએ દરિયાપારના ફ્રેન્ચ સંસ્થાનોપર હુમલો કર્યો. ઍમહર્સ્ટ અને વુલ્ફની સરદારી હેઠળ કેપ બ્રિટન નામના ટાપુ ઉપર આવેલો ફ્રેન્ચ લોકોનો લુઈબર્ગનો કિલ્લો સર કરવામાં આવ્યો. આ વિજયથી લૉરેન્સ નદીના મુખ આગળ આવેલા ફ્રેન્ચ રાજધાનીના શહેર કવેબૅક આગળ પોતાનું નૌકાસૈન્ય લઈ જવાનો માર્ગ ઇંગ્લૅન્ડ માટે સહેલો થઈ પડયો. એવી એક બીજી સ્વારી ડ્યૂકેનના કિલ્લા પર લઈ જવામાં આવી અને તે કિલ્લો પણ સર કરવામાં આવ્યો. મુખ્ય પ્રધાન પિટનાં માનમાં તે કિલ્લાનું નામ પિટસબર્ગ પાડવામાં આવ્યું.

કવેબૅક આગળ પહોંચતાં **જનરલ વુલ્ફને** માલમ પડયું કે **જનરલ મૉન્ટકામના** હાથ નીચેના ફ્રેન્ચ લશ્કરે તે શહેરની આસપાસ સમુદ્ર કિનારાપર કિલ્લેબંધી કરી દીધી હતી. કવેબૅક

ઉંચા ડુંગર ઉપર આવેલું હતું તેથી તેનાપર હુમલો કરવાનું અસંભવિત લાગતું હતું. તે શહેર હસ્તગત કરવા માટે વુલ્ફે ઘણાં




ચિત્ર ૮૪–ઉત્તર અમેરિકા માટે ઇંગ્લૅન્ડ અને ફ્રાન્સ વચ્ચે ઝપાઝપી

અઠવાડિઆં સુધી પ્રયત્નો કર્યા પણ તે ફાવ્યો નહિ. અંતે તેણે

કવેબૅકની પશ્ચિમે આવેલી "હાઇટસ ઑફ એબ્રાહમ" નામની ટેકરીપર પોતાના લશ્કર સહિત ચઢી જવાનો નિશ્ચય કર્યો. અંધારી રાતે તેનું લશ્કર હોડીમાં બેસી ગુપચુપ તે ટેકરી આગળ જઈ પહોંચ્યું અને એક સાંકડે માર્ગે તેઓ ઉપર જઈ પહોંચ્યા. મળસકું થતાં સુધીમાં તો ઈંગ્લિશ લશ્કર કવેબૅકની બહારની બાજુએ લડવા માટે તૈયાર થઈ ગોઠવાઈ ગયું. તે પછી જે લડાઈ થઈ તે ટુંક વખતમાં સમાપ્ત થઈ ગઈ. ઈંગ્લૅન્ડ જય પામ્યું અને કવેબૅક તેના હાથમાં ગયું. વુલ્ફ અને મૉન્ટકામ બંને લડાઈમાં માર્યા ગયા હતા. તેઓના સ્મરણાર્થે કવેબૅકમાં એક સ્મારક ઉભું કરવામાં આવ્યું છે. બીજે વર્ષે મૉન્ટરિઅલ પણ અંગ્રેજોને મળ્યું, એટલે કૅનેડાનો પ્રદેશ અંગ્રેજોના આધિપત્ય નીચે આવ્યો. ઇ સ. ૧૭૬૩ માં સપ્તવાર્ષિક વિગ્રહનો અંત આવ્યો અને પૅરિસ આગળ સંધિ થઈ. અમેરિકામાં ઈંગ્લૅન્ડને જે સંસ્થાનો મળ્યાં હતાં તે તેના કાયમનાં થયાં. તેમાં સૌથી વધારે કિંમતી કૅનેડા, મિસિસિપી નદીને પૂર્વે આવેલો પ્રદેશ કેપ બ્રિટન બેટ અને સેંટ લૉરેન્સના અખાતમાં આવેલા બીજા બધા ટાપુઓ હતા.

**માતૃભૂમિ અને સંસ્થાનો**—પૅરિસની સંધિ પછી થોડાજ વર્ષમાં માતૃભૂમિ અને સંસ્થાનો વચ્ચે વાંધો પડયો અને ઈંગ્લૅન્ડને મોટી ખોટ ખમવી પડી. તે માટે ઘણે ભાગે જ્યૉર્જ ૩ જો કારણભૂત હતો. એની અગાઉના બંને જ્યૉર્જ રાજાઓ રાજ્યકારભારપર બીલકુલ ધ્યાન આપતા નહિ, પણ જ્યૉર્જ ૩ જાને તે ઠીક લાગ્યું નહિ. રાજ્યને લગતા કામકાજમાં તે હમેશાં માથું માર્યા કરતો હતો. પૂર્વના ઈંગ્લિશ રાજાઓ જે સત્તા અને પ્રતિષ્ઠા ભોગવતા હતા તે પાછાં મેળવવા તે ઇચ્છતો હતો. તે વારેઘડીએ પોતાના પ્રધાનો બદલ્યા કરતો હતો. રાજદ્વારી બાબતોમાં તેણે વ્હિગ અને ટોરી પક્ષ વચ્ચે જે વેરભાવ ઉત્પન્ન કર્યો તેથી સંસ્થાનો સાથનો વ્યવહાર ઘણો અવ્યવસ્થિત થઈ પડયો. અંતે જ્યારે ઈગ્લૅન્ડ અને સંસ્થાનો વચ્ચે લડાઈ જાગી ત્યારે જે કાંઈ વ્યવસ્થા કરવામાં આવી તે ઘણીજ

ખામી ભરેલી અને નિરૂત્સાહી હતી. પાર્લમેન્ટમાં પડેલા પક્ષભેદને લીધે સમસ્ત પ્રજા તે લડાઈ લડવામાં એકત્ર નહોતી. અમેરિકન સંસ્થાનોની સ્વતંત્રતા માટેની લડાઈનું એક બીજું પણ મુખ્ય કારણ હતું. સંસ્થાનવાસીઓની સંખ્યા ત્રીસ લાખની હતી. પોતાનો રાજ્ય-કારભાર ચલાવવાની તથા ખાસ કરીને કર સંબંધી તમામ સત્તા તેઓનેજ હોવી જોઈએ એમ તેઓ ઇચ્છતા હતા. તેઓના ઉપર કર નાખવાનો હક તેઓનેજ હોવો જોઇએ એવી તેઓની માગણી હતી. તેઓ કહેતા કે "અમે બ્રિટિશ પાર્લમેન્ટને અમારા ખીસામાં હાથ નાખવા દઈશું નહિ." પાર્લમેન્ટમાં તેઓના પ્રતિનિધિ ન હતા એટલે પાર્લમેન્ટ તેઓના પર કર નાખે તે સામે તેઓએ વાંધો ઉઠાવ્યો. હાલ સંસ્થાનો સ્વરાજ્ય ભોગવે છે પણ તે દિવસોમાં "સંસ્થાનના સ્વરાજ્ય" વિષેની વાતો સાંભળવામાં આવતી નહિ. આપખુદી રાજાઓ અને તેના આપખુદી પ્રધાનો પોતાની મરજી મુજબ નવા પ્રદેશોનો રાજ્યકારભાર ચલાવતા હતા. તેનું કારણ એ હતું કે સંસ્થાનવાસીઓની ખરી પરિસ્થિતિ જાણવાનું તેઓથી બની શકતું નહિ, કારણ કે તે વખતમાં હાલના જેવી ઝડપથી ચાલતી આગબોટો ન હતી અને જલદી ખબર પહોંચાડે તેવા તારના દોરડાં નહોતાં. છેવટે પરિણામ એ નિપજ્યું કે ઇંગ્લૅન્ડ પોતાના અમેરિકન સંસ્થાનો ખોઇ બેઠું.

ગ્રેનવિલ વડો પ્રધાન થયો ત્યારે તેણે એવો મત દર્શાવ્યો કે અમેરિકાના મૂળ વતનીઓ અને ફ્રેન્ચ લોકો સામે બ્રિટિશ સંસ્થાન-વાસીઓના રક્ષણ માટે જે નાનું લશ્કર રાખવાની જરૂર હતી તેનો થોડો ખર્ચ સંસ્થાનવાસીઓ પાસેથી વસૂલ કરવો. લશ્કરના ખર્ચનો ત્રીજો ભાગ સંસ્થાનવાસીઓએ આપવો એવી તેણે સુચના કરી અને તે રકમ વસૂલ કરવા માટે તેણે "સ્ટૅમ્પ ઍકટ" નામનો એક કાયદો પાર્લમેન્ટમાં પસાર કરાવી એવું ઠરાવ્યું કે સંસ્થાનોમાં થતાં પ્રત્યેક દસ્તાવેજ ઉપર અમુક કિંમતનો સ્ટૅમ્પ લગાડવો જોઈએ.

સ્ટૅમ્પવાળા કાગળો વાપરવાની સંસ્થાનવાસીઓએ સાફ ના

કરી. તેઓને બ્રિટિશ પાર્લમેન્ટના વ્હિગ પક્ષનો ઘણો સારો ટેકો હતો તેથી નવા પ્રધાનમંડળના હાથમાં સત્તા આવી કે તરતજ તે કાયદો રદ કરવામાં આવ્યો. પણ જ્યૉર્જ ૩ જાને વ્હિગ પક્ષ પ્રત્યે તિરસ્કાર હતો તેથી તેણે વ્હિગ પ્રધાનમંડળ વિસર્જન કર્યું અને જ્યૉર્જ ટાઉનશેન્ડને "આયાત થતા માલ ઉપરના કરનો કાયદો" અમલમાં લાવવામાં મદદ કરી. તે મુજબ સંસ્થાનોમાં આયાત થતી ચા, કાચ, કાગળો, વગેરે વેપારની જણસોપર જકાત નાખવામાં આવી. સંસ્થાનવાસીઓએ તે આપવાની ના પાડી. ઇ. સ. ૧૭૬૯ માં કાગળ અને કાચ ઉપરની જકાત કાઢી નાખવામાં આવી અને ફક્ત ચા ઉપરની જકાત રહેવા દેવામાં આવી. દિવસે દિવસે મામલો બગડતો જતો હતો અને તકરાર ઘણી વધી પડી. ઇ. સ. ૧૭૭૦ માં બોસ્ટનમાં લોકોના ટોળાંએ કેટલાક સૈનિકોને ધૂત્કારી કાઢ્યા અને તેઓને બરફના ઢેફાંનો માર માર્યો. સૈનિકોએ ગોળીબાર કર્યો તેમાં ત્રણ માણસો મરી ગયાં. આને એક મોટી કતલનું રૂપ આપવામાં આવ્યું અને લોકો ઘણા ક્રોધે ભરાયા. ઇ. સ. ૧૭૭૨ માં દાણચોરી અટકાવવા માટેનું "ગેસ્પી" નામનું એક ઇંગ્લિશ વહાણ અમેરિકન સંસ્થાનવાસીઓએ બાળી મૂક્યું. પણ ઇ. સ. ૧૭૭૩ માં **"બોસ્ટન ટી પાર્ટિ"** નામની સંસ્થાનવાસીઓની એક ટોળીએ ઘણો કોલાહલ મચાવ્યો. કેટલાક તરૂણ સંસ્થાનવાસીઓએ ઇંડિઅનોનો વેશ લઇ બોસ્ટનના બંદરમાં પડેલાં ચાના વહાણ ઉપર ચઢી જઈ તેમાંની ચાની પેટીઓ સમુદ્રમાં ફેંકી દીધી. ઇંગ્લૅન્ડની સરકારે બોસ્ટનનું બંદર બંધ કર્યું અને મૅસાચ્યુસેટ્સના સંસ્થાનમાં લશ્કરી કાયદો જાહેર કર્યો. પણ બીજાં સંસ્થાનોએ હુલ્લડખોરોને ટેકો આપ્યો. સર્વ સંસ્થાનોના પ્રતિનિધિઓની એક પરિષદ ભરવામાં આવી અને તેઓના સંકટનું નિવારણ કરવાની તેઓએ બ્રિટિશ પાર્લમેન્ટ પાસે માગણી કરી.

ઇ. સ. ૧૭૭૫ માં લેકિંસગટન આગળ સંસ્થાનવાસીઓ અને

બ્રિટિશ સૈન્ય વચ્ચે લડાઈની શરૂઆત થઈ. ૩૦૦૦ માઇલિને છેટે આવેલાં સંસ્થાનો સાથે યુદ્ધ ચલાવવાનું ઈંગ્લૅન્ડ માટે બહુ અગવડ ભરેલું હતું, પણ કેટલીક બાબત ઈંગ્લૅન્ડના લાભમાં હતી, તે એકે સંસ્થાનવાસીઓને લશ્કરી તાલીમ મળી નહોતી અને તેઓ પાસે પૂરાં શસ્ત્રો તથા બીજી યુદ્ધની સામગ્રી નહોતાં. વળી તેઓ સઘળા એકત્ર ન હતા. આ કારણથી ઈંગ્લૅન્ડને વિજય મેળવવાનું કઠણ નહોતું. પણ વિગ્રહના પહેલાં ત્રણ વર્ષમાં અંગ્રેજોએ ઘણી સારી તકો જવા દીધી. તેઓએ જોઈએ તેટલું સૈન્ય મોકલ્યું નહિ અને તેઓ બહાદુરીથી અને કાળજીથી લડયા નહિ.

૪ થી જુલાઈ ૧૭૭૬ ને દિવસે સંસ્થાનવાસીઓએ **"સ્વાતંત્ર્યનું જાહેરનામું"** પ્રસિધ્ધ કર્યું. સંસ્થાનોના ઉત્તરના ભાગમાં ઇંગ્લિશ લશ્કરનો સેનાપતિ બરગૉઇન હતો, પણ માતૃભૂમિની ભૂલને લીધે દક્ષિણ તરફના જે લશ્કરની તે આશા રાખતો હતો તે તેને આવી મળ્યું નહિ અને ૪૦૦૦ સૈનિકો સાથે તેને સારાટોગા આગળ શરણ થવું પડયું. ખરૂં જોતાં આટલેથી યુધ્ધ સમાપ્ત થયેલું કહેવાય, કારણ કે ફ્રાન્સ અને સ્પેને ઇંગ્લૅન્ડ વિરૂધ્ધ લડાઈ જાહેર કરી અને "સંયુક્ત સંસ્થાનો" નો પક્ષ લીધો.

આ વખતે લગભગ આખું યુરોપ ઇંગ્લૅન્ડની સામે હતું, કારણ કે ઇ. સ. ૧૭૮૦ માં ઈંગ્લૅન્ડે હૉલૅન્ડ સામે લડાઈ જાહેર કરી અને રશિઆ, ડેનમાર્ક તથા સ્વિડન પણ લડાઈ કરવાની ધમકી આપી રહ્યાં હતાં. તટસ્થ દેશોનાં વહાણો જેમાં શત્રુઓનો માલ લઈ જવામાં આવતો હતો તેની જડતી લેવાનો પોતાને અધિકાર છે એવા પ્રકારનો દાવો ઇંગ્લૅન્ડે રજુ કર્યો તેથી ચકમક ઝરી. ગ્રેટ બ્રિટનપર મોટી વિપત્તિ આવી પડી :–

(૧) સમુદ્ર ઉપરનું સામ્રાજ્ય ફ્રેન્ચ અરમારે પ્રાપ્ત કર્યું હતું.

(૨) સ્પૅનિશ લોકોએ માઇનૉર્કા લીધું અને જિબ્રોલ્ટરને ઘેરો ઘાલ્યો.

(૩) ઉત્તર મહાસાગરના વેપારનું આધિપત્ય ડચ અરમારે મેળવ્યું.

(૪) હિંદુસ્તાનમાં ફ્રેન્ચ લોકોએ એક દેશી રાજાને અંગ્રેજો સામે ઉશ્કેર્યો હતો.

ઇંગ્લૅન્ડનું સમુદ્ર ઉપરનું આધિપત્ય નાશ પામ્યું હતું. એટલે અમેરિકામાં લશ્કર મોકલી શકાય તેમ નહોતું તેથી કૉર્નવાલિસને યૉર્ક ટાઉન આગળ ઇ. સ. ૧૭૮૧ માં શરણ થવાની ફરજ પડી.

ત્યારપછી વિજયનું ત્રાજવું ઇંગ્લૅન્ડ તરફ નમવા લાગ્યું. તે વખતે **રૉડની નૌકાપતિ** હતો. નેલ્સન અને બ્લેક જેવો તે એક મોટામાં મોટો નાવિક થઈ ગયો. વેસ્ટ ઇંડિઝના ટાપુઓ આગળ તેણે ફ્રેન્ચ નૌકાને હરાવ્યું. ડંકન, હો અને નેલ્સનની માફક શત્રુની લગોલગ જઈ યુદ્ધ કરવાની નીતિ તેણે અખત્યાર કરી હતી. ઇલિયટ નામના વીર સરદારે ત્રણ વર્ષ સુધી જિ ાલ્ટરનું સંરક્ષણ કર્યું અને સ્પૅનિશ તથા ફ્રેન્ચ લશ્કરને તે કિલ્લાનો ઘેરો ઉઠાવી લેવાની ફરજ પાડી. અંતે ઇ. સ. ૧૭૮૩ માં **વર્સૅલ્સની સંધિથી** તે મહાન્ વિગ્રહની પૂર્ણાહુતિ થઈ. સંયુક્ત સંસ્થાનોનું સ્વાતંત્ર્ય સ્વીકારવામાં આવ્યું. ઇંગ્લૅન્ડ સાથેના વિગ્રહમાં અમેરિકન સંસ્થાનોના લશ્કરનો સેનાપતિ જ્યૉર્જ વૉશિંગ્ટન હતો. તેને અમેરિકાના સંયુક્ત સંસ્થાનોનો પહેલો પ્રમુખ બનાવવામાં આવ્યો. તે મહાપુરૂષ માટે કહેવાય છે કે, "તે સંધિમાં, વિગ્રહમાં, અને પોતાના દેશબંધુઓના હૃદયમાં પ્રથમ જ રહેતો." તે અત્યંત લોકપ્રિય હતો અને હજુ સુધી અમેરિકન પ્રજાના હૃદયમાં તેને માટે પ્રેમભાવ વસી રહ્યો છે. કેટલાંક સંસ્થાનોને માતૃભૂમિ સાથનો સંબંધ તોડી સ્વતંત્ર થવાનું ગમ્યું નહિ, તેથી "સામ્રાજ્યવાદી રાજનિષ્ઠ પુરૂષો"ના નામથી ઓળખાતા કેટલાક સંસ્થાનવાસીઓ ઑન્ટૅરિઓ અને ન્યૂબ્રન્સવિક જઈ વસ્યા. આ પ્રમાણે કૅનેડાનો ઉપલો ભાગ ઇંગ્લિશ સંસ્થાન થયું અને નીચલા ભાગમાં રાજ્યકારભાર બ્રિટિશ લોકોના હાથમાં હતો,

પણ ત્યાં ફ્રેન્ચ લોકોની વસ્તી ઘણી હતી.

**ઓગણીસમી સદી**—જે વખતે મહારાણી વિકટોરિઆ ગાદીએ આવ્યાં તે વખતે દક્ષિણ કૅનેડાના ફ્રેન્ચ અને બ્રિટિશ સંસ્થાનવાસીઓ એક બીજા સાથે લઢ્યા કરતા હતા પણ ઉત્તર કૅનેડામાં ફક્ત બ્રિટિશ સંસ્થાનવાસીઓ હતા તેઓ વધારે રાજકીય હકોની માગણી કરવા લાગ્યા હતા. આ બાબતોનો નિકાલ લાવવા માટે ઇ. સ. ૧૮૩૮ માં લૉર્ડ ડરહામને મોકલવામાં આવ્યો. તેણે ઉત્તર અને દક્ષિણ કૅનેડા જોડી દેવાની તથા તેનો રાજ્યકારભાર ચલાવવાની સઘળી સત્તા લોકસભાને સોંપવાની સૂચના કરી. આ બંને સુધારા તરતજ અમલમાં મુકવામાં આવ્યા.

જેમ જેમ ઉદ્યોગી વતનીઓ પશ્ચિમ તરફ આગળ પ્રસરતા ગયા તેમ તેમ નવાં નવાં વિસ્તારવાળાં સંસ્થાનો અસ્તિત્વમાં આવતાં ગયાં. શરૂઆતમાં આવી વસેલા ઉત્તરના સંસ્થાન-વાસીઓએ ત્યાંના મૂળ રહેવાસી ઇંડિઅન લોકો સાથે કિંમતી રૂઆંવાળા ચામડાનો વેપાર કર્યો. ત્યારપછી મોટાં મોટાં જંગલો તરફ તેઓનું ધ્યાન ખેંચાયું અને જંગલોમાંથી મોટાં મોટાં ઝાડો કાપી તેના લાકડાં બનાવવાનો ઉદ્યોગ શરૂ થયો. તે પછી પશ્ચિમની ફળદ્રૂપ જમીનમાં સારો પાક થવા લાગ્યો, અને વિસ્તારવાળાં મેદાનો ઢોરોની ઉત્પત્તિ કરવામાં ઉપયોગી થઈ પડ્યાં. બીજા કેટલાક ઉદ્યોગો—જેવા કે દૂધ પૂરૂં પાડવાના, ખાણો ખોદવાના, માંછલાં પકડવાના, અને ફળઝાડ ઉગાડવાના—ઘણા મહત્વના થઈ પડ્યા. ઇંગ્લૅન્ડ જનરલ વુલ્ફને ઘણું આભારી છે. દેશમાં કોનો અમલ હોવો જોઈએ, અંગ્રેજોનો કે ફ્રેન્ચ લોકોનો, તેનો નિર્ણય તેણે કવેબૅકના યુદ્ધથી કર્યો. ઇ. સ. ૧૮૬૭માં જુદાં જુદાં સંસ્થાનોને જોડી દેવામાં આવ્યાથી “કૅનેડાનું સંગઠિત રાજ્ય” બન્યું. ઓટાવા શહેર તેની રાજ્યધાની થયું, અને લોક પ્રતિનિધિની સભા ત્યાંજ ભરાવવા લાગી.

## નોંધ

૧૭૫૯ વુલ્ફે કવેબૅક લીધું.
૧૭૬૩ પેરિસની સંધિ.
૧૭૭૬ અમેરિકાનું સ્વતંત્રતાનું જાહેરનામું.
૧૭૮૩ વર્સેલ્સની સંધિ.
૧૮૬૭ કૅનેડાના પ્રાંતો જોડાઈ જવાથી "કૅનેડાનું સંગઠિત રાજ્ય" બન્યું.

**વેશધારી**—ઍન રાણીના વખતમાં પસાર થયેલા "ઍક્ટ ઑફ સેટલમેન્ટ" નામના ગાદીવારસાના કાયદાની રૂએ જ્યૉર્જ ૧ લો ઇંગ્લૅન્ડની ગાદીએ આવ્યો. પણ ઘણા કૅથૉલિક પંથના લોકો અને રાજપક્ષના લોકો પદભ્રષ્ટ થયેલા જેમ્સ ૨ જાના વંશજો માટે લાગણી ધરાવતા હતા તે લોકોને "જૅકોબાઇટ" (જેમ્સના પક્ષકારો) કહેવામાં આવ્યા. આ લોકોએ સ્ટુઅર્ટ રાજવંશને પાછી ગાદી મેળવી આપવાના બે વખત પ્રયત્નો કર્યાં. ઇ. સ. ૧૭૧૫માં નૉર્થંબરલૅન્ડ, કંબ્રિઆ અને સ્કૉટલૅન્ડના હાઇલૅન્ડના લોકોએ જેમ્સ ૨ જાના પુત્ર જેમ્સ—"મોટા વેશધારી" (Old Pretender)—તરફથી બંડ ઉભું કર્યું. શેરિફમૂર આગળ એક લડાઇ થઈ. પણ તેથી કાંઈ ચોક્કસ પરિણામ નિપજ્યું નહિ. જેમ્સ (જેમ્સ ૨ જાનો પુત્ર) તે વખતે યુરોપમાં હતો અને લડાઈ સમાપ્ત થયા પછી છ અઠવાડીઆં સુધી તે આવી પહોંચ્યો નહિ એટલે જૅકોબાઇટ લશ્કર વિખેરાઈ ગયું અને જેમ્સ પાછો ફ્રાન્સ ગયો. ઇ. સ. ૧૭૪૫માં, જ્યૉર્જ ૨ જાના વખતમાં, સ્ટુઅર્ટ વંશને પાછો ગાદીએ બેસાડવાનો એક છેલ્લો પ્રયત્ન કરવામાં આવ્યો. નાનો વેશધારી—Young Pretender—રાજકુંવર ચાર્લ્સ એડવર્ડ, સ્કૉટલૅન્ડને પશ્ચિમ કિનારે જઈ પહોંચ્યો અને હાઇલૅન્ડના લોકોએ તેને સારો આવકાર આપ્યો. તે એડિનબર્ગમાં દાખલ થયો અને ઇંગ્લિશ સૈન્યને પ્રૅસ્ટનપૅન્સ આગળ હરાવ્યું. ત્યાંથી તે ડર્બી ગયો પણ તેને બરાબર મદદ નહિ મળવાથી તેને

પાછા હઠવું પડયું. અંગ્રેજો તેની પૂઠે ગયા અને ઇનવરનેસ પાસે કયુલોડન આગળ જૅકોબાઇટ લોકોને સખત હરાવ્યા.

**અમેરિકાનાં સંયુકત સંસ્થાનો**—પહેલાં સંસ્થાનોની સંખ્યા તેર હતી. હાલ અડતાળીશ સંસ્થાનો છે, એક Federal District (સંસ્થાનોનો સંઘ) અને એક Organised Territory (અમલ નીચેનો સંરક્ષિત પ્રદેશ) છે. જુદા જુદા સંસ્થાનોના પ્રતિનિધિઓએ તા. ૪ થી જુલાઇ ૧૭૭૬ ના દિવસે જે સ્વતંત્રતાનું જાહેરનામું સ્વીકાર્યું તે નીચે મુજબ છે:—

"અમે કૉન્ગ્રેસમાં ભેગા થયેલા યુનાઇટેડ સ્ટેટ્સટના પ્રતિનિધિઓ અમારા હેતુની સત્યતા વિષે પરમાત્માને સમક્ષ રાખી જાહેર તથા પ્રસિદ્ધ કરીએ છીએ કે આ યુનાઇટેડ સ્ટેટ્સ સ્વતંત્ર રાજ્ય છે, અને સ્વતંત્ર થવાનો અમારો જન્મસિદ્ધ હક છે."

## સારાંશ

જ્યૉર્જ ૧ લો હૅનોવરિઅન વંશનો પહેલો રાજા હતો. દેશનો કારભાર મુખ્યત્વે કરીને પ્રધાનમંડળ અને મુખ્ય પ્રધાન ચલાવતા હતા. અરાઢમા સૈકામાં ત્રણ નામાંકિત મુખ્ય પ્રધાનો હતા—વૉલપોલ, પિટ (અર્લ ઑફ ચૅધમ), અને નાનો પિટ. અરાઢમા સૈકામાં અત્યંત બળવાન યુરોપીયન રાષ્ટ્ર ફ્રાન્સ હતું. બીજાં પ્રતિસ્પર્ધિ રાજ્યો ઇંગ્લૅન્ડ, પૃશિઆ, ઑસ્ટ્રિઆ, નેધરલૅન્ડ અને સ્પેન હતાં. જ્યારે યુરોપમાં લડાઈ ચાલતી હતી ત્યારે અમેરિકામાં યુદ્ધ થયું. કવેબૅક જીતી લઈ જનરલ વુલ્ફે બ્રિટિશ લોકોનું સર્વોપરિપણું સિદ્ધ કર્યું. અમેરિકાના સંસ્થાનવાસીઓની સ્વતંત્રતાની લડાઇને પરિણામે ઇંગ્લૅન્ડ પોતાના અમેરિકન સંસ્થાનો ગુમાવી બેઠું. રાજપક્ષના ચોક્કસ સંસ્થાનવાસીઓ ઉત્તર કનેડામાં જઈ વસ્યા. ઓગણીસમાં સૈકાના અધવચના સમયમાં કૅનેડાના જુદા જુદા પ્રાંતો જોડાઈ જવાથી "કૅનેડાનું સંગઠિત રાજ્ય" બન્યું.

## પ્રશ્નો

(૧) ઇંગ્લૅન્ડના ઇતિહાસમાં "હૅનોવરીઅન સમય"ને એ નામ શા કારણથી આપવામાં આવ્યું? મહારાણી વિકટોરિઆ અને જ્યૉર્જ ૩ જાનું સગપણ બતાવો.

(૨) ઇંગ્લૅન્ડના રાજ્યકારભારમાં "પ્રધાનમંડળ" ના અમલની પદ્ધતિનો વિકાસ થવાના કારણો દર્શાવો.

(૩) અરાઢમા સૈકાની અધવચમાં ઇંગ્લૅન્ડના અમેરિકન સંસ્થાનોની પરિસ્થિતિ કેવી હતી તેનું વર્ણન કરો.

(૪) બોસ્ટન ટી પાર્ટિ, સ્વાતંત્ર્યનો દિવસ, અને "૪૫" વિષે તમે શું જાણોછો તે સમજાવો.

(૫) રૉડની, વૉશિંગટન, વુલ્ફ, અર્લ ઑફ ચૅધમ, અને વૉલપોલ વિષે ટુંકમાં લખો.

(૬) ઇંગ્લૅન્ડના સંસ્થાનોના સામ્રાજ્યનો પાયો નાખવાની બાબતમાં નીચેના સ્થળો શો સંબંધ ધરાવે છે તે જણાવો: પ્લિમાઉથ, કવેબૅક, ડ્યૂકેન.

# પ્રકરણ ૧૭ મું

## સામ્રાજ્યનો વિકાસ—હિંદુસ્તાન

**હિંદુસ્તાન**—ઇ. સ. ૧૬૦૦માં ઇલિઝાબેથ રાણીએ ઇસ્ટ ઈંડિઆ કંપનિને હિંદુસ્તાન સાથે વેપાર કરવાની સનદ આપી. સત્તરમા સૈકામાં આ કંપનિએ મદ્રાસ, મુંબઈ અને કલકત્તામાં પોતાના વેપારી મથકો રાખ્યાં અને ત્યાં પોતાની વખારો સ્થાપી. આ સૈકાની આખરે ફ્રાન્સના રાજા લુઇ ૧૪માએ એક ફ્રેન્ચ ઇસ્ટ ઈંડિઆ કંપનિ સ્થાપી. તે કંપનિની પ્રગતિ ઝડપથી થવા માંડી અને ઇ. સ. ૧૬૭૫માં તેઓએ મદ્રાસની દક્ષિણે ૧૦૦ માઇલ દૂર આવેલાં પૉંડિચેરિમાં કિલ્લેબંધી કરી. અરાઢમા સૈકાના પહેલાં ચાળીશ વર્ષ તો ઇંગ્લિશ અને ફ્રેન્ચ બંને કંપનિઓ હિંદુસ્તાન સાથના પોતાના શાંતિમય વેપારથી સંતોષી હતી અને હિંદુસ્તાનના રાજા રજવાડાઓની ભાંજગડમાં પડતી નહિ. પણ ઑસ્ટ્રિઆની ગાદીના વારસાનું યુદ્ધ શરૂ થયું કે તરતજ પૉંડિચેરીના ફ્રેન્ચ ગવર્નર ડૂપ્લે-એ ફ્રાન્સ માટે હિંદુસ્તાનનો મુલક જીતવાનો નિશ્ચય કર્યો. હિંદુસ્તાનની રાજકીય પરિસ્થિતિનો લાભ લઈ હિંદના રાજાઓને માંહોમાહે લડાવી મારી એક બીજા વિરૂદ્ધ મદદ કરી મહત્વનું સ્થાન પ્રાપ્ત કરવાની બાજી ડૂપ્લેએ ખેલવા માડી. દેશી લશ્કરની મદદથી વિશાળ પ્રદેશો જીતવાની તે ઉમેદ રાખતો હતો. ડૂપ્લે એક ઘણોજ ઉદ્યમી અને મહત્વાકાંક્ષી પુરૂષ હતો. ઑસ્ટ્રિઆની ગાદીના વારસાનું યુદ્ધ ચાલતું હતું તે વખતે તેણે અંગ્રેજો પાસેથી મદ્રાસ લઈ લીધું પણ ત્યારપછી સંધિ થવાથી તે પાછું અંગ્રેજોને સોંપવામાં આવ્યું. જ્યારે યુરોપમાં શાંતિ પ્રસરી રહી હતી ત્યારે અમેરિકાની માફક હિંદુસ્તાનમાં પણ પ્રતિસ્પર્ધિ વેપારીઓ વચ્ચે ચકમક ઝર્યાં કરતી હતી. હિંદુસ્તાનના પૂર્વ કિનારાપર આવેલા કર્ણાટકના નવાબની ગાદી માટે બે દેશી રાજાઓએ દાવો કર્યો હતો. તેમાંના એકને અંગ્રેજોએ મદદ આપી અને બીજાને ફ્રેન્ચ લોકોએ મદદ કરી. બંને બાજુએ દેશી સિપાઈઓ

હતા. શરૂઆતમાં તો ફ્રેન્ચ લોકોનો અને તેઓના મિત્રોનો વિજય થયો, પણ સારે-નસીબે **રૉબર્ટ કલાઈવ** નામના એક જુવાન સૈનિકે ઇંગ્લૅન્ડની આબરૂ બચાવી. પહેલાં કલાઇવ ઇસ્ટ ઇંડિઆ કંપનિમાં ગુમાસ્તા તરીકે રહ્યો હતો. ઇ. સ. ૧૭૫૧ માં એક નાના સૈન્યની મદદથી તેણે **આર્કટ** લીધું. આ પ્રમાણે કલાઈવે આર્કટ ઉપર જે હિંમતભર્યો હુમલો કર્યો તેથી અને તેણે અને તેના લશ્કરે તે ટકાવી રાખવામાં જે બહાદુરી બતાવી તેથી ઇંગ્લૅન્ડને ઘણો લાભ થયો. હિંદુસ્તાનનાં દેશી સૈન્યો અંગ્રેજોને ફક્ત વેપારીઓ તરીકેજ નહિ પણ યશસ્વી યોધ્ધાઓ તરીકે માન આપવા લાગ્યાં. પિટે કલાઇવને “જન્મસિદ્ધ સેનાપતિ” ની ઉપમા આપી.

સપ્તવાર્ષિક વિગ્રહની શરૂઆતમાં હિંદુસ્તાનમાં અંગ્રેજોની સ્થિતિ નબળી હતી. ઇ. સ. ૧૭૫૬ માં બંગાળાના નવાબ સિરાજુદ્દૌલ્લાએ વીસ ચોરસ ફૂટની એક સાંકડી ઓરડીમાં ૧૪૬ અંગ્રેજોને પૂર્યા. આ ઓરડીમાં હવા જવા માટે ફક્ત બે નાની જાળીઓ હતી અને તેમાં એટલો બધો ઉકળાટ લાગતો અને એટલું બધું અંધારૂં હતું કે તે **બ્લૅક હૉલ** (કારગૃહ) ને નામે ઓળખાતી. આટલાબધા માણસોને તે સાંકડી ઓરડીમાં પાણી વગર એક ઉનાળાની આખી રાત પસાર કરવી પડી. બીજે દહાડે સવારે બારણું ઉઘાડવામાં આવ્યું ત્યારે ફક્ત ૨૩ જણાજ જીવતા જણાયા. બાકીના ૧૨૩ માણસો ગુંગળાઈને મરણ પામ્યા હતા. પોતાના દેશી ભાઈઓના ખૂનનું વેર વાળવાને કલાઇવ મદ્રાસથી તરતજ નીકળી પડયો. ઇ. સ. ૧૭૫૭ માં **પ્લાસી** આગળ યુદ્ધ થયું. કલાઇવનું સૈન્ય ૩,૦૦૦ માણસોનું હતું અને તેની પાસે ૮ તોપો હતી. સિરાજુદ્દૌલ્લાનું સૈન્ય ૫૦,૦૦૦ માણસોનું હતું અને તેની પાસે ૪૦ તોપો હતી. સિરાજુદ્દૌલ્લાનું લશ્કર તદ્દન હારી ગયું. કલકત્તા પાછું અંગ્રેજોના હાથમાં ગયું અને ઇસ્ટ ઇંડિઆ કંપનિને કલકત્તાની આજુબાજુનો મોટો પ્રદેશ મળ્યો. દક્ષિણમાં પણ અંગ્રેજો વિજય પામ્યા.

ડૂપ્લેને ફ્રાન્સ બોલાવી લેવામાં આવ્યો અને તેને

બદલે લાલીને ગવર્નર તરીકે હિંદુસ્તાન મોકલવામાં આવ્યો. આ વખતે મદ્રાસમાં એક અંગ્રેજ અમલદાર સર આયર કૂટ વહીવટ કરતો હતો. તે કલાઇવ સાથે પ્લાસીની લડાઈમાં હાજર હતો. કલાઇવથી બની શકી તેટલી મદદ તેણે સર આયર કૂટને મોકલી. લાલીની સરદારી હેઠળનું ફ્રેન્ચ સૈન્ય અને સર આયર કૂટની સરદારી હેઠળનું ઇંગ્લિશ સૈન્ય મદ્રાસ અને પૉંડિચેરી વચ્ચે આવેલાં સપાટ મેદાનમાં **વૉંડિવૉશ** આગળ સામસામાં મળ્યાં (ઇ. સ. ૧૭૬૦). અંગ્રેજો સંપૂર્ણ વિજય પામ્યા. ફ્રેન્ચ સૈન્ય અવ્યવસ્થિતપણે પાછું હટયું, અને એક વર્ષ પછી પૉંડિચેરી શરણ થયું. **પૉંડિચેરી અંગ્રેજોના હાથમાં જવાથી હિંદુસ્તાનમાં અંગ્રેજો અને ફ્રેન્ચ લોકો વચ્ચેના વિગ્રહનો અંત આવ્યો.** પૅરિસની સંધિથી ફ્રેન્ચ લોકોને તેઓના સંસ્થાનો પાછાં સોંપવામાં આવ્યાં અને એવી શરત કરવામાં આવી કે તેમાં કિલ્લેબંધી કરવી નહિ અને તેનો ઉપયોગ ફક્ત વેપારી મથકો તરીકેજ કરવો.



ચિત્ર ૮૫—રૉબર્ટ કલાઇવ (આર્કટ અને પ્લાસીનો વીર)

**બ્રિટિશ સત્તાની વૃદ્ધિ**—ઇ. સ. ૧૭૬૦ માં કલાઇવ ઇંગ્લૅન્ડ ગયો, તે પછી હિંદુસ્તાનમાં ગંભીર સ્થિતિ ઉત્પન્ન થઈ. બંગાળના ઇસ્ટ ઇંડિઆ કંપનિના નોકરોને પૂરતો પગાર નહિ મળતો હોવાથી તેઓએ લાંચ રૂશવત લેવા માંડી. અન્યાયપણે અને જબરદસ્તિથી દેશીઓ પાસેથી પૈસા કઢાવી તેઓએ પોતાના ખીસાં ભર્યાં. તેઓની આવી વર્તણુકથી ભયંકર બંડ થયાં અને કેટલાક અંગ્રેજોને કતલ કરવામાં આવ્યા. સુવ્યવસ્થા કરવા માટે કલાઇવને પાછો હિંદુસ્તાન મોકલવામાં આવ્યો. કલાઈવે તે કામ ઉત્તમ રીતે પાર પાડ્યું અને

કંપનિના નોકરોની અન્યાયવૃત્તિ તેણે દ્રઢતાથી દાબી દીધી. તેના કડક વર્તનથી શત્રુઓ ઉત્પન્ન થયા અને તેને પાછો ઇંગ્લૅન્ડ બોલાવી લેવામાં આવ્યો. ઇ. સ. ૧૭૬૭ માં કલાઇવ છેલ્લીવાર હિંદુસ્તાન છોડી ગયો. તે ઇંગ્લૅન્ડ ગયો ત્યાં તેના શત્રુઓએ તેને ઘણો પજવ્યો અને આખરે કંટાળી જઈ તેણે ઇ. સ. ૧૭૭૪ માં આપઘાત કરી પોતાની જીંદગીનો અંત આણ્યો.

કલાઇવ મરણ પામ્યો તે અરસામાં ઇંગ્લૅન્ડની સરકારે એવો ઠરાવ કર્યો કે હિંદુસ્તાનમાં કંપનિનાં સર્વ થાણાં એક ગવર્નર–જનરલની હકુમત હેઠળ મૂકવાં. **વૉરન હેસ્ટિંગ્સને** પહેલો ગવર્નર–જનરલ નીમવામાં આવ્યો. કંપનિના નોકરો જે જુલમ વર્તાવી રહ્યા હતા તે દાબી દઈ તથા ન્યાયપૂર્વક વહીવટ કરવાની નીતિ દાખલ કરી તેણે બંગાળની સ્થિતિ ઘણી સુધારી દીધી. અમેરિકાના સ્વતંત્રતાના યુદ્ધ દર્મિયાન ફ્રેન્ચ લોકો દેશી રાજાઓને અંગ્રેજો વિરૂદ્ધ ઉશ્કેરવાનો ઉદ્યમ કરી રહ્યા હતા ત્યારે હેસ્ટિંગ્સની રાજ્યવ્યવસ્થા અને સેનાપતિપણું ઘણાં ઉપયોગી થઈ પડ્યાં. પશ્ચિમ અને મધ્ય હિંદુસ્તાનના રણશુરા મરાઠા લોકો સામે તેણે સખત યુદ્ધ ચલાવ્યું અને કર્ણાટકમાં બંડ ઉભું થયું હતું તે દાબી દેવાને તેણે સર આયર કૂટને ઘણી કિંમતી મદદ મોકલી. હેસ્ટિંગ્સના જબરા કારભારથી હિંદુસ્તાનમાં બ્રિટિશ સામ્રાજ્ય ટકી રહ્યું, અને તેથી ઉલટી નબળાઈભરી રાજ્યનીતિને પરિણામે અમેરિકન સંસ્થાનો ઇંગ્લૅન્ડથી જુદાં પડ્યાં અને સ્વતંત્ર થયાં. કલાઇવની માફક હેસ્ટિંગ્સને પણ તેના ન્યાયી પરંતુ કડક અમલ માટે અસંતોષી લોકોનો તીવ્ર વિરોધ સહન કરવો પડ્યો. બ્રિટિશ પાર્લમેન્ટે તેનાપર તેનું વર્તન જુલમભરેલું હોવાનો આક્ષેપ મૂક્યો. ઇ. સ. ૧૭૮૫ માં તે હિંદુસ્તાન છોડી ગયો, પછી ઉમરાવોની સભા આગળ એની તપાસ ચલાવવામાં આવી. આ કામમાં મુખ્ય ભાગ લેનાર પ્રસિદ્ધ વકતા **ઍડમંડ બર્ક** હતો. ઍડમંડ બર્કે જણાવ્યું કે, “ તેણે હિંદુસ્તાન દેશની ખરાબી કરી હતી, જમીનદાર વર્ગનો નાશ કર્યો હતો, ખેડુતોને નિર્દયતાથી

પજવ્યા હતા, તેઓનાં ઘરો બાળી મૂકયાં હતાં, તેઓનો પાક જપ્ત કર્યો હતો, તેઓને રીબાવી બેઆબરૂ કર્યા હતા અને દેશની સમસ્ત સ્ત્રી જાતિની આબરૂ લૂંટી હતી." તેને સારે નસીબે પુખ્ત વિચારના માણસો તેની વિરૂધ્ધ દોરવાયા નહિ. સાત વર્ષ તપાસ ચાલ્યા પછી હેસ્ટંગ્સને નિર્દોષ ઠરાવવામાં આવ્યો, અને તે ઘણાં વર્ષ જીવ્યો.

નાનો પિટ મુખ્ય પ્રધાન થયો ત્યારથી હિંદુસ્તાનની ઉત્ક્રાન્તિનો બીજો અગત્યનો સમય શરૂ થાય છે. ઇ. સ ૧૭૮૪ માં પિટે **"ઇસ્ટ ઇંડિઆ ઍક્ટ"** નામનો કાયદો પસાર કરાવ્યો, તે મુજબ હિંદુસ્તાનના કારભારપર દેખરેખ રાખવા માટે એક સેક્રેટરી ઑફ સ્ટેટ ( હિંદી પ્રધાન ) નીમવામાં આવ્યો અને તેને મદદ કરવા માટે એક "બૉર્ડ ઑફ કંટ્રોલ" સ્થાપવામાં આવ્યું. આ પ્રમાણે રાજ્યવ્યવસ્થાની જુદી ગોઠવણ થવાથી ઇસ્ટ ઇંડિઆ કંપનિને મુખ્યત્વે કરીને પોતાના વેપારને લગતી બાબતો સંભાળવાની હતી. ઇંગ્લૅન્ડમાં રહેતો હિંદી પ્રધાન અને હિંદુસ્તાનનો ગવર્નર-જનરલ બ્રિટિશ હિંદુસ્તાનની સામાન્ય રાજ્યનીતિ માટે જવાબદાર હતા. કલાઇવ અને હેસ્ટિંગ્સે દાખલ કરેલા સુધારા આ પ્રમાણેની વ્યવસ્થા હેઠળ વૃદ્ધિ પામ્યા. કંપનિના હલકા નોકરોના જુલમથી ભારતવાસીઓ મુકત થયા. તેઓના અસલ કાયદાઓને અનુસરી બ્રિટિશ ન્યાયાધીશો ન્યાયપૂર્વક ઇનસાફ આપતા. ડ્યૂક ઑફ વૅલિંગટનનો ભાઇ **માર્કિવસ વેલેસ્લિ** એક નામાંકિત ગવર્નર-જનરલ થઈ ગયો. ઇ. સ. ૧૭૯૮ માં જ્યારે સમસ્ત યુરોપ નેપોલિયન સામે વિગ્રહમાં ગુંથાયલું હતું ત્યારે તે હિંદુસ્તાન જઈ પહોંચ્યો. હિંદુસ્તાનમાં રહેતા ફ્રેન્ચ આડતીઆઓ અંગ્રેજો વિરૂદ્ધ બળવો કરવાને ભારતવાસીઓને ઉશ્કેરવાનો ઉદ્યમ કરી રહ્યા હતા. હેસ્ટિંગ્સના જેવી જબ્બર યુધ્ધનીતિ અખત્યાર કરી વૅલેસ્લિએ ઘણા દેશી રાજાઓને હરાવ્યા, અને માઇસોર, કર્ણાટક તથા અયોધ્યા જેવાં સ્થળોમાં બ્રિટિશ રાજ્યનો વિસ્તાર વધાર્યો. હોલકર નામના એક બળવાન મરાઠા સરદાર સિવાયના બધા યુધ્ધપ્રિય મરાઠાઓને એક પછી એક

લડાઈમાં હરાવ્યા પછી તાબે કરવામાં આવ્યા. આ મરાઠા સરદારને પણ સહેલાઇથી હરાવી શકાત પણ ગવર્નર-જનરલની રાજ્યનીતિ સંબંધી ઇંગ્લૅન્ડમાં ગેરસમજુતી અને અણવિશ્વાસ ઉત્પન્ન થવાથી વેલેસ્લિને પાછો ઇંગ્લૅન્ડ બોલાવી લેવામાં આવ્યો. વેલેસ્લિ હિંદુસ્તાન છોડી ગયો ત્યારે ફ્રેન્ચ લોકોને હિંદુસ્તાનમાંથી હાંકી કાઢવામાં આવ્યા હતા, દેશી લડવૈઆઓને નરમ કરવામાં આવ્યા હતા, અને ન્યાયયુક્ત રાજ્યપધ્ધતિ સ્થાપવામાં આવી હતી.

**અફગાનિસ્તાન**—ઓગણીસમા સૈકાના પૂર્વાર્ધમાં રશિઅન લોકો મધ્ય એશિઆમાં આગળ વધતા હતા અને તેઓ કદાચ હિંદુસ્તાનમાં પેસી બ્રિટિશ રાજ્યસત્તા તોડવાના પ્રયત્નો કરે એવી દેહશત રાખવામાં આવતી હતી. રશિઅનોને હિંદુસ્તાનમાં દાખલ થવાનો માર્ગ અફગાનિસ્તાનમાંથી હતો. ઇ. સ. ૧૮૩૯માં અફગાનિસ્તાનના નવા અમીર સંબંધી ખટપટ જાગી. તેનો લાભ લઈ હિંદુસ્તાનના ગવર્નર-જનરલ લૉર્ડ ઑકલૅન્ડે ગ્રેટ બ્રિટનને અનુકૂળ આવે તેવા અમીરને ગાદીએ બેસાડવાનો પ્રયત્ન કર્યો. અફગાનિસ્તાનના પહાડી પ્રદેશોમાં થઈ એક સૈન્ય મોકલવામાં આવ્યું તેણે કંદહાર અને કાબૂલ લીધાં અને શાહસુજાને ગાદીએ બેસાડયો. પણ તેનું પરિણામ અનિષ્ટ નિપજ્યું. અફગાનો ઘણા આડા હતા. બ્રિટિશ એલ્ચી સર આર્થર મૅકનૉટનનું તેઓએ વિશ્વાસઘાતથી ખૂન કર્યું. બ્રિટિશ પલટણ સહવારે કાબૂલથી ઉપડી ગઈ. રસ્તામાં એક એક ફુટ ઉંડા બરફના થર પ્રસરેલા હતા અને સવારની કકડતી ઠંડીમાં ખૈબરઘાટમાં થઈ ૯૦ માઈલ દૂર હિંદુસ્તાનની સરહદ પર આવેલા જલાલાબાદ શહેરમાં તે સૈન્યને જવાનું હતું. બંને બાજુએ ઉંચા ડુંગરો આવેલા હતા અને તેના શિખરોપર ક્રૂર પહાડી લોકો હતા. બ્રિટિશ સૈન્ય ધીમે ધીમે રસ્તો કાપતું હતું તેવામાં ઉંચેથી દુશ્મનોએ ગોળીબાર શરૂ કર્યો. આથી ઘણા સૈનિકો માર્યા ગયા અને તેઓની સંખ્યા એકસરખી ઓછી થતી ગઈ. અંતે ૧૬,૦૦૦ માણસોમાંથી માત્ર એકજ થાકેલો, ભૂખ્યો અને ઘાયલ થયેલો ઘોડેસ્વાર રવડતો રઝળતો જલાલાબાદ

જઈ પહોંચ્યો. તેનું નામ ડૉક્ટર બ્રાઈડન હતું (૧૮૪૧).




ચિત્ર ૮૬–૧૮૦૫માં હિંદુસ્તાનનું બ્રિટિશ રાજ્ય

ત્યારપછી **પંજાબના શૂરવીર શીખ લોકોને** તાબે કરવાનો સવાલ રહ્યો. શીખ લોકો યુદ્ધકલામાં ઘણા પ્રવીણ હતા. યુરોપીયન ઢબ પ્રમાણે કેળવાયલી તેઓની લશ્કરી ટુકડીઓ હિંદુસ્તાનમાં સર્વોત્તમ

હતી. એ શીખ વિગ્રહ થયા તેમાં અનેક લડાઈઓ થઈ અને આખરે ઇ. સ. ૧૮૪૯માં પંજાબને અંગ્રેજ રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યું અને ત્યાં એવી સારી રાજ્યવ્યવસ્થા કરવામાં આવી કે ટુંક વખતમાં પંજાબ બ્રિટિશ હિંદુસ્તાનનો એક રાજનિષ્ઠ અને સંતુષ્ટ પ્રાંત બન્યો.

**હિંદી બળવો**—ધીમે ધીમે બ્રહ્મ દેશનો થોડોક ભાગ અને અયોધ્યા તથા બીજા કેટલાક પ્રાંતો બ્રિટિશ હિંદુસ્તાન સાથે જોડી દેવામાં આવ્યા. આવી બ્રિટિશ રાજ્યનીતિથી ઘણા દેશી રાજાઓમાં અસંતોષ ફેલાયો. યુરોપીયન પદ્ધતિને અનુસરી યોજેલી બ્રિટિશ રાજ્ય વ્યવસ્થા લોકોને બીલકુલ અનુકૂળ નહોતી. નહેરો, રસ્તાઓ, આગગાડી, તાર, વગેરે નવા સુધારાઓથી અને ખ્રિસ્તી ધર્મોપદેશકોની ખ્રિસ્તી ધર્મ ફેલાવવાની ઉત્કંઠાથી પ્રજામાં સંશય અને ભય ઉત્પન્ન થયાં અને તેઓને લાગ્યું કે આ સર્વ લોકોને ધર્મભ્રષ્ટ કરવાની અને હિંદુ ધર્મનો નાશ કરવાની યુક્તિઓ છે. જે દેશી સિપાઈઓ બ્રિટિશ લોકો તરફથી લડયા હતા તેઓ એમ માનવા લાગ્યા કે પંજાબમાં શીખ લોકો સામે જે વિજય મળ્યો હતો તે તેઓની યુદ્ધકલા અને શૂરાતનને લીધેજ હતો. દેશી સિપાઈઓની સંખ્યા અંગ્રેજો કરતાં આઠગણી વધારે હતી. તેઓમાં એવી અફવા ફેલાઈ હતી કે તેઓને જે નવી બંદુકો આપવામાં આવી હતી તેના કારતુસોને ગાય અને ડુક્કરની ચરબી લગાડવામાં આવી હતી. આથી તેઓમાં ઘણો અસંતોષ ફેલાયો. હિંદુઓમાં ગાયને એક પવિત્ર પ્રાણી માનવામાં આવે છે અને તેઓ કદી તેની હત્યા કરતા નથી. મુસલમાનોમાં ડુક્કરને એક ઘણું અપવિત્ર પ્રાણી માનવામાં આવે છે. તે વખતે કારતુસ ઉપરનો કાગળ મોઢામાં ઘાલી દાંત વડે ઉખેડવો પડતો તેથી આવી કારતુસોને અડકવાનું સિપાઇઓને ગંભીર પાપ સમાન લાગ્યું.

સિપાઇઓના અંતરમાં ઉત્પન્ન થયેલી બળવાની જ્વાળા એકદમ પ્રગટી ઉઠી. રવિવાર તા. ૧૦ મી મે ૧૮૫૭ને દિવસે મીરતના સિપાઇઓએ તેઓના અમલદારો ઉપર ગોળીબાર કર્યા અને એકેએક

યુરોપીયનને મારી નાખ્યો. ત્યારપછી તેઓ દિલ્હી ગયા અને ત્યાંના રાજાને તેઓએ હિંદુસ્તાનના રાજકર્તા તરીકે જાહેર કર્યો. અયોધ્યામાં




ચિત્ર ૮૭–૧૮૫૮ માં હિંદુસ્તાનનું બ્રિટિશ રાજ્ય

અને ગંગાની ખીણના પ્રદેશોમાં બળવો ફેલાયો. બળવાખોરોનાં મુખ્ય મથક દિલ્હી, લખનૌ અને કાનપૂર હતાં. કેટલોક વખત સુધી તો અંગ્રેજો ઘણી જોખમભરી સ્થિતિમાં હતા. લાખો માણસોના

કેળવાયલાં હિંદી લશ્કર સામે તેઓ પાસે આખા હિંદુસ્તાનમાં ૪૦,૦૦૦ જેટલા પણ સૈનિકો ન હતા. સિપાઈઓએ કેટલાંક ભયાનક કામો કર્યાં. કાનપૂરના બ્રિટિશ સિપાઈઓને સહીસલામતીથી પસાર થવા દેવાનું વચન આપી તેઓએ વિશ્વાસઘાત કર્યો અને સઘળા સિપાઈઓને ગોળીથી ઠાર કર્યા. જે યુરોપીયન સ્ત્રીઓ અને છોકરાંઓને કેદ કરવામાં આવ્યાં હતાં તેને ઘાતકી રીતે મારી નાખવામાં આવ્યાં અને તેઓના શબને કુવામાં ફેંકી દેવામાં આવ્યાં. આવા કટોકટીના વખતે પણ બ્રિટિશ સિપાઈઓએ દેખાડી આપ્યું કે તેઓના પૂર્વજોનો જુસ્સો તેઓમાં નાશ પામ્યો ન હતો. દિલ્હીમાં અને લખનૌમાં અસંખ્ય સિપાઈઓ સામે તેઓ પોતાનો ટકાવ કરી રહ્યા હતા. ઘણાખરા સિપાઈઓ બંડમાં જોડાયા હતા પણ મદ્રાસ અને મુંબઈના સિપાઈઓ નિમકહલાલ રહ્યા હતા. જે શીખ લોકો થોડા વર્ષ પર અંગ્રેજો સામે લડ્યા હતા તેઓએ તથા ગુરખા સિપાઈઓએ અંગ્રેજોને ઘણી સારી મદદ કરી. ઇંગ્લૅન્ડથી પણ વધુ લશ્કર મોકલવામાં આવ્યું હતું અને થોડા વખતમાં બળવો સમાવી દેવામાં આવ્યો. દિલ્હી સામે લશ્કર લઈ જનાર જનરલ નિકલસન, લખનૌમાં બળવાખોરો સામે ટક્કર ઝીલનારા હૅવલૉક અને આઉટ્રામ અને તે શહેરનો છૂટકારો કરનાર કોલિન કૅમ્પબૅલ આ ભયંકર બળવાના સમયમાં સેનાપતિઓ હતા.

બળવો સમાઈ ગયા પછી ઇસ્ટ ઇંડિઆ કંપનિના રાજ્યાધિકારનો અંત આવ્યો, અને હિંદુસ્તાનનો સઘળો રાજ્યકારભાર બ્રિટિશ પાર્લમેન્ટની પ્રત્યક્ષ દેખરેખ હેઠળ કરવાનું નક્કી થયું. ઇ. સ. ૧૮૭૭થી રાણી વિકટોરિઆ **"હિંદુસ્તાનનાં મહારાણી"** તરીકે ઓળખાવવા લાગ્યાં. પ્લાસીની લડાઈ પછી સો વર્ષ રહી ઇસ્ટ ઇંડિઆ કંપનિનો અંત આવશે એવી સામાન્ય માન્યતા હતી તે સાચી પડી. આ માન્યતાથી બળવાખોરો ઉત્સાહી બન્યા હતા પણ પરિણામ તેઓએ ધારેલું તેથી ઉલટુંજ નિપજ્યું.

હિંદુસ્તાનના બળવા પછી કાંઈ યુધ્ધનો પ્રસંગ આવ્યો નથી

પણ સરહદ ઉપરના લોકો સામે કેટલીક વખતે સૈન્ય મોકલવું પડ્યું હતું અફગાનિસ્તાનને રસ્તેથી રશિઅનો હિંદુસ્તાનમાં ધસી આવે એવી ધાસ્તી પાછી લાગવાથી બીજો અફગાન વિગ્રહ થયો. અમીરે અંગ્રેજ એલચીનો અનિચ્છાએ સ્વીકાર કર્યો, પરંતુ થોડાજ સમયમાં તેનું ખૂન કરવામાં આવ્યું. **સર ફ્રેડ્રિક રૉબર્ટ્સ** નામનો સેનાપતિ એક સૈન્ય લઈ કાબૂલ ગયો અને ૩૨૦ માઇલની મજલ કર્યા પછી કંદહાર જઈ પહોંચ્યો. અફગાનો હારી ગયા (૧૮૮૦). તે દિવસથી આજ સુધી અફગાનિસ્તાનનું સ્વતંત્ર રાજ્ય અંગ્રેજોનું મિત્ર બની રહ્યું છે.



ચિત્ર ૮૮—અર્લ રૉબર્ટ્સ
( કંદહારનો )

હિંદુસ્તાનના લોકોની સ્થિતિ સુધારવાનું કાર્ય અને તેઓને અંગ્રેજોના વચનો ઉપર વિશ્વાસ બેસે તે માટે ન્યાયયુક્ત રાજ્યવહીવટ કરવો એ બ્રિટિશ રાજ્યકર્તાઓનું મુખ્ય કામ ગણાય. ઇ. સ. ૧૯૧૪–૧૯૧૮ સુધી યુરોપમાં જે મહાયુદ્ધ થયું તેમાં જર્મનીને અને તેના મિત્રોને હરાવવા માટે હિંદુસ્તાને માણસ અને પૈસાની મદદ મોકલી આપી પોતાની વફાદારી સંપૂર્ણ રીતે સાબીત કરી છે. હિંદુસ્તાનના લોકો એકંદરે બ્રિટિશ રાજ્યથી સંતોષી છે પણ સુશિક્ષિત વર્ગના લોકો પોતાના દેશને ગ્રેટબ્રિટનથી સ્વતંત્ર કરી હિન્દુસ્તાનનો રાજ્યકારભાર પોતાને હસ્તક લેવાની આકાંક્ષા રાખી રહ્યા છે. હિંદુસ્તાનની વિશાળ પ્રજા અનેક ધર્મ પાળતી જુદી જુદી કોમોની બનેલી છે તેથી તે આશા ફળીભૂત થવામાં હાલ તો મુશ્કેલી નડે છે.

## નોંધ

૧૬૦૦ ઇસ્ટ ઇંડિઆ કંપનિની સ્થાપના.
૧૬૭૫ ફ્રેન્ચ લોકોએ પૉંડિચેરીમાં કિલ્લેબંધી કરી.
૧૭૫૧ રૉબર્ટ કલાઈવે આર્કટ લીધું.
૧૭૫૭ પ્લાસીના યુદ્ધમાં કલાઇવને વિજય મળ્યો.
૧૭૬૦ સર આયર કૂટે વૅાડિવૉશ આગળ ફ્રેન્ચ લોકોને હરાવ્યા.
૧૮૫૭ હિન્દી સૈનિકોનું બંડ.
૧૮૭૭ વિકટોરિઆ રાણીએ હિંદુસ્તાનના મહારાણીનું પદ ધારણ કર્યું.

**કાનપૂર**—ગંગા નદીના જમણા કિનારા પર એક મોટું શહેર છે. નાના સાહેબના હુકમથી બંડખોરોએ યુરોપીયન સ્ત્રીઓ અને છોકરાંઓને જે કુવામાં નાખી દીધાં હતાં તે કુવા ઉપર દેવ દૂતનું એક સુંદર પુતળું ઉભું કરવામાં આવ્યું છે.

**હિંદુસ્તાનનો શહેનશાહ**—બ્રિટિશ સિક્કા ઉપર "Ind-Imp" શબ્દો કોતરેલા હોય છે તેનો અર્થ એવો થાય છે કે ઇંગ્લૅન્ડનો રાજા હિંદુસ્તાનનો શહેનશાહ છે. તે કોતરેલા શબ્દો આવા અર્થના લૅટિન શબ્દોનું સંક્ષિપ્ત રૂપ છે.

**દિલ્હી**—બળવાખોરોએ જે દેશી રાજાને ગાદીએ બેસાડયો હતો તે તૈમુરનો વંશજ એટલે મોગલ વંશનો હતો. કલકત્તાને પહેલાં કંપનિએ ફોર્ટ વિલિઅમનું નામ આપ્યું હતું. તે ઘણા વર્ષ સુધી બ્રિટિશ હિંદુસ્તાનનું રાજધાનીનું શહેર હતું. ઇ. સ. ૧૯૧૧ માં શહેનશાહ જ્યૉર્જ ૫ માએ હિંદુસ્તાનની મુલાકાત લીધી ત્યારથી દિલ્હી શહેનશાહતની રાજધાની થયું છે. ઇ. સ. ૧૯૨૧-૧૯૨૨ માં યુવરાજ એડવર્ડ, પ્રિન્સ ઑફ વેલ્સે હિંદુસ્તાનની સફર કરી હતી.

## સારાંશ

ઇ. સ. ૧૬૦૦ મા સ્થાપવામાં આવેલી ઇસ્ટ ઇંડિઆ કંપનિએ મદ્રાસ, મુંબઈ અને કલકત્તામાં પોતાની વખારો સ્થાપી. ફ્રેન્ચ કંપનિએ ઇ. સ. ૧૬૭૫ માં પૉંડિચેરીમાં કિલ્લેબંધી કરી.

ઑસ્ટ્રિઆની ગાદીના વારસાનું યુદ્ધ થયું એટલે ડૂપ્લેએ હિંદી લશ્કરની મદદથી હિંદુસ્તાનમાં પ્રદેશો મેળવવાના પ્રયાસો કર્યા. રૉબર્ટ ક્લાઈવે આર્કોટ લીધું અને પ્લાસીની લડાઈમાં વિજય મેળવી કલકત્તામાં થયેલી બ્લૅક હોલની કતલનું વેર વાળ્યું. વૉંડિવૉશ આગળ અંગ્રેજો વિજય પામ્યા. તેથી અંગ્રેજો અને ફ્રેન્ચ લોકો વચ્ચેના ઝગડાનો અંત આવ્યો. અમેરિકાની સ્વતંત્રતાની લડાઈ ચાલતી હતી તે અરસામાં વૉરન હેસ્ટિંગ્સે હિંદુસ્તાનનું બ્રિટિશ સામ્રાજ્ય ટકાવી રાખ્યું. યુરોપમાં નેપોલિયન યુદ્ધ મચાવી રહ્યો હતો ત્યારે માર્કિવસ વેલેસ્લીએ હિંદુસ્તાનમાં મરાઠાઓને તાબે કર્યા. ઇ. સ. ૧૮૩૯માં અફગાનિસ્તાન મોકલવામાં આવેલા લશ્કરની દુર્દશા થઈ. ઇ. સ. ૧૮૪૯માં પંજાબને ખાલસા કરવામાં આવ્યું. સિપાઈઓના બળવા પછી કંપનિના રાજ્ય અમલનો અંત આવ્યો, અને થોડો વખત રહી રાણી વિક્ટોરિઆએ હિંદુસ્તાનની મહારાણીનું પદ ધારણ કર્યું. ઇ. સ. ૧૮૮૦માં લૉર્ડ રૉબર્ટ્સની સરદારી હેઠળના લશ્કરનો અફગાનિસ્તાનમાં જય થયો.

## પ્રશ્નો

(૧) ડૂપ્લે, સિરાજુદૌલ્લા, વૉરન હેસ્ટિંગ્સ અને શીખ લોકો વિષે ટૂંકમાં લખો.

(૨) વૉંડિવૉશ, આર્કોટ અને પ્લાસી ક્યાં આવ્યાં છે? તે સ્થળોને હિંદુસ્તાનના ઇતિહાસ સાથે શો સંબંધ છે તે જણાવો.

(૩) ક્લાઈવે હિંદુસ્તાનમાં જે કામ કર્યું તેનો ટૂંક અહેવાલ આપો.

(૪) ઓગણીસમા સૈકાના આરંભમાં અફગાનિસ્તાનમાં શા માટે લશ્કર મોકલવામાં આવ્યું? તેનું પરિણામ શું નિપજ્યું?

(૫) ઇંગ્લૅન્ડની રાણીએ "હિંદુસ્તાનની મહારાણી" નો ખિતાબ શાથી ધારણ કર્યો?

(૬) નાના સાહેબ, સર આર્થર મૅકનૉટન, માર્કિવસ વેલેસ્લી અને સર આયર કૂટ હિંદુસ્તાનના ઇતિહાસ સાથે શો સંબંધ ધરાવે છે?

# પ્રકરણ ૧૮ મું

## નેલ્સન અને નેપોલિયન

**નાનો પિટ**—અમેરિકાના સ્વાતંત્ર્યના વિગ્રહ પછી ઈંગ્લૅન્ડમાં દસ વર્ષ સુધી શાંતિ રહી. આ સમયે ઈંગ્લૅન્ડનો મુખ્ય પ્રધાન વિલિઅમ પિટ હતો. તેને ઘણીવાર "નાનો પિટ" કહેવામાં આવે છે, કારણ કે તેના પિતા અર્લ ઑફ ચૅથમનું નામ પણ વિલિઅમ પિટ હતું. નાનો પિટ "ચાન્સેલર ઑફ ઍકસચેકર" થયો ત્યારે એની ઉમ્મર ૨૩ વર્ષની હતી. એક વર્ષ રહી તે મુખ્ય પ્રધાન થયો. દેશની નાણા સ્થિતિ સુવ્યવસ્થિત કરવામાં તથા પરરાજ્યોને લગતી બાબતોમાં તેણે જે કુનેહ અને હોશિયારીથી કામ લીધું તે વખાણવા જોગ છે. અમેરિકન વિગ્રહને લીધે પ્રજાકીય દેવું વધી બમણું થયું હતું પણ કાળજીભરેલી કરકસરથી અને તે દેવું પતાવવા માટે એક સ્થાયી ભંડોળની યોજના દાખલ કરી પિટે પોતાના દેશની સારી સેવા બજાવી. દેશના વેપારની સમૃધ્ધિ કરવાની અગત્ય પિટ સારી રીતે સમજતો હતો. તેણે ફ્રાન્સ સાથે વેપારી સંધિ કરી અને હિંદુસ્તાનનું રાજ્ય સુવ્યવસ્થિત કરવા માટે તેણે "ઇસ્ટ ઇંડિઆ ઍક્ટ" પસાર કરાવ્યો. સર રૉબર્ટ વૉલપોલના વખતમાં જે શાંતિ વ્યાપી રહી હતી તેવીજ શાંતિથી આ વખતે દેશની પ્રગતિ થવા માંડી હતી, એટલામાં તો ઈંગ્લૅન્ડ અને ફ્રાન્સ વચ્ચે યુધ્ધ જાગ્યું. સામ્રાજ્ય સત્તા પ્રાપ્ત કરવા માટે બે દેશો વચ્ચેનું તે છેલ્લું યુધ્ધ હતું.

ઇ. સ. ૧૭૮૯ માં મોટી સામાજિક ઉથલ પાથલ થઈ તે "**ફ્રેન્ચ રાજ્ય વિપ્લવ**"ને નામે ઓળખાય છે. ઇ. સ. ૧૭૯૨ માં ફ્રાન્સના લોકોએ ફ્રાન્સમાં પ્રજાસત્તાક રાજ્ય જાહેર કર્યું અને થોડા મહિના પછી લોકોએ ફ્રેન્ચ રાજા સોળમા લુઈનો અને તેની રાણીનો શિરચ્છેદ કર્યો. સાત અઠવાડિઆમાં તો ચૌદસો માણસોને

ફાંસી દેવામાં આવી. રાજ્યવિપ્લવની શરૂઆતમાં તો અંગ્રેજો ફ્રેન્ચ પ્રજાના સ્વાતંત્ર્ય માટેના પ્રેમથી તથા આપખુદી રાજા અને ઉમરાવોની સત્તા તોડી પાડવાના તેઓના પ્રયત્નોથી ખુશી થયા. પરંતુ જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ તેઓના વિચારો બદલાવવા લાગ્યા, કારણ કે જે દારૂણ બનાવો બનતા ગયા તે પરથી એમ લાગવા માડયું કે ફ્રાન્સમાં કોઇપણ પ્રકારની વ્યવસ્થા કે કાયદાઓ રહ્યા હતા નહિ અને ખૂન તથા મારામારી કરવા માટે કોઈપણ જાતની સજા કરવામાં આવતી નહિ. રાજાના શિરચ્છેદથી અને તોફાની ફ્રેન્ચ લોકોના અત્યાચારથી ઘણા લોકો ભયભીત થઈ ગયા અને જ્યારે ક્રાંતિકારક ફ્રેન્ચ લોકોએ બીજા દેશના લોકોને તેઓના રાજ્યકર્તાઓ સામે થવામાં મદદ આપવાની મરજી જણાવી ત્યારે યુરોપના રાજાઓના મનમાં ધ્રાસ્કો પેઠો.

**ફ્રાન્સ જોડે વિગ્રહ**—ઇ. સ. ૧૭૯૩ માં ફ્રાન્સ સામે લડવા માટે કેટલાંક યુરોપીયન રાજ્યોનો એક મજબુત **"મિત્ર સંઘ"** બન્યો. ઇંગ્લૅન્ડ, ઑસ્ટ્રિઆ, પૃશિઆ, હૉલૅન્ડ અને સ્પેન ફ્રાન્સ વિરૂધ્ધ જોડાઈ ગયાં. પણ આ મિત્ર રાજ્યોમાં પરસ્પર કલહ થવા લાગ્યો અને ઉત્સાહી તથા ધૈર્યવાન ફ્રેન્ચ લોકોએ શત્રુઓને પોતાના મુલકમાંથી હાંકી કાઢયા. મિત્રસંઘ ભાંગી પડયો. હૉલૅન્ડ ઉપર વિજય મેળવવામાં આવ્યો. પૃશિઆ અને સ્પેને સંધિ કરી. તે પછી ફ્રેન્ચ સેનાપતિ **નેપોલિયન બોનાપાર્ટે** ઑસ્ટ્રિઆને સંધિ કરવાની ફરજ પાડી અને તે મહાયુધ્ધમાં ઇંગ્લૅન્ડ એકલું પડી ગયું. ઇંગ્લિશ આરમારે ઇંગ્લૅન્ડની આબરૂ સાચવી. ઇ. સ. ૧૭૯૭ માં સર જૉન જર્વિસે સ્પૅનિશ કાફલાને સેંટ વિનસેંટની ભૂશિર આગળ હરાવ્યો. આ લડાઈમાં **હોરેશિઓ નેલ્સને** સ્પેનના સાત મોટાં મોટાં વહાણોપર હુમલો કરી નામના મેળવી. નૌકાપતિ ડંકને ડચ લોકોને કૅપરડાઉન આગળ હરાવ્યા અને બીજેજ વર્ષે નેલ્સને અબૂકરના અખાતમાં ફ્રેન્ચ કાફલાને હરાવ્યો. નાઇલ નદી આગળની આ લડાઈથી ( ૧૭૯૮ ) ફ્રાન્સને સખત ફટકો લાગ્યો

અને યુરોપના રાજ્યોને **બીજીવાર મિત્રસંઘમાં** જોડાવવાનું ઉત્તેજન મળ્યું. આ મિત્રસંઘ પણ ફ્રાન્સે તોડી પાડ્યો અને ફરી પાછું ઇ. સ. ૧૮૦૦માં ઇંગ્લૅન્ડને એકલે હાથે લડવાનું આવ્યું. પણ ઇ. સ. ૧૮૦૧ મા ઇંગ્લૅન્ડને બે વાર જય મળવાથી એની સ્થિતિ ઘણી મજબુત થઇ પડી. ઍબરક્રોંબીના હાથ નીચેના લશ્કરે ઇજીપ્તમાં આવેલા **એલેકઝૅંડ્રિઆ** આગળ ફ્રેન્ચ સૈન્યને હરાવ્યું અને સર હાઇડ પારકરના હાથ નીચેના કાફલાએ ડેનિશ વહાણોને **કોપેનહેગન** આગળ ડુબાવી દીધાં. અથાગ પરિશ્રમથી બંને પક્ષ થાકી ગયા હતા અને સંધિ કરવાને ખુશી હતા. લડાઇના ખર્ચનો બોજો ઇંગ્લૅન્ડ અને ફ્રાન્સમાં અસહ્ય થઈ પડયો હતો. ઇ. સ. ૧૮૦૨ માં **આમીઅન્સની સંધિપર** બંને પક્ષે સહી કરી અને થોડો વખત યુરોપમાં શાંતિ રહી. વાસ્તવિક રીતે તે સંધિ નહોતી પણ ફક્ત યુદ્ધવિરામજ હતો, કારણ કે સામ્રાજ્ય લોભી નેપોલિયન યુરોપને વશ કરવાની યોજનાઓ ઘડી રહ્યો હતો. નેપોલિયન સારી રીતે સમજી ગયો હતો કે તેની યોજનાઓ પાર પાડવામાં ઇંગ્લૅન્ડ આડે આવતું હતું તેથી ફ્રેન્ચ લોકોએ એક મોટું નૌકાસૈન્ય તૈયાર કર્યું. ઇ. સ. ૧૮૦૩ ના મે માસમાં લડાઈ જાહેર કરવામાં આવી.

**ટ્રફાલગરની લડાઈ**—ઇંગ્લિશ ખાડીમાંથી બ્રિટિશ વહાણો રવાના થાય કે ઇંગ્લૅન્ડ ઉપર હુમલો કરવાની રાહ જોતા ૧,૦૦,૦૦૦ ફ્રેન્ચ સૈનિકો બુલોન આગળ ગોઠવાઈ ગયા હતા. નેપોલિયન કહેતો કે "ફક્ત ૭ કલાકજ જો ઇંગ્લિશ ખાડી આપણા કબજામાં આવે તો આપણે આખા જગતના ધણી થઈ પડીએ." અનેક નાનાં મોટાં તોપોથી સજ્જ થયેલાં બ્રિટિશ વહાણો ઇંગ્લિશ ખાડીમાં સાવધપણે પહેરો ભરતાં હતાં અને દેશની રક્ષા કરી રહ્યાં હતાં. ફ્રેન્ચ કાફલા બ્રેસ્ટ અને ટુલોનના બારામાં પડ્યા હતા. બહારની બાજુએ જે બ્રિટિશ વહાણો ફર્યા કરતાં હતાં તે તેઓને બહાર આવતા અટકાવી રહ્યાં હતાં. નેપોલિયને પોતાના વહાણો બહાર

કાઢવાને ઘણી યુકિતઓ અજમાવી જોઈ અને આખરે, ઇ. સ. ૧૮૦૫ માં, ફ્રેન્ચ કાફલો ટુલોન છોડી વેસ્ટ ઇંડિઝ તરફ જવા લાગ્યો. નેલ્સનને ખબર પડતાંજ તેણે તેમની પુઠ પકડી, પરંતુ શત્રુઓ જણાયા નહિ. તેઓ પાછા યુરોપ ગયા હતા. ફ્રેન્ચ




ચિત્ર ૮૯—નેપોલિયનના વખતની જમીનપરની અને દરિયાપરની લડાઈઓ દેખાડનારો યુરોપનો નકશો

નૌકાધિપતિએ કોરૂનાના બંદરમાં આશરો લીધો અને બ્રેસ્ટના કાફલા સાથે જોડાઈ જવાને બદલે દક્ષિણમા જઈ કેડિઝના સ્પૅનિશ કાફલા સાથે તે મળી ગયો. અહિંઆ નેલ્સને ફ્રેન્ચ કાફલાને ઘેરો ઘાલ્યો

અને નેપોલિયનને ઇંગ્લૅન્ડ ઉપર ચઢાઈ લઈ જવાનો વિચાર તજી દેવો પડયો. "પેલાં દૂર આવેલાં, તોફાનમાં ફસાયલાં બ્રિટિશ વહાણોએ" નેપોલિયનની જગતના ધણી થવાની મહત્વાકાંક્ષાનો નાશ કર્યો.

ત્યારપછી તરતજ ફ્રેન્ચ નૌકાપતિ વિલેનોવે કેડીઝથી ઉપડી જવાની તજવીજ કરી. નેલ્સન પોતાના બ્રિટિશ કાફલા સાથે ટ્રફાલગર આગળ તેને સામે મળ્યો. ફ્રેન્ચ અને સ્પૅનિશ લોકો પાસે તેત્રીસ વહાણો હતાં અને બ્રિટિશ લોકોનાં ફક્ત સત્તાવિસ વહાણો હતાં પણ તોપના ગોળા ફેંકવાની કળામાં બ્રિટિશ ગોલંદાજ દુશ્મનો કરતાં વધારે પ્રવીણ હોવાથી ઇંગ્લૅન્ડનો મોટો વિજય થયો. શત્રુનાં ઓગણીસ વહાણો બ્રિટિશ અરમારે કબજે કર્યાં. પણ દુર્ભાગ્યે નેલ્સન તા. ૨૧ મી અકટોબર ૧૮૦૫ ને દિવસે લડાઈમાં માર્યો ગયો. "ઇંગ્લૅન્ડે હિંમતથી પોતાનું રક્ષણ કર્યું છે અને તે પોતાના ઉજ્જવલ ઉદાહરણથી યુરોપનું સંરક્ષણ કરશે." પિટે આ ઉદગારો લડાઈ પછી કાઢયા હતા.

**ત્રિજો મિત્રસંઘ**—આ દર્મિયાન પિટે ત્રિજીવાર રશિઆ, ઑસ્ટ્રિઆ, ગ્રેટ બ્રિટન અને પૃશિઆના રાજ્યોનો પરસ્પર મદદ કરવા માટે મિત્રસંઘ રચ્યો. દરિયાઈ લડાઈમાં નેપોલિયન હારી ગયો હતો પણ જમીન ઉપર તો તે અત્યંત બળવાન હતો. ઇ. સ. ૧૮૦૫ માં રશિઆ અને ઑસ્ટ્રિઆના સૈન્યોને ઑસ્ટરલિટઝ આગળ હરાવીને અને ઇ. સ. ૧૮૦૬ માં પૃશિઅન સૈન્યને જીના આગળ હરાવીને તેણે મિત્રસંઘ તોડી પાડયો. નેપોલિયન હવે સત્તાની શિખરે પહોંચ્યો હતો અને લગભગ આખા યુરોપનો તે અધિપતિ થઈ પડયો હતો. પણ આ સર્વશ્રેષ્ઠ વિજેતાના જુલ્મી વર્તનથી પહેલાં તો પોર્ટુગલ અને સ્પેનમાં અને પછીથી રશિઆ, પૃશિઆ અને ઑસ્ટ્રિઆમાં દેશાભિમાનનો જુસ્સો પ્રગટી ઉઠયો. સર આર્થર વેલેસ્લિને (પાછળથી **ડયૂક ઑફ વૉલિંગટન**) સ્પૅનિશ અને પોર્ટુગીઝ લોકોને મદદ કરવા માટે મોકલવામાં આવ્યો હતો. કેટલીક હોશિયારી ભરેલી લડાઈઓથી

તેણે ફ્રેન્ચ લોકોને સ્પેન અને પોર્ટુગલમાંથી હાંકી કાઢ્યા.

**નેપોલિયનનો પરાભવ**--રશિઆના ઝારે અને તેની પ્રજાએ નેપોલિયનપ્રત્યે વિરોધ દર્શાવ્યો હતો, તેથી નેપોલિયનને રશિઆ ઉપર સ્વારી લઈ જવાની જરૂર જણાઈ. ઇ. સ. ૧૮૧૨ માં ૬,૦૦,૦૦૦ સૈનિકોનું લશ્કર લઈ તે રશિઆ જઈ પહોંચ્યો. જ્યારે ફ્રેન્ચ લોકો મૉસ્કો જઈ પહોંચ્યા ત્યારે તેઓએ તે શહેર ખાલી થઈ ગયેલું દીઠું. પોતાનું પવિત્ર શહેર દુશ્મનોના હાથમાં જાય તે જોઈ રહેવા કરતાં લોકો તે શહેર છોડી ચાલતા થયા હતા. જેવા ફ્રેન્ચ લોકો શહેરમાં પેઠા કે શહેરીઓએ ઘરોને આગ લગાડી દીધી અને નેપોલિયનના સૈન્ય માટે ખોરાક કે આશ્રયસ્થાન કાંઈ રહ્યું નહિ. રશિઅનો શરણ થશે એવી આશામાં પાંચ અઠવાડીઆં થોભ્યા પછી નેપોલિયનને રશિઆ પર વિજય મેળવવાની આશા છોડી દેવી પડી અને પાછું ફ્રાન્સ જવું પડ્યું. રશિઆની કકડતી ઠંડીથી, ખોરાકની અછતથી અને રશિઅન હયદળના હુમલાઓથી તેના સૈન્યને પાછા ફરતી વખતે ઘણી હાડમારી ખમવી પડી. તે મહાન લશ્કરના ૬,૦૦,૦૦૦ સૈનિકોમાંથી પૂરા ૬૦,૦૦૦ સૈનિકો પણ પાછા ફ્રાન્સ જવા પામ્યા નહિ. આ અરસામાં વેલેસ્લિને સ્પેન ઉપર ચઢાઈ લઈ જવાની તક મળી, કારણ કે તે વખતે ઘણા ફ્રેન્ચ સૈન્યો રશિઆ ગયાં હતાં. તેણે સ્યુડૅડ રૉડ્રિગો અને બૅડૅજૉસના કિલ્લા કબજે કર્યા અને ફ્રેન્ચ લોકોને સાલામાન્કા આગળ હરાવ્યા. મૉસ્કો છોડી જવામાં ફ્રેન્ચ લોકોની જે દુર્દશા થઈ તે જોઈ યુરોપના



ચિત્ર ૯૦–ડ્યૂક ઑફ વેલિંગટન, વૉટર્લૂનો વીર

ઘણાખરા દેશોને પોતાનો ઉદ્ધાર કરવાની આશા આવી અને એક **ચોથો મિત્રસંઘ** રચાયો જેમાં ઇંગ્લૅન્ડ, રશિઆ, પૃશિઆ, સ્વિડન અને ઑસ્ટ્રિઆ સામેલ થયાં. પૃશિઆમાં ફ્રેન્ચ સત્તા વિરૂદ્ધ બંડ થવાથી નેપોલિયનને પોતાના સ્પેનના લશ્કરમાંથી કેટલુંક લશ્કર ત્યાં મોકલવું પડ્યું. આનો લાભ લઈ વૅલિંગટન વધારે આગળ વધ્યો અને **વિટોરિઆ** આગળ ફ્રેન્ચ લોકોને હરાવ્યા. ઇ. સ. ૧૮૧૩ના




ચિત્ર ૯૧–૧૮૧૫માં નેધરલૅન્ડ અને તેની આસપાસના રાજ્યોનો નકશો
(ડેટિંજન, ફૉન્ટિનૉય, મિન્ડન અને વૉટર્લૂના રણક્ષેત્રો લક્ષમાં લેવાં)

અકટોબર માસમાં રશિઆ, ઑસ્ટ્રિઆ અને પૃશિઆના સંયુક્ત લશ્કરે નેપોલિયનને **લિપઝીક** આગળ સખત હાર ખવાડી. નેપોલિયનની શાહેનશાહતની પડતીનો સમય આવી લાગ્યો હતો.

વૅલિંગટને ફ્રેન્ચ લોકોને સ્પેનમાંથી હાંકી કાઢ્યા અને તેઓને ટુલૂઝ આગળ હરાવ્યા. આ અરસામાં મિત્રરાજ્યોના સૈન્યે પૂર્વ બાજુએથી ફ્રાન્સમાં પ્રવેશ કર્યો અને નેપોલિયનને રાજ ત્યાગ કરવાની ફરજ પડી. નેપોલિયનની પડતીના કારણો નીચે મુજબ હતાં:—(૧) જમીન અને સમુદ્રપરના બ્રિટિશ સૈન્યો, (૨) મૉસ્કોમાંથી પાછા હઠવું, (૩) સ્પેન અને પ્રુશિઆમાં ઉભી થયેલી રાષ્ટ્રીય ચળવળ.

**વૉટર્લૂ**—રાજ્ય ત્યાગ કર્યા પછી નેપોલિયનને ભૂમધ્ય સમુદ્રમાં આવેલા એલ્બા નામના એક ટાપુમાં રાજકેદી તરીકે મોકલી દેવામાં




ચિત્ર ૯૨—દ્વીપકલ્પીય યુધ્ધ વિષેનો નકશો

આવ્યો. ફ્રાન્સના જુના રાજવંશને ફ્રાન્સનું રાજ્ય પાછું સોંપવામાં આવ્યું અને યુરોપને લગતી બાબતોનો નીકાલ કરવા માટે વિએનામાં

મુખ્ય યુરોપીયન રાજ્યોની પરિષદ્ ભરવામાં આવી. પણ આ પરિષદનું કામ પરિપૂર્ણ થાય તે પહેલાં તો નેપોલિયન એલ્બાથી નાસી છૂટી ફ્રાન્સ જઈ પહોંચ્યો. એના જૂના સૈનિકો એની સાથે જોડાઈ ગયા. નેપોલિયન પેરિસ આવે છે એવા સમાચાર સાંભળી નવો રાજા લુઈ ૧૮ મો નાસી ગયો. થોડો વખત સુધી તો એમ લાગ્યું કે નેપોલિયન પાછો સત્તાવાન થઈ પડશે. પણ ગ્રેટ બ્રિટન, ઑસ્ટ્રિઆ, રશિઆ અને પૃશિઆએ પાછી કમ્મર કસી અને નેપોલિયનને જમીનદોસ્ત કરવાનો ઠરાવ કર્યો. વૅલિંગટનની સરદારી નીચેના અંગ્રેજ સૈન્યને અને બ્લૂશરના હાથ નીચેના પૃશિઅન સૈન્યને તૈયાર કરી રાખવામાં આવ્યાં હતાં, તેનાપર ૧૮૧૫ ના જુન માસમાં ફ્રેન્ચ લોકોએ હુમલો કર્યો. લડાઇ કેટલાક દિવસ સુધી ચાલી. પહેલાં તો તે ફ્રેન્ચ લોકોના લાભમાં હતી. તા. ૧૮ મી જુને **વૉટર્લૂ** આગળ લડાઈ શરૂ થઈ. સવારના ૧૧ થી રાતના છેક ૮ વાગતા સુધી યુધ્ધ ચાલ્યું. આ લડાઈમાં ફ્રેન્ચ લોકોનો સંપૂર્ણ પરાભવ થયો અને તેઓના સૈન્યનો નાશ થયો.



ચિત્ર ૯૩— વૉટર્લૂના યુધ્ધનો સ્મારક ચાંદ

નેપોલિયનને એક કેદી તરીકે સેંટ હેલેનાના ટાપુમાં મોકલવામાં આવ્યો, ત્યાં તે ૭ વર્ષ પછી મરણ પામ્યો ( ૧૮૨૧ ). પેરિસની સંધિથી મૉલ્ટા, મોરિશિયસ, હૅલિગોલૅન્ડ અને કેપ ઑફ ગુડહોપ ગ્રેટ બ્રિટનને મળ્યાં. આટલો લાંબો વખત સુધી ચાલેલા વિગ્રહના પ્રમાણમાં ઇંગ્લૅન્ડને વિશેષ લાભ થયો નહિ એમ આપણને લાગે છે, પરંતુ **બ્રિટને પોતાનું સ્વાતંત્ર્ય ટકાવી રાખ્યું હતું અને પોતાનું સામુદ્રિક સર્વોપરિપણું સિદ્ધ કર્યું હતું.** પોતાના સંસ્થાનો સાથે અને દુનિયાના બીજા પ્રદેશો સાથે વેપાર ખેડવાની તેને સગવડ મળી. આ વેપારથી જગતના અન્ય રાષ્ટ્રો તેની ઇર્ષ્યા કરવા લાગ્યાં.

## નોંધ

૧૭૯૨ ફ્રાન્સ પ્રજાસત્તાક રાજ્ય બન્યું.
૧૭૯૮ નાઇલ નદીની લડાઈ.
૧૮૦૨ આમિઅન્સની સંધિ.
૧૮૦૫ ટ્રફાલગરની લડાઈ.
૧૮૦૮ દ્વીપકલ્પીય વિગ્રહ શરૂ થયો.
૧૮૧૪ ટુલૂઝની લડાઈ.
૧૮૧૫ વૉટર્લૂનું યુધ્ધ.

**દ્વીપકલ્પીય વિગ્રહ**—પોર્ટુગલની રાજધાની લિસ્બનના રક્ષણાર્થે વેલિંગટને ટૉરેસ વેડ્રાસ આગળ કિલ્લેબંધી કરી હતી. કેટલેક ઠેકાણે પાળ બાંધીને નદીનો પ્રવાહ રોકી સરોવર બનાવવામાં આવ્યાં હતાં. કેટલેક ઠેકાણે ડુંગરોમાંથી પથરા ખોદી તે ઉંચા બનાવવામાં આવ્યા હતા અને કેટલેક ઠેકાણે ખીણોને ઝાડથી પૂરી દઈ લક્કડ કોટ બનાવવામાં આવ્યો હતો. તોપો ગોઠવવા માટે થોડે થોડે અંતરે બુરજો બાંધવામાં આવ્યા હતા. તે પ્રદેશના રહેવાસીઓથી જેટલું ધાન્ય લઈ જવાયું તેટલું તેઓ લઈ ગયા અને બાકી રહ્યું તેનો નાશ કર્યો. ફ્રેન્ચ સેનાપતિ મૅસેના તે કિલ્લાની હાર તોડી અંદર દાખલ થઇ શકયો નહિ અને પાંચ મહિના પછી તેને પોર્ટુગલ છોડી જવું પડ્યું.

**ટ્રફાલગર**—આ લડાઈને પ્રસંગે નેલ્સને પોતાના સુપ્રસિધ્ધ સંદેશાવાળી ધજા ફરકાવી. "ઇંગ્લૅન્ડ આશા રાખે છે કે પ્રત્યેક મનુષ્ય પોતાની ફરજ બજાવશે." આ તેનો સંદેશો હતો. શત્રુની હાર તોડી પાડી અંદર ધુસી જવાની પોતાની અસલ યુક્તિનો ઉપયોગ નેલ્સને આ વખતે કર્યો. તે કહેતો કે, "શત્રુના વહાણની લગોલગ પોતાનું વહાણ રાખી લડનારો કોઇપણ સેનાપતિ કદી ભૂલ કરશે નહિ." તે મરતાં મરતાં બોલ્યો કે, "પ્રભુનો આભાર માનું છું. મેં મારી ફરજ બજાવી છે."

**ઑસ્ટરલિટઝ**—ટ્રફાલગર આગળ ફ્રેન્ચ લોકોનો પરાભવ થયો તે પછી ૭ અઠવાડીઆમાં નેપોલિયને એક લાખ માણસના ઑસ્ટ્રિઅન અને રશિઅન સૈન્યને ઑસ્ટરલિટઝ આગળ હરાવ્યું. આ વિજયથી નેપોલિયન સત્તાની ઉંચામાં ઉંચી ટોંચે પહોંચ્યો. આ વિજયની હકીકત સાંભળી પિટનું હૃદય તૂટી ગયું અને તે થોડા વખત પછી મરણ પામ્યો.

**વૉટર્લૂ**—બેલજીયમમાં આવેલું છે. ઘણા વખતથી તે "યુરોપનો મરઘાં લડાવવાનો અખાડો" કહેવાતું આવ્યું છે, કારણ કે ત્યાં ઘણી લડાઈઓ લડવામાં આવી હતી. વૉટર્લૂની લડાઈ પહેલાં બ્લૂશરની સરદારી હેઠળ પ્રુશિઅનો લિગ આગળ ફ્રેન્ચ લોકો સામે લડયા હતા અને વૅલિંગટનની સરદારી હેઠળ અંગ્રેજો કૉટ્રે બ્રાસ આગળ ફ્રેન્ચ લોકો સામે લડ્યા હતા.

## સારાંશ

નાના પિટના પ્રધાનપણા હેઠળ ઇંગ્લૅન્ડ શાંતપણે પ્રગતિ કરી રહ્યું હતું, એટલામાં નેપોલિયન વિરૂદ્ધ યુદ્ધ શરૂ થયું. પોતાની સામે જોડાયલાં જુદાં જુદાં રાષ્ટ્રોના મિત્રસંઘને તોડી પાડવામાં ફ્રેન્ચ લોકો શક્તિવાન થયા. મહાવિગ્રહમાં ઘણીખરી દરિયાઈ લડાઈઓમાં ઇંગ્લૅન્ડ વિજય પામ્યું. આખરે નેલ્સને ફ્રેન્ચ લોકોને ટ્રફાલગર આગળ હરાવ્યા. યુરોપખંડની ભૂમિ ઉપર જે જે લડાઈઓ થઈ તેમાં નેપોલિયનનો જય થયો અને ટ્રફાલગરની લડાઈ પછી તે યુરોપનો ધણી થઈ પડ્યો. સ્પેનમાં ડ્યૂક ઑફ વૅલિંગટનના કાર્યથી અને મૉસ્કોમાં નેપોલિયનને મળેલી નિષ્ફળતાથી બીજાં રાષ્ટ્રોને એની વિરૂદ્ધ પાછા લડવાની હિંમત આવી. છેવટે વૅલિંગટને વૉટર્લૂ આગળ નેપોલિયનને હરાવ્યો.

## પ્રશ્નો

(૧) "ફક્ત ૭ કલાકજ જો ઇંગ્લિશ ખાડી આપણા કબજામાં

આવે તો આપણે આખા જગતના ધણી થઈ પડીએ.” આ વાક્યનો અર્થ સમજાવો.

(૨) નેપોલિયન સાથેના યુદ્ધમાં બ્રિટનનો આધાર પોતાંના દરિયાઈ બળપર હતો તે ઉદાહરણ આપી સિદ્ધ કરો.

(૩) ફ્રેન્ચ રાજ્યવિપ્લવ, મિત્રસંઘ, એલ્બા, બ્લૂશર, પ્રજાકીય દેવું— આ વિષયોનું ટુંક વિવેચન કરો.

(૪) “ઇંગ્લૅન્ડે હિંમતથી પોતાનું રક્ષણ કર્યું છે, અને તે પોતાના ઉજ્જવળ ઉદાહરણથી યુરોપનું સંરક્ષણ કરશે.” આ વાક્ય વિષે વિવેચન કરો.

(૫) દ્વીપકલ્પીય વિગ્રહનો ટુંક અહેવાલ આપો.

(૬) ટ્રફાલગર, વિટોરિઆ, વૉટર્લૂ, નાઇલ નદી, ટૉરેસ વેડ્રાસ અને મૉસ્કો—આ કયા ઐતિહાસિક બનાવો સાથે સંબંધ ધરાવે છે તે જણાવો.

# પ્રકરણ ૧૯ મું

## સામ્રાજ્યનો વિકાસ—ઑસ્ટ્રેલેશિઆ અને આફ્રિકા

**ઑસ્ટ્રેલિઆ અને ન્યૂઝીલૅન્ડ**—સત્તરમા સૈકાના પૂર્વાર્ધ પહેલાં ટાસ્મન નામના એક વલંદાએ ન્યૂઝીલેન્ડની અને ઑસ્ટ્રેલિઆના પૂર્વ કિનારાની શોધ કરી ત્યારથી કેટલોક વખત સુધી ઑસ્ટ્રેલિઆ ન્યૂ હૉલૅન્ડના નામથી ઓળખાતો હતો. વિલિઅમ ડૅમ્પિયર નામના એક અંગ્રેજ નાવિકે પણ ઇ. સ. ૧૬૮૯ અને ૧૬૯૮ માં તે પ્રદેશની શોધ કરી, પરંતુ ઇંગ્લૅન્ડની પાસે આવેલા પ્રદેશોમાં સંસ્થાનો સ્થાપવાનું મૂકી આટલા દૂર આવેલા ઑસ્ટ્રેલિઆપર હક મેળવવાનું કોઇને ઉચિત લાગ્યું નહિ.

ઑસ્ટ્રેલિઆની પદ્ધતિસર શોધ તો નામાંકિત નાવિક **કૅપ્ટન જેમ્સ કૂકે** અરાઢમા સૈકામાં કરી. ઇ. સ. ૧૭૬૯ માં નૌકાખાતાંએ તેને પૅસિફિક મહાસાગરની સફરે મોકલ્યો અને ઑસ્ટ્રેલિઆના કિનારાની કાળજીપૂર્વક શોધ કર્યા પછી તે બે વર્ષ રહી પાછો ફર્યો. તે પછી કૂકે બીજી કેટલીક સફરો કરી અને છેક **ઍન્ટાર્કટિક** મહાસાગરમાં ફરી વળ્યો. પણ ઇ. સ. ૧૭૭૯ માં હવાઇના વતનીઓએ નજીવી બાબતમાં તકરાર થવાથી તેને મારી નાખ્યો. ઑસ્ટ્રેલિઆના પૂર્વ કિનારાને બ્રિટિશ મુલક તરીકે ગણી તેણે તેને ન્યૂ સાઉથ વેલ્સનું નામ આપ્યું. કૅપ્ટન કૂકની આ શોધનો લાભ લઇ તરતજ તેનો ઉપયોગ સંસ્થાનો સ્થાપવામાં થવા માંડયો. અમેરિકાનાં સંસ્થાનો સ્વતંત્ર થવાથી કાળા પાણીની સજા પામેલા ગુન્હેગારોને બ્રિટિશ સરકાર અમેરિકા મોકલી શકતી નહિ, તેથી ઇ. સ. ૧૭૮૮માં કૅપ્ટન ફિલિપ પહેલીજવાર કેટલાક કેદીઓ અને સૈનિકોથી ભરેલું વહાણ લઇ **"બૉટની બે"** નામના અખાતમાં જઇ પહોંચ્યો. દેશનિકાલની સજા પામેલા કેદીઓના નવાં નવાં જૂથોને ત્યાં લઇ જવામાં આવતાં. તેમાના ઘણા તો પોતાને થયેલી સજાની મુદત

પૂરી થતાં સ્વદેશ પાછા ન જતાં ત્યાંજ સ્વતંત્ર સંસ્થાનવાસીઓ તરીકે ઘર કરી રહ્યા. પોતાનો દેશ ત્યાગી બીજા ઘણા લોકોએ ત્યાં જઈ જુદે જુદે સ્થળે સંસ્થાનો સ્થાપ્યાં. ઇ. સ. ૧૮૨૯ માં તે સમગ્ર ખંડને બ્રિટિશ સામ્રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યો.

ઑસ્ટ્રેલિઆ શબ્દનો અર્થ 'દક્ષિણનો પ્રદેશ' થાય છે. કૅનેડા અને હિંદુસ્તાનમાં પ્રતિસ્પર્ધિ રાષ્ટ્રો સામે લડાઈમાં ઇંગ્લૅન્ડને ઉતરવું પડયું હતું, પણ ઑસ્ટ્રેલિઆમાં તેવી કોઈ લડાઈ થઈ નહોતી. ત્યાંના મૂળ વતનીઓ સાદા અને જંગલી હતા અને તેઓની સંખ્યા ઓછી હતી, તેથી નવા સંસ્થાનીઓ યુદ્ધ વિના વસવાટ કરી શકયા. પોતાની ખુશીથી આવી વસેલા સંસ્થાનવાસીઓએ ગુન્હેગારોને મોકલવાનું બંધ કરવા માટે ચળવળ કરવા માંડી. તે સંબંધી લાંબો વખત સુધી ઝગડો ચાલ્યો, પછી ઇ. સ. ૧૮૪૦ માં ન્યૂ સાઉથ વેલ્સમાં ગુન્હેગારોને મોકલવાનું બંધ કરવામાં આવ્યું, પણ ઇ. સ. ૧૮૪૮ માં તે પદ્ધતિ પાછી ચાલુ થઈ અને બે વર્ષ રહી તે હમેશ માટે કાઢી નાખવામાં આવી. ટાસ્માનિઆમાં તે ૧૮૫૩ સુધી રહી અને પશ્ચિમ ઑસ્ટ્રેલિઆમાં ૧૮૬૮ સુધી રહી. પહેલેથી છેલ્લે સુધી જુમલે ૧,૩૭,૦૦૦ ગુન્હેગારોને દેશનિકાલ કરવામાં આવ્યા હતા. તેમાના ઘણા તો ઑસ્ટ્રેલિઆ ગયા પછી થોડા વર્ષમાં રોગથી, દારૂ પીવાથી અને ભૂખમરાથી મરણ પામ્યા. દેશનિકાલ કરવાનો રિવાજ બંધ થવાથી ઑસ્ટ્રેલિઆના સંસ્થાનોની પ્રગતિ ઝડપથી થવા લાગી. પરદેશ જઈ વસનારાઓને સરકાર તરફથી મદદ કરવાની વ્યવસ્થા કરવામાં આવી તેનો લાભ ઘણા લોકોએ લીધો.

**ઇ. સ. ૧૮૫૦ માં બૅલારૅટ અને બૅન્ડિગોમાં સોનાની ખાણની શોધ થવાથી ઑસ્ટ્રેલિઆના સંસ્થાનોનો વિકાસ પૂર જોશથી થવા માડયો.** ઇ. સ. ૧૮૫૧ થી સોનાની ખાણ આગળ લોકોનો ધસારો થવા માડયો. આ સમાચાર ઘણી ઝડપે બધે પ્રસરી ગયા. ધનવાન થવાની આશાએ ખલાસીઓએ વહાણ તજ્યાં, કારકુનોએ કચેરી છોડી અને ખેડુતોએ પોતાની જમીન

તજી દીધી અને તેઓ સર્વે ઑસ્ટ્રેલિઆ જઈ પહોંચ્યા. માત્ર થોડાજ માલદાર થયા. ઘણાએ ત્યાં જઈ સોનાની શોધ કરવામાં જેટલી મહેનત લીધી તેટલીજ મહેનત તેઓ ઈંગ્લૅન્ડમાં રહી કરત તો તેઓને વધારે ફાયદો થાત. આમાંના ઘણા જણા ઑસ્ટ્રેલિઆમાં વસી ગયા અને ખાણના ઉદ્યોગ કરતાં ખેતીવાડીનો ધંધો તેઓને વધારે ફાયદાકારક લાગ્યો.

પાંચ વર્ષમાં તો લોકોની વસ્તી બમણી થઈ ગઈ. ઘણાખરા સંસ્થાનવાસીઓ ગ્રેટ બ્રિટનના હતા. કૅનેડાના જેવીજ ઑસ્ટ્રેલિઆની રાજ્યવ્યવસ્થા કરવામાં આવી. એક ગવર્નર નીમવામાં આવ્યો અને તેને મદદ કરવા માટે લોકનિયુક્ત પ્રતિનિધિ મંડળ સ્થાપવામાં આવ્યું. જેમ જેમ નવાં સંસ્થાનો થતાં ગયાં તેમ તેમ દરેકને લોક પ્રતિનિધિત્વવાળું રાજ્યબંધારણ આપવામાં આવ્યું. ઇ. સ. ૧૯૦૦માં બ્રિટિશ પાર્લમેન્ટે સર્વ સંસ્થાનોનું એક સંયુક્ત સંસ્થાન કરવાનો કાયદો પસાર કર્યો. આ પ્રમાણે થયેલી ઑસ્ટ્રેલિઆની રાજ્યઘટનાને "કૉમનવૅલ્થ ઑફ ઑસ્ટ્રેલિઆ"—ઑસ્ટ્રેલિઆનું પ્રજાસત્તાક રાજ્ય—કહેવામાં આવે છે. કૅનબેરાને ઑસ્ટ્રેલિઆની રાજધાની કરવાનું ઠેરવવામાં આવ્યું છે. ત્યાં ઇમારતોનું બાંધકામ પૂરું થયેથી ઑસ્ટ્રેલિઅન પાર્લમેન્ટની સભા ભરવામાં આવશે.

**ન્યૂઝીલૅન્ડ**—ટાસ્મન અને કૅપ્ટન કૂક બંને ન્યૂઝીલૅન્ડ જઈ આવ્યા હતા, પરંતુ ઇ. સ. ૧૮૪૦ સુધી ત્યાં સંસ્થાન સ્થાપવાનો પ્રયત્ન સરખોએ કરવામાં આવ્યો ન હતો. તે વર્ષે વૅલિંગટનનું સંસ્થાન સ્થાપવામાં આવ્યું અને કૅપ્ટન હૉબસને મહારાણી વિક્ટોરિઆનું આધિપત્ય જાહેર કર્યું. ત્યાંના "માઓરીસ" નામના અસલ રહેવાસીઓ સામે સંસ્થાનવાસીઓને ઇ. સ. ૧૮૬૦ થી ૧૮૭૦ સુધી લડવું પડ્યું, પણ છેવટે તેઓની તકરારોનું સમાધાન કરવામાં આવ્યું અને તે બુદ્ધિશાળી પ્રજા ન્યૂઝીલૅન્ડના રાજ્યકારભારમાં અંગ્રેજો જેટલાજ હકો ભોગવે છે.

**દક્ષિણ આફ્રિકા**—"સંયુક્ત દક્ષિણ આફ્રિકા"ની સંજ્ઞામાં

કેપ ઑફ ગુડ હોપ (અગાઉ કેપ કૉલોની), નાતાલ, ઑરેન્જ ફ્રી સ્ટેટ અને ટ્રાન્સવાલ સમાઈ જાય છે. કેપ ઑફ ગુડ હોપની શોધ બાર્થોલોમ્યુ ડિઆસ નામના પોર્ટુગીઝ નાવિકે ઇ. સ. ૧૪૮૬ માં કરી. ત્યાર પછી અગીઆર વર્ષ રહી વાસ્કો ડિ ગામા હાલના નાતાલને નામે ઓળખાતા પ્રદેશમાં જઈ પહોંચ્યો અને પોતાની હિંદુસ્તાનની સફર પૂરી કરી. આ શોધ થયા પછી ૧૬૬ વર્ષ રહી ઇ. સ. ૧૬૫૨ માં ડચ લોકોએ "ટેબલ બે" ના કિનારા આગળ કિલ્લા બાંધ્યા અને સંસ્થાનો સ્થાપ્યાં. નેપોલિયન સાથેના વિગ્રહ દર્મિયાન અંગ્રેજોએ ડચ લોકો પાસેથી કેપ કૉલોનીનો પ્રદેશ પડાવી લીધો. કેટલોક સમય સુધી તો ત્યાં સંસ્થાનો સ્થાપવાનું કોઈના લક્ષમાં આવ્યું નહિ, કારણ કે તેને હિંદુસ્તાન જતાં આવતાં વહાણોને માટે પાણી અને ખોરાક લેવાના સ્થળ તરીકે ગણવામાં આવતું હતું.

તે પછીનો આફ્રિકાનો ઇતિહાસ ઑસ્ટ્રેલિઆ અને કૅનેડાના જેવો શાંતમય નથી. હબસીની જાતના અસલ રહેવાસીઓ ત્યાં જઈ વસેલા સંસ્થાનવાસીઓના જોવામાં આવ્યા. ઝુલૂ, પૉન્ડો, બાસુટો તથા કાફિરના સામાન્ય નામે ઓળખાતા અનેક જાતના ઝનુની અને યુદ્ધપ્રિય લોકો ત્યાં રહેતા હતા.

જે ડચ ખેડુતો—**બોઅર લોકો**—ત્યાં જઈ વસ્યા હતા તેઓ બ્રિટિશ સરકાર માટે મિત્રતાની લાગણી ધરાવતા નહોતા અને ત્યાંના અસલ વતનીઓ પ્રત્યેની વર્તણુકના સંબંધમાં વારંવાર તકરારો ઉભી થતી. દક્ષિણ આફ્રિકાના અસલ વતનીઓની સંખ્યા ત્યાં જઈ વસેલા ગોરા સંસ્થાનવાસીઓ કરતાં વિશેષ હતી અને કાફિર લોકો ડચ લોકોનાં ઢોર ચોરી જઈ તેઓને ઘણો ત્રાસ આપતા અને ઉદ્વેગ કરાવતા. બ્રિટિશ સરકારે ગુન્હેગારોને સજા કરી ઢોરની ચોરી થતી અટકાવી. પણ તેઓને કાયમને માટે ગુલામની અવસ્થામાં રાખવાની વ્યવસ્થા કરવી, નહિ તો તેઓ યુરોપીયનોને હાંકી કાઢશે એવા બોઅર લોકોના વિચાર સાથે અંગ્રેજો મળતા થયા નહિ. ઇ. સ. ૧૮૩૩ માં બ્રિટિશ લોકોએ દક્ષિણ આફ્રિકાના ગુલામોને ગુલામગીરીમાંથી મુક્ત




ચિત્ર ૯૪–યુરોપના મહાવિગ્રહ પછીના દક્ષિણ આફ્રિકાનો નકશો

કર્યાં અને કાયદા કાનુનની બાબતમાં કાફિરો અને યુરોપીયનો વચ્ચેનો ભેદ કાઢી નાખ્યો.

**બોઅર લોકોનું સ્થળાંતર**—આથી બોઅર લોકો ઘણા નાસીપાસ થઇ ગયા અને તેમણે પોતાના જુદાં સંસ્થાનો સ્થાપવાનો નિશ્ચય કર્યો. તેઓ મોટી સંખ્યામાં કેપ કૉલોની છોડી ગયા, અને પોતાના કુટુંબીઓ, બંદુકો, બાઇબલ, બળદો અને ગાડાં લઇ ઉત્તર તરફ નવા પ્રદેશની શોધમાં નીકળી પડયા. કેટલાક તો પર્વત ઓળંગી નાતાલ ગયા, કેટલાક ઑરેન્જ અને વાલ નદી વચ્ચેના પ્રદેશમાં જઈ વસ્યા અને બીજા કેટલાક વાલ નદીને પેલેપાર જઈ પહોંચ્યા. તેઓના આ સ્થળાંતરને "**ધી ગ્રેટ ટ્રેક**" કહેવામાં આવે છે. નાતાલને બ્રિટિશ સામ્રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યું. ઑરેન્જ ફ્રી સ્ટેટ અને ટ્રાન્સવાલ બોઅર લોકોના તાબામાં રહેવા દેવામાં આવ્યાં.

આ વર્ષો દર્મિયાન અનેક નવા અંગ્રેજો કેપ કૉલોનીમાં વસવા આવ્યા અને આસ્તે આસ્તે બ્રિટિશ રાષ્ટ્રની હદ છેક ઑરેન્જ નદી સુધી લંબાઇ. ટ્રાન્સવાલમાં રહેતા બોઅર લોકોએ ઝુલૂ લોકોના હુમલા ઘણી મુશ્કેલીથી હઠાવ્યા હતા. ઝુલૂ લોકો ઘણા જોરાવર લડવૈયા હતા. તેઓએ દેશને નિર્ધન અવસ્થામાં લાવી મુકયો હતો અને બોઅર લોકોને કચડી નાખવાની ધમકી તેઓ આપી રહ્યા હતા, તેથી ઇ. સ. ૧૮૭૭માં બ્રિટિશ સરકારે ટ્રાન્સવાલ ખાલસા કરી લીધો. ત્યાંના મૂળ વતનીઓ તોફાન મચાવે તે અટકાવવા માટે ગ્રેટ બ્રિટન વચમાં પડયું. ટ્રાન્સવાલ લેવાના પોતાના પ્રયત્નો નિષ્ફળ જવાથી ઝુલૂ લોકો ઘણા નાસીપાસ થઇ ગયા હતા. તેઓએ બ્રિટિશ લોકોપર હુમલો કર્યો અને ઇસનધલ્વાના પાસે અંગ્રેજોનો પરાભવ કર્યો. પરંતુ થોડાજ વખતમાં ઉલૂન્ડી પાસે અંગ્રેજોએ તેઓને હરાવ્યા અને તેઓને અંગ્રેજોને શરણ થવું પડયું.

**પહેલો બોઅર વિગ્રહ**—પોતાના દેશને બ્રિટિશ અમલ હેઠળ રાખવાનું બોઅર લોકોથી ખમાયું નહિ અને ઇ. સ. ૧૮૮૧માં તેઓએ બંડ કર્યું. બ્રિટિશ સૈન્ય લૅંગ્ઝનેક અને માજુબાના યુદ્ધમાં

હાર્યું. આ વખતે ગ્લૅડસ્ટન ઇંગ્લૅન્ડનો મુખ્ય પ્રધાન હતો અને બોઅર લોકોને જીતવાની તેને દરકાર નહતી. તેથી ટ્રાન્સવાલના બોઅર લોકોને સ્વાતંત્ર્ય આપવામાં આવ્યું. બૉઅર લોકોનો આગેવાન પૉલ ક્રૂગર હતો અને તેની ઇચ્છા ટ્રાન્સવાલથી સમુદ્ર કિનારા સુધીનો દક્ષિણ આફ્રિકાનો પ્રદેશ પોતાના દેશબંધુની માલીકીનો થાય એવી હતી. પણ બ્રિટિશ સામ્રાજ્ય વીર સેસિલ રહોડ્ઝ દક્ષિણ આફ્રિકાનો સઘળો પ્રદેશ બ્રિટિશ અમલ હેઠળ લાવવાના પ્રયત્નો કરી રહ્યો હતો. **ઇ. સ. ૧૮૮૩માં ટ્રાન્સવાલમાં સોનાની ખાણ મળી આવી.** સંખ્યાબંધ લોકો ત્યાં જઇ પહોંચ્યા અને ત્યાં રહેતા બોઅર ખેડુતો કરતાં તેઓની સંખ્યા વધી ગઇ. આ પરદેશીઓ પાસેથી ભારે કર ઉઘરાવીને અને તેઓને દેશના રાજ્યવહીવટથી દૂર રાખીને બોઅર લોકોએ પોતાનું સ્વામિત્વ જાળવી રાખવાના પ્રયત્નો કર્યા. બોઅર લોકો અને તેઓ પછી આવનારા આ પરદેશીઓ વચ્ચે અનેક વેળા ટંટા થયા કરતા અને આખરે ઇ. સ. ૧૮૯૫માં તે પરદેશીઓએ હથીઆર સહિત બંડ કરવાની તૈયારીઓ કરી.

પણ નેતાઓમાં મતભેદ પડયો અને તેઓની યોજના નિષ્ફળ ગઈ. માત્ર ડૉકટર જેમસન ૬૦૦ ઘોડેસ્વારો સહિત ટ્રાન્સવાલપર સ્વારી લઇ ગયો. ચાર દિવસમાં તો તે કેદ પકડાયો અને બંડ સમાઇ ગયું. જેમસન ઉપર થયેલા હુમલાનું પરિણામ વિપરિત નિપજ્યું. તેથી તો બોઅર અને દક્ષિણ આફ્રિકાના અંગ્રેજો વચ્ચેનો સંબંધ વધારે કડવો થયો અને બોઅર લોકોને લડાઈની તૈયારી કરવાનું ઉત્તેજન મળ્યું. બોઅર લોકો અને ટ્રાન્સવાલમાં આવી વસેલા પરદેશીઓ વચ્ચેની તકરારોનું સમાધાન થવાનો સંભવ નહોતો અને આખરે ઇ. સ. ૧૮૯૯માં લડાઇ શરૂ થઇ તેમાં ઑરેન્જ ફ્રી સ્ટેટ ટ્રાન્સવાલ સાથે મળી ગયું.

**બીજો બોઅર વિગ્રહ**—આરંભમાં અંગ્રેજો અનેક લડાઈમાં હારી ગયા, કારણ કે તેઓએ લડાઈની તૈયારીઓ બરાબર કરી ન

હતી, અને શરૂઆતમાં તેઓ પાસે પૂરતું **સૈન્ય** ન હતું. થોડાજ વખતમાં લેડીસ્મિથ, કિંબર્લિ અને મૅફકિંગમાં **અંગ્રેજ સૈન્યો** ઘેરાઈ ગયાં. ઇ. સ. ૧૮૯૯ ના ડિસેમ્બર માસમાં ફક્ત એકજ અઠવાડીઆમાં બોઅર લોકોએ અંગ્રેજોને ત્રણ જુદી જુદી લડાઈઓમાં હરાવ્યા. લડાઈમાં મદદ કરવા માટે ઇંગ્લૅન્ડે સ્વયંસેવકોને બહાર પડવાની અરજ કરી. તે વખતે મોટે ભાગે દુનિયાનું દરેક રાષ્ટ્ર ઇંગ્લૅન્ડની વિરૂદ્ધ હતું, પણ સામ્રાજ્યના જુદા જુદા ભાગમાંથી પુષ્કળ લોકો રણભૂમિ પર જવા માટે બહાર પડ્યા અને બ્રિટિશ સામ્રાજ્યનું આશ્ચર્યકારક સામર્થ્ય તેઓએ જગતને બતાવી આપ્યું.

અફગાનિસ્તાનમાં નામના પામેલો **લૉર્ડ રૉબર્ટસ** તે વખતે ૬૮ વર્ષની ઉમ્મરે પહોંચ્યો હતો તેને સેનાપતિ તરીકે મોકલવામાં આવ્યો અને એને મદદ કરવા માટે **લૉર્ડ કિચનરને** યુદ્ધ મંડળનો પ્રમુખ નીમવામાં આવ્યો. ભૂખે મરતા શહેરીઓનો છૂટકારો કરવામાં આવ્યો અને ઇંગ્લૅન્ડમાં આનંદ પ્રસરી રહ્યો. બોઅર લોકોનો સેનાપતિ જનરલ ક્રોંજે શરણ થયો અને ઑરેન્જ ફ્રી સ્ટેટ બ્રિટિશ લોકોના હાથમાં ગયું. પ્રેસિડંટ ક્રૂગર ટ્રાન્સવાલ છોડી હૉલૅન્ડ નાસી ગયો. પછીના બે વર્ષ સુધી કિચનરને બોઅર લોકોના ડી વેટ નામના શૂરવીર સરદાર સાથે વિગ્રહ ચલાવવો પડ્યો. પણ આખરે બોઅર લોકો થાક્યાં. ઇ. સ. ૧૯૦૨ ના જુન માસમાં **સંધિ** કરવામાં આવી અને બંને પ્રજાસત્તાક રાજ્યોને—ઑરેન્જ ફ્રી સ્ટેટ અને ટ્રાન્સવાલને—બ્રિટિશ સામ્રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યાં.



ચિત્ર ૯૫—એડવર્ડ ૭ માનો બોઅર યુદ્ધનો ચાંદ (મહારાણી વિકટોરિઆનો ચાંદ પણ એવોજ હતો)

ઇ. સ. ૧૯૦૬ માં બોઅર લોકોને સ્વરાજ્ય આપવામાં આવ્યું અને ઇ. સ. ૧૯૦૯ માં કેપ ઑફ ગુડ હોપ, નાતાલ, ટ્રાન્સવાલ અને

ઑરેન્જ ફ્રી સ્ટેટ જોડાઈ ગયાં અને દક્ષિણ આફ્રિકાનું સંયુક્ત રાષ્ટ્ર બન્યું.

ઈ. સ. ૧૯૧૪ ના મહાન્ વિગ્રહ દર્મિયાન કેટલાક બોઅર લોકોએ ગ્રેટ બ્રિટન વિરૂધ્ધ બળવો જગાડવાના પ્રયત્નો કર્યા હતા, પરંતુ દક્ષિણ આફ્રિકાનો મુખ્ય પ્રધાન લુઇ બોથા—બોઅર યુદ્ધનો વૃદ્ધ સેનાપતિ—હતો તેની દૃઢ નીતિને પરિણામે આવા સર્વ પ્રયત્નો વ્યર્થ ગયા.

**ઇજીપ્ટ**—ઓગણીસમાં સૈકાની શરૂઆતમાં ઇજીપ્ટમાં તુર્ક લોકોનો અમલ ચાલતો હતો. પણ તેઓનો અમલ એટલો તો નબળો હતો કે ઇજીપ્ટનો પાશા, એટલે સ્થાનિક અધિકારી, પોતાને ફાવે તેમ વર્તતો. ઇ. સ. ૧૮૬૩ માં ઇજીપ્ટના રાજકર્તાને તુર્કસ્તાનના સુલતાને ખેદિવનો ખિતાબ આપ્યો, પણ તેના કડક અમલથી અને તેની દરબારના ઉડાઉ ખર્ચથી ગરીબ ખેડુતોની દશા ઘણીજ કંગાળ થઈ પડી હતી. ઇજીપ્ટમાં સુખશાંતિ અને સારી રાજ્યવ્યવસ્થા સ્થાપવાને ગ્રેટ બ્રિટન ઇંતેજાર હતું, કારણ કે જો ત્યાં કાંઇપણ તોફાન થાય તો હિંદુસ્તાન જવાનો સર્વોત્કૃષ્ટ માર્ગ જે સુએઝની નહેર છે તે બંધ થઈ જવાનો સંભવ હતો. ઇ. સ. ૧૮૭૯ માં ઇસ્માઇલ પોતાનું દેવું પતાવી શકયો નહિ એટલે ઇંગ્લૅન્ડ અને ફ્રાન્સે સુલતાનને સમજાવીને ઇસ્માઇલને પદભ્રષ્ટ કરી તેના પુત્ર તોફિક પાશાને ગાદી અપાવી અને એક બ્રિટિશ તથા એક ફ્રેન્ચ રાજ્યતંત્રીની દેખરેખ હેઠળ રાજ્ય અમલ કરવાનું નક્કી કરાવ્યું. પરંતુ આ પ્રમાણે પરદેશીઓ પોતાના દેશની આંતર વ્યવસ્થામાં હાથ ઘાલે તે વાત ઇજીપ્ટના લોકોને ગમતી ન હતી. ઇ. સ. ૧૮૮૧ માં અરબી પાશા નામના એક લશ્કરી અમલદારની આગેવાની હેઠળ પરદેશીઓ સામે એક બંડ જાગ્યું અને સરકારી અધિકારીઓને હાંકી કાઢવામાં આવ્યા. બ્રિટિશ નૌકાસૈન્યે




ચિત્ર ૯૬-ઇજીપ્ટના યુધ્ધનો ચાંદ

એલેકઝાન્ડ્રિઆ ઉપર હલ્લો કરી તેને જમીનદોસ્ત કરી નાખ્યું અને તે પછી ઇ. સ. ૧૮૮૨ માં સર ગાર્નેટ વુલ્સલિએ અરબી પાશાને **ટેલ એલ કેબિર** આગળ હરાવ્યો. ખેદિવને પાછો ગાદીએ બેસાડવામાં આવ્યો અને દેશમાં બંદોબસ્ત રાખવા માટે કેટલાક વખત સુધી બ્રિટિશ સૈન્ય ત્યાં રહેવા દેવામાં આવ્યું. પણ એક બંડ બંધ પડતું કે તરતજ બીજું થતું.

સુદાનનો એક ધર્મોપદેશક પોતાને "મહાદી" તરીકે ઓળખાવવા લાગ્યો. તે લોકોને કહેતો કે સઘળા પરદેશીઓને સુદાનમાંથી હાંકી કાઢવા માટે તેને મોકલવામાં આવ્યો હતો. મહાદીના અનુયાયીઓ "દરવિશો" કહેવાતા હતા તેને દાબી દેવા માટે ખેદિવે જનરલ હિકસની સરદારી હેઠળ એક લશ્કર મોકલ્યું પણ તે લશ્કરનો એવો ઘાણ વાળ્યો કે મુખ્ય પ્રધાન ગ્લૅડસ્ટને સુદાન છોડી જવાનું નક્કી કર્યું અને ત્યાંનાં બ્રિટિશ સૈન્યને પાછું ખેંચી લેવા માટે **જનરલ ગૉર્ડનને** મોકલવામાં આવ્યો. આ જનરલે ચીનમાં સારી સેવા બજાવી હતી તેથી એ "ચાઇનિઝ ગૉર્ડન" ને નામે ઓળખાતો હતો, તેણે પાંચ વર્ષ સુધી સુદાનના લશ્કરને કાબુમાં રાખ્યું અને અરબસ્તાનથી ગુલામો લાવવાનો વેપાર ચાલતો તે અટકાવવા માટે એણે ઘણી મહેનત કરી હતી.



ચિત્ર ૯૭—જનરલ ગૉર્ડન
(૧૮૩૩–૮૫)

નાઇલ નદીપર આવેલાં કિલ્લેબંધીવાળાં **ખાર્તુમ** શહેરમાં તે દિવાલોમાં થઈ અંદર પહોંચ્યો પણ મહાદીની જગાએ આવેલા ખલિફે અને હજારો "દરવિશો"એ એને ચોમેરથી ઘેરી લીધો. ઇંગ્લૅન્ડથી કાંઈ મદદ

આવી નહિ. તેની મદદે લશ્કર મોકલવામાં આવશે એવી આશામાં તેણે ઘણા દિવસો પસાર કર્યા અને હિંમતથી પોતાની ધજા ફરકતી રાખી. આખરે જનરલ વુલ્સલિની સરદારી હેઠળ એક નાનું લશ્કર નદી માર્ગે તે શહેરમાં જઈ પહોંચ્યું, પણ તે ત્યાં જઈ પહોંચ્યો તેના બે દિવસ અગાઉ શત્રુઓએ ત્યાં પ્રવેશ કર્યો હતો અને બહાદુર ગૉર્ડન માર્યો ગયો હતો (ઇ. સ. ૧૮૮૫).

ઇ. સ. ૧૮૮૨ થી બ્રિટિશ લોકોએ ઇજીપ્ટમાં રહી લાંચ રૂશ્વત તથા અરાજકતા બંધ કરવાના અને ઇજીપ્ટના લોકોને સ્વરાજ્ય માટે લાયક કરવાના પ્રયત્નો કર્યા છે. એક સારૂં લશ્કર તૈયાર કર્યા પછી લૉર્ડ કિચનરની સરદારી હેઠળના બ્રિટિશ સૈન્યની મદદથી "દરવિશો"ને ઓમદુરમાન આગળ ૧૮૯૮ માં હરાવવામાં આવ્યા. ખાર્તુમ લઇ લેવામાં આવ્યું અને સુદાનને બ્રિટિશ અને ઇજીપ્ટના સંયુકત અમલ નીચે મુકવામાં આવ્યું. ત્યારથી તે પ્રદેશની એકસરખી પ્રગતિ થતી આવી છે. છેલ્લા યુરોપના મહા વિગ્રહ દર્મિયાન ખેદિવ અબ્બાસ ૨ જો તુર્ક લોકો સાથે મળી ગયો તેથી ગ્રેટ બ્રિટને જાહેર કર્યું કે ઇજીપ્ટને તુર્કસ્તાન સાથે કાંઈ સંબંધ નથી અને તે અમારૂં એક સંરક્ષિત રાજ્ય છે (૧૯૧૪). ઇ. સ. ૧૯૨૨ ના માર્ચ મહિનામાં ઇજીપ્ટમાં જવાબદાર રાજ્યપદ્ધતિ દાખલ કરવામાં આવી અને ફૌદ ૧ લાને રાજા નીમવામાં આવ્યો.

## નોંધ

૧૬૫૨ ડચ લોકો ટેબલ બેમાં જઈ વસ્યા.
૧૭૬૯ કૅપ્ટન કૂક ઑસ્ટ્રેલિઆમાં.
૧૭૮૮ બૉટની બે આગળ ગુન્હેગાર લોકોનું સંસ્થાન.
૧૮૩૬ બોઅર લોકોનું સ્થળાંતર.
૧૮૫૦ ઑસ્ટ્રેલિઆમાં સોનાની શોધ.
૧૮૮૧ પહેલો બોઅર વિગ્રહ.
૧૮૮૨ ઇજીપ્ટમાં ટેલ એલ કેબિરની લડાઈ.
૧૮૮૫ ખાર્તુમમાં ગૉર્ડનનું મૃત્યુ.

૧૮૯૯–૧૯૦૨ બીજો બોઅર વિગ્રહ
૧૯૦૦ ઑસ્ટ્રેલિઆનું સંયુક્ત સંસ્થાન રચાયું.
૧૯૦૯ સંયુક્ત દક્ષિણ આફ્રિકા.
૧૯૨૨ બ્રિટિશ અમલ નીચેનું ઇજીપ્ટનું સંરક્ષિત રાજ્ય.

**ખાર્તુમ**—ઇંગ્લૅન્ડના એક મહાન્ વીર ગૉર્ડનના સ્મારક તરીકે આ શહેરમાં એના નામની "ગૉર્ડન કૉલેજ" બાંધવામાં આવી છે. અંગ્રેજ નિશાળીઆઓને આપવામાં આવતા શિક્ષણની ઢબપર સુદાનના છોકરાઓને ત્યાં શિક્ષણ આપવામાં આવે છે.

**બોઅર લોકો**—આ લોકો ડચ સંસ્થાનવાસીઓના વંશના છે. દક્ષિણ આફ્રિકામાં વસીને ખેતીનો ધંધો મોટા પાયાપર ચલાવનારા ગોરા લોકો ફક્ત તેઓજ છે. બ્રિટિશ લોકો ઘણે ભાગે ખાણના ઉદ્યોગમાં મચ્યા રહે છે. તેઓની પછી આવેલા સર્વ સંસ્થાનવાસીઓને બોઅર લોકો "પરદેશીઓ" તરીકે ગણે છે.

**બૉટની બે**—"બૉટની"નો અર્થ વનસ્પતિશાસ્ત્ર થાય છે તેપરથી આ પ્રદેશનું નામ "બૉટની બે" પડયું છે, કારણ કે ત્યાં જુદી જુદી વનસ્પતિઓ પુષ્કળ થાય છે.

## સારાંશ

અરાઢમા સૈકાના ઉત્તરાર્ધમાં કૅપ્ટન કૂકે ઑસ્ટ્રેલિઆના પૂર્વ કિનારાની શોધ કરી. ઘણા વર્ષ સુધી તો તે દેશનિકાલની સજા પામેલા ગુન્હેગારોને રાખવાનું સંસ્થાન હતું. સોનાની ખાણની શોધ તે પ્રદેશનો વિકાસ કરવામાં ઘણી મદદગાર થઇ પડી. ત્યાંના મૂળ વતનીઓ સાદા અને જંગલી જેવા હતા. જુદા જુદા સંસ્થાનોમાં લોકનિયુક્ત પ્રતિનિધિત્વવાળું રાજ્યબંધારણ સ્થાપવામાં આવ્યું અને વીસમા સૈકાના પહેલાજ વર્ષમાં બધાં સંસ્થાનો જોડાઇ જવાથી ઑસ્ટ્રેલિઆનું સંયુક્ત પ્રજાસત્તાક રાજ્ય બન્યું.

ન્યૂઝીલૅન્ડમાં સંસ્થાનો સ્થાપવાનું કામ શાંતિથી થઇ શકયું નહિ, કારણ કે 'માઓરી' નામના ત્યાંના અસલ વતનીઓ પરદેશીઓ

પોતાના દેશમાં ઘુસી જાય તે ખમી શકે તેવા ન હતા.

સત્તરમા સૈકામાં ડચ લોકો "ટેબલ બે" જઈ વસ્યા. નેપોલિયન સાથે યુદ્ધ ચાલતું હતું તે દર્મિયાન બ્રિટિશ લોકોએ તે સંસ્થાનનો કબજો લીધો. કાફિર અને ઝુલૂ લોકો સાથે ઘણું લડવું પડ્યું. નારાજ થયેલા બોઅર લોકો ઉત્તરમાં નવાં સંસ્થાન સ્થાપવા માટે ગયા. પહેલા બોઅર વિગ્રહ પછી તેઓને સ્વાતંત્ર્ય આપવામાં આવ્યું. બીજા બોઅર વિગ્રહ પછી બોઅર સંસ્થાનો બ્રિટિશ સામ્રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યાં. ઇ. સ. ૧૯૦૯માં સંયુક્ત દક્ષિણ આફ્રિકા રચાયું.

સુએઝની નહેરને લીધે ઇજીપ્ટના રાજ્યકારભાર સંબંધી ગ્રેટ બ્રિટનને કાળજી રાખવી પડે છે. ફ્રાન્સ અને ઇંગ્લૅન્ડના બેવડા અધિકારથી અરબી પાશાની સરદારી હેઠળ બંડ થયું. સુદાનના બ્રિટિશ સૈન્યને પાછું ખેંચી લેવા માટે ગૉર્ડનને મોકલવામાં આવ્યો હતો પણ તે ખાર્તુમ આગળ માર્યો ગયો. લૉર્ડ કિચનરે "દરવિશો" ને ઓમદુરમાન આગળ હરાવ્યા. ઇ. સ. ૧૯૨૨માં ઇજીપ્ટને સ્વરાજ્ય આપવામાં આવ્યું.

## પ્રશ્નો

(૧) કૅપ્ટન કૂક, કૅપ્ટન હૉબસન, વાસ્કો ડી ગામા, ડૉકટર જેમસન અને સર ગાર્નેટ વુલ્સલિ કયા ઐતિહાસિક બનાવો સાથે સંબંધ ધરાવે છે?

(૨) નીચેનાં સ્થળો ક્યાં આવ્યાં છે? દરેક સ્થળને સામ્રાજ્યના ઇતિહાસ સાથે શો સંબંધ છે?:—
બૉટની બે, ખાર્તુમ, ઓમદુરમાન, ઇસનધલ્વાના, લેડીસ્મિથ.

(૩) ઑસ્ટ્રેલિઆની અને દક્ષિણ આફ્રિકાની વસ્તી ઘણી ઝડપથી વધી જવાનાં કારણો દર્શાવો. દક્ષિણ આફ્રિકામાં વસ્તી વધવાથી શું પરિણામ નિપજ્યું?

(૪) નીચેનાં વિષે ટુંકમાં લખોઃ ગુનેહગાર લોકોને દેશનિકાલ કરવાનાં સંસ્થાનો, મૂળવતનીઓ, માઓરી, ઝુલૂ, દરવિશો, પરદેશીઓ.

(૫) બોઅર લોકોના સ્થળાંતરનાં કારણો આપો.

# પ્રકરણ ૨૦ મું

## ક્રિમિયન અને બાલ્કન વિગ્રહ

**તુર્કસ્તાન અને રશિઆ**—બીજા અને ત્રીજા જ્યૉર્જના વખતમાં ઇંગ્લૅન્ડ એકસરખું લડાઈમાં ગુંથાયલું હતું તે આપણે જોઈ ગયા. સર રૉબર્ટ વૉલપોલ મુખ્ય પ્રધાન હતો ત્યારનાં છવ્વિસ વર્ષ અને વિલિઅમ પિટની આગેવાની હેઠળનાં દસ વર્ષ ઇંગ્લૅન્ડે શાંતિમાં પસાર કર્યાં, પણ લગભગ સો વર્ષની મુદત દર્મિયાન થયેલાં યુદ્ધાથી ઇંગ્લૅન્ડને ઘણું ખમવું પડયું. નેપોલિયનનો પરાભવ થયા પછી દેશમાં ઘણીજ આપત્તિ અને અસંતોષ વ્યાપી રહ્યાં હતાં. રાષ્ટ્રીય કરજ ઘણું વધી ગયું હતું. સંખ્યાબંધ સૈનિકો અને નાવિકો કામકાજ વગરના થઈ પડેલા હોવાથી આમતેમ દેશમાં ભટક્યા કરતા હતા. દુનિયાનો માલ લાવવા લઈ જવાના વેપારમાં ઇંગ્લૅન્ડના ઘણા હરીફ હતા. ઇંગ્લૅન્ડના કારખાનાંઓ વગર વેચાયલા માલથી ભરપૂર હતાં, તેથી હજારો ગરીબ લોકો ભૂખમરાથી પીડાતા હતા. આખા દેશમાં જે ઔદ્યોગિક ફેરફારો થવા માડયા હતા અને ઓગણીસમાં સૈકામાં જ્યૉર્જ ૪ થા, વિલિઅમ ૪ થા અને વિકટોરિઆ રાણીના વખતમાં જે આશ્ચર્યકારક સામાજિક સુધારાઓ થયા હતા તે વિષે હવે આપણે વાંચીશું.

**જ્યૉર્જ ૪ થો**—પોતાના આંધળા પિતાને ચિત્તભ્રમ થઈ આવ્યાથી તેના રાજ્યના છેલ્લાં દસ વર્ષ આ યુવરાજે રાજ્યરક્ષક તરીકે અમલ કર્યો. તે પછી તેણે દસ વર્ષ—ઇ. સ. ૧૮૨૦ થી ૧૮૩૦ સુધી—રાજ્ય કર્યું, પણ પોતાની પ્રજામાં તે ઘણો અપ્રિય હતો અને જે મહાન જવાબદારી તેને સોંપવામાં આવી હતી તેને માટે તે નાલાયક ઠર્યો. સારે નસીબે આગળના ટયૂડર રાજાઓ જે સામર્થ્ય ભોગવતા હતા તે રહ્યું ન હતું અને દેશનો સઘળો રાજ્ય કારભાર પ્રધાનોની દેખરેખ હેઠળ થતો. આ પ્રધાનોની ચુંટણી પાર્લમેન્ટમાં નીમાયલા સભ્યોની વધુમતીથી થતી.

**વિલિઅમ ૪ થો**—નૌકાશાસ્ત્રનું શિક્ષણ લઈ વિલિઅમે પોતાની જીંદગીને ઘણો ભાગ અરમારમાં ગાળ્યો હતો. તે લોકપ્રિય અને મિલનસાર સ્વભાવનો હતો. ગાદીએ આવ્યા પછી તે છૂટથી લંડનના મહોલ્લાઓમાં હરતો ફરતો હતો અને કોઈ પણ જાતના સંકોચ વિના પોતાની લહેરમાં આવે તેની સાથે વાતચીત કરતો. વ્હિગ કે ટોરી કોઈપણ પક્ષનું મન દુખાય નહિ તેવી રીતે તેણે રાજ્ય કર્યું. ઇ. સ. ૧૮૩૦ થી ૧૮૩૭ સુધીના તેના ટુંક રાજ્ય અમલ દર્મિયાન ત્રણ ઘણાજ અગત્યના કાયદાઓ પસાર કરવામાં આવ્યા: (૧) પાર્લામેન્ટની સુધારણાનો ખરડો—આથી કામગાર વર્ગને દેશના રાજ્યકારભારમાં વધારે અધિકાર મળ્યો, (૨) ગુલામોનો વેપાર નાબુદ કરવામાં આવ્યો, (૩) ગરીબીના કાયદા. (આ બાબતોને લગતી વિશેષ હકીક્ત પ્રકરણ ૨૨ માં અને તે પછીના પ્રકરણોમાં વાંચવામાં આવશે).

**વિક્ટોરિઆ રાણી**—ચોથા વિલિઅમના ભાઈ એડવર્ડ, ડ્યૂક ઑફ કેંટની, તે પુત્રી હતી. (જુઓ વંશાવળી પાનું ૧૭૮). આ પરમ ભાગ્યશાળી રાણીએ ઇ. સ. ૧૮૩૭ થી ૧૯૦૧ સુધી ચોસઠ વર્ષ રાજ્ય કર્યું અને આ લાંબા સમયમાં લોકોના સામાજિક જીવનમાં આશ્ચર્યકારક ફેરફારો થયા. આ ફેરફારો વિષે વિવેચન કરતાં પહેલાં આપણે યુરોપમાં બનેલા બનાવોપર લક્ષ આપીશું અને સામ્રાજ્યના વિસ્તારની પ્રગતિ થઈ તે તપાસીશું.

ઓગણીસમા સૈકાના રાજનીતિજ્ઞ પુરૂષોમાંના ત્રણ જણાના નામો વધારે પ્રકાશમાં આવે છે—સર રૉબર્ટ પિલ, બેંજામિન ડિઝરાયલી (પાછળથી અર્લ ઑફ બિકન્સફીલ્ડ) અને મિ૦ વિલિઅમ ઇવર્ટ ગ્લૅડસ્ટન. પિલને લોકોની સામાજિક સ્થિતિ સુધારવાના વિષય સાથે વધારે સંબંધ હોવાથી તેને વિષે હવે પછીના પ્રકરણમાં કહેવામાં આવશે. ડિઝરાયલી અને ગ્લૅડસ્ટન માત્ર સમાજ સુધારકજ નહોતા. તેઓ દીર્ઘદર્શી રાજ્યનીતિજ્ઞ પુરૂષો તરીકે નામીચા થઈ ગયા. તેઓ બંને જુદે જુદે વખતે મુખ્ય પ્રધાન હતા. રાજ્યદ્વારી બાબતમાં તેઓ એક બીજાના પ્રતિસ્પર્ધિ

હતા. ડિઝરાયલી કૉન્ઝરવેટીવ પક્ષનો નેતા હતો, અને ગ્લૅડસ્ટન લિબરલ પક્ષનો નેતા હતો. તેઓની વિદેશી રાજ્યનીતિ એકબીજાથી તદ્દન ઉલટી હતી. ડિઝરાયલી પરદેશ સાથના વ્યવહારમાં લોકલાગણીને અનુસરતી મજબુત રાજ્યનીતિ અખત્યાર કરવાના મતનો હતો. ગ્લૅડસ્ટન ખાત્રી પૂર્વક એમ માનતો કે ઇંગ્લૅન્ડ જેવા મહાન્ દેશનું વર્તન હમેશાં ન્યાયી હોવું જોઈએ અને કદાચ ઇંગ્લૅન્ડને ભોગે પણ બીજાઓનો ફાયદો થતો હોય અને થોડું ઘણું વેઠવું પડે તો પણ જેમ બને તેમ શાંતિભર્યો માર્ગ અખત્યાર કરવો. આવો મતભેદ હોવા છતાં બંને રાજનીતિજ્ઞ જનોએ સામ્રાજ્યની સારી સેવા બજાવી છે. તેઓએ જે સુધારાઓ દાખલ કર્યા તેની વિગત આ નાના પુસ્તકમાં આપવાનું બને તેમ નથી, પણ આ ટુંક વૃતાંતપરથી તેઓના મહાન્ કર્તવ્યનો કાંઈક ખ્યાલ આવશે.

**ગ્લૅડસ્ટન** મુખ્ય પ્રધાન હતો તેવામાં પાર્લમેન્ટે અનેક કાયદા પસાર કર્યા: (૧) પ્રાથમિક કેળવણીનો કાયદો. આ કાયદા મુજબ દરેક બાળકને શાળામાં જવાની ફરજ પાડવામાં આવી. (૨) મજૂરોના સંઘનો કાયદો. મજૂરોને પોતાના હિતના રક્ષણ માટે "મજૂરોના સંઘ" સ્થાપવાની પરવાનગી આપવામાં આવી. (૩) લશ્કરી નોકરીનો કાયદો. નોકરીની મુદ્દત પહેલા કરતાં ઘણી ઘટાડવામાં આવી. (૪) બૅલટ ઍક્ટ. ચુંટણી વખતે મત આપનારા પોતાની ઇચ્છા પ્રમાણે મત આપી શકે અને કોણે કોને મત આપ્યો છે તેની ખબર ન પડે તેટલા માટે આ કાયદો પસાર કરવામાં આવ્યો હતો. (૫) આઈરિશ લોકોનો ઉદ્ધાર કરવા માટેના અનેક કાયદાઓ. છેલ્લાં ગ્લૅડસ્ટને આઇરિશ લોકોને



ચિત્ર ૯૮–વિલિઅમ ઇવર્ટ ગ્લૅડસ્ટન (૧૮૦૯–૧૮૯૮)

"હોમરૂલ (સ્વરાજ્ય) આપવાનો ખરડો પાર્લમેન્ટ આગળ રજુ કર્યો પણ તે મંજૂર થયો નહિ.

**ડિઝરાયલી** મુખ્ય પ્રધાન હતો તેવામાં કેટલાક અગત્યના ફેરફારો થયા હતાઃ (૧) તારના યંત્ર રાષ્ટ્રીય માલીકીનાં બનાવવાનો કાયદો પસાર થયો. (૨) હિંદુસ્તાન જવાના માર્ગમાં સુએઝની નહેર છે તે ગ્રેટ બ્રિટનના કબ્જામાં લઈ લેવામાં આવી. (૩) વિકટોરિઆ રાણીને "હિંદની મહારાણી"નો ખિતાબ આપવાનો કાયદો પસાર થયો. (૪) રશિઆ તુર્કસ્તાનના સામ્રાજ્યનો નાશ કરવાની બાજી રમી રહ્યું હતું તેનો બર્લિનની સંધિથી અટકાવ કરવામાં આવ્યો. જો રશિઆ પોતાની બાજીમાં ફાવત તો કૉન્સટૅન્ટિનોપલ તેના હાથમાં જાત અને ઈંગ્લૅન્ડનો હિંદુસ્તાન સાથેનો વેપાર ભયમાં આવી પડત. (૫) ઝુલૂ લોકોનો પરાભવ થયો અને બોઅર લોકોનું ટ્રાન્સવાલનું સંસ્થાન બ્રિટિશ સામ્રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યું.



ચિત્ર ૯૯—બેનજામિન ડિઝરાયલી, અર્લ ઑફ બિકન્સફીલ્ડ (૧૮૦૪-૧૮૮૧)

તે બે મહાપુરૂષોનાં સુકૃત્યોમાંના આ થોડાંકજ છે, પણ એટલેથીજ તેઓ સામ્રાજ્યના કેવા સુશોભિત નેતા હતા તે સ્પષ્ટ રીતે જણાઈ આવશે. આવા પ્રભાવશાળી પુરૂષોનાં વચનો પ્રત્યે લોકોને માન હોય, અને પોતાના મતભેદ સંબંધી તેઓ વાદવીવાદ ચલાવે તથા ડિઝરાયલી કે ગ્લૅડસ્ટનના અનુયાયી તરીકે, કૉન્ઝરવેટીવ પક્ષના કે લિબરલ પક્ષના હોઈ, પોતાની પ્રસંશા કરે અને સામાની નિંદા કરે તેમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈજ નથી.

**ક્રિમિયન વિગ્રહ**—નેપોલિયનના પરાભવ પછી ઇંગ્લૅન્ડ પોતાની સામાજિક બાબતોમાં એટલું બધું રોકાયલું હતું કે ઘણા વર્ષ સુધી યુરોપની બાબતોનો વિચાર કરવાનો તેને અવકાશ નહોતો. પણ યુરોપનાં બે બળવાન રાજ્યો—તુર્કસ્તાન અને રશિઆ—ઇંગ્લૅન્ડને ભારે ચિંતા ઉપજાવનારાં હતાં.




ચિત્ર ૧૦૦—ક્રિમિઆના યુધ્ધનો નકશો

પંદરમાં સૈકામાં તુર્ક લોકોએ યુરોપ ઉપર ચઢાઈ કરી હતી અને ઇ. સ. ૧૬૬૭ માં હાલનો "બાલ્કન સ્ટેટ"ના નામે ઓળખાતો સઘળો પ્રદેશ તથા કાળા સમુદ્રના ઉત્તર કિનારાપર આવેલો રશિઆનો થોડોક ભાગ જીતી લીધો હતો. તુર્ક લોકો મુસલમાન ધર્મના પેગમ્બર મહમદના અનુયાયી હોવાથી તેઓને ખ્રિસ્તી લોકો માટે જરાપણ સહાનુભૂતિ નહોતી. જે લોકો તેઓના ધર્મના ન હોય તેનો તરવારથી વધ કરવો એવી તેઓની માન્યતા હતી. પણ ઓગણીસમા સૈકાના પૂર્વાર્ધમાં યુરોપમાં આવેલું તુર્કસ્તાનનું

સામ્રાજ્ય પડી ભાંગવા માંડ્યું હતું, કારણકે તુર્કસ્તાનમાં અરાજકતા પ્રસરી રહી હતી અને ખ્રિસ્તી લોકો તુર્કોના અમલથી સ્વતંત્ર થવા માગતા હતા. ખ્રિસ્તી રાષ્ટ્રોને તેઓનું સ્વાતંત્ર્ય મેળવવાના કાર્યમાં મદદ કરવાને બ્રિટન રાજી હતું, પરંતુ તેને એવી ધાસ્તી લાગતી હતી કે જો તુર્ક લોકો નબળા પડી જાય તો રશિઅનો ડાર્ડેનલ્સ પચાવી પાડે અને રશિઆના દક્ષિણ ભાગમાંથી કાળા સમુદ્રમાં થઈ બહાર નીકળવાનો માર્ગ ખુલ્લો થઈ જાય અને હિંદુસ્તાનનું બ્રિટિશ રાજ્ય ભયમાં આવી પડે. જ્યાંસુધી ડાર્ડેનલ્સ તુર્કસ્તાનના તાબામાં હોય ત્યાંસુધી તો રશિઆના વહાણોને ભૂમધ્ય સમુદ્રમાં જઈ હિંદુસ્તાન અને ઇંગ્લૅન્ડ વચ્ચેના વ્યવહારમાં ખલલ પાડતાં અટકાવી શકાય. ભૂમધ્ય સમુદ્ર અને રાતા સમુદ્રને જોડનારી સુએઝની નહેર સને ૧૮૬૯ સુધી ખુલ્લી મૂકવામાં આવી નહોતી અને તે પહેલાં બંને સમુદ્ર વચ્ચેનો વ્યવહાર સિનાઈના દ્વીપકલ્પને માર્ગે ચાલતો હતો.

ઇ. સ. ૧૮૨૭ માં બ્રિટને ગ્રીક લોકોને તુર્કસ્તાનથી સ્વતંત્ર થવામાં મદદ કરી હતી, પણ ઇ. સ. ૧૮૫૪ માં જ્યારે રશિઆ તુર્કસ્તાન જીતી લેવાની તજવીજ કરી રહ્યું હતું ત્યારે તેને તેમ કરતું અટકાવવા માટે બ્રિટન અને ફ્રાન્સ તેની સામે જોડાઈ ગયાં હતાં.

પછી જે વિગ્રહ થયો તે “ **ક્રિમિયન વિગ્રહ** ” કહેવાય છે અને તે ઇ. સ. ૧૮૫૪ થી ૧૮૫૬ સુધી ચાલ્યો. તુર્કસ્તાનની હદમાંથી રશિઅન લોકોને હાંકી કાઢવામાં આવ્યા, પણ મિત્રરાજ્યોએ રશિઅન લોકોનો સેબાસ્ટોપોલનો કિલ્લો લેવાનો ઠરાવ કર્યો. તેઓ ક્રિમિઆ જઈ પહોંચ્યા અને આલ્માની લડાઈમાં વિજય પામ્યા, પણ સેબાસ્ટોપોલ પર હલ્લો કરવામાં તેઓએ વિલંબ કર્યો તેથી રશિઅનોને તે કિલ્લો મજબુત કરવાનો વખત મળ્યો. બ્રિટિશ લોકોની સઘળી સામગ્રી ૭ માઈલ દૂર બાલાકલાવા આગળ આવેલી ખાઈની પાછળ રાખવામાં આવી હતી, ત્યાંથી આવતી મદદનો અટકાવ

કરવાનો નિશ્ચય રશિઅન લોકોએ કર્યો હતો. આ યુધ્ધમાં "હેવી બ્રિગેડ" અને "લાઈટ બ્રિગેડ" નામની ટુકડીઓએ અદ્‌ભુત પરાક્રમ કરી બતાવ્યું અને છેવટે રશિઅનોને હાંકી કાઢયા. પંદર દિવસ રહી દુશ્મનોએ ઇન્કરમૅન આગળના બ્રિટિશ સૈન્યપર હુમલો કર્યો અને સેબાસ્ટોપોલને ઘેરો ઘાલ્યો. કોઇપણ જાતની વ્યવસ્થા થઈ શકે નહિ એવા ધુમ્મસમાં યુધ્ધ થયું, પણ બ્રિટિશ સૈનિકોની હિંમતથી રશિઅનોને હાંકી કાઢવામાં આવ્યા ( તા૦ ૫ મી નવેમ્બર ૧૮૫૪ ). પણ શત્રુઓ કરતાં ત્યાંના હવા પાણીથી ઘણું નુકસાન પહોંચ્યું. ભયંકર તોફાનથી ઘણા તંબુઓનો અને ખોરાક, કપડાં તથા લડાઈના શસ્ત્રો લઈ આવતાં



ચિત્ર ૧૦૧–ક્રિમિઆના યુધ્ધનો ચાંદ

૨૧ વહાણોનો નાશ થયો. આથી બ્રિટિશ સૈન્યને ચાર માસ સુધી અગણિત સંકટો વેઠવાં પડયાં. ઘણીજ કકડતી ઠંડી પડતી હતી, ખોરાક અને લુગડાંની તંગી હતી, અને દવાખાના માટે જોઈતી વસ્તુઓ બીલકુલ હતી નહિ. ઘણા સૈનિકો તાવ, કૉલેરા, સંગ્રહણી વગેરે બીજી માંદગીથી પીડાતા હતા અને એક વખતે તો લડાઈમાં લડવા લાયક માણસો કરતાં આવાં માંદા માણસોની સંખ્યા ઘણી વધી પડી હતી. આ યુદ્ધ વખતે ક્રિમિઆમાં રહેતા વર્તમાનપત્રોના પ્રતિનિધિઓએ આ ભયંકર સ્થિતિની ખબર ઇંગ્લૅન્ડના લોકોને પહોંચાડી. આ ખબર મળતાં રણસંગ્રામ ઉપર જરૂરની વસ્તુઓ મોકલી આપવામાં આવી અને મિસ **ફ્લૉરેન્સ નાઇટિંગેલ** કેટલીક સેવિકાઓ સાથે સૈનિકોની સારવાર કરવા ઉપડી ગઈ. રશિઅન લોકોએ સેબાસ્ટોપોલ ઉપર હુમલા કરવાની પાછી શરૂઆત કરી પણ આખરે કંટાળીને તેઓ તે કિલ્લો ઇ. સ. ૧૮૫૫ના સપટેમ્બર માસમાં છોડી ગયા, અને લડાઈનો અંત આવ્યો.

પૅરિસની સંધિથી યુરોપના મોટાં રાજ્યોએ એવું નક્કી કર્યું કે, (૧) **તુર્કસ્તાનનું રાજ્ય અખંડ રાખવું,** (૨) મૉલ્ડેવિઆ અને વૉલેશિઆના સંસ્થાનોને સ્વાતંત્ર્ય આપવું અને (૩) કાળા સમુદ્રમાં કોઈએ લડાઈના વહાણો રાખવાં નહિ.

**બાલ્કન વિગ્રહ**—ક્રિમિઅન વિગ્રહને પરિણામે મૉલ્ડેવિઆ અને વૉલેશિઆને સ્વાતંત્ર્ય મળ્યું તે જોઈ બાલ્કનના બીજાં સંસ્થાનોને સ્વતંત્ર થવાનું ઉત્તેજન મળ્યું. તેથી બાલ્કનમાં અસંતોષ વ્યાપી રહ્યો હતો. તુર્ક લોકોની ક્રૂરતા અને જુલમથી કંટાળીને ઇ. સ. ૧૮૭૫ માં બલ્ગેરિઆના લોકોએ બળવો કર્યો. તુર્ક લોકોએ પુરૂષો, સ્ત્રીઓ અને છોકરાંઓની ઘણીજ નિર્દય-પણે કતલ કરી. આ બલગેરિઅન લોકોની ક્તલથી યુરોપમાં ગુસ્સાની લાગણી ઉશ્કેરાઈ. આ વખતે ઈંગ્લૅન્ડનો મુખ્ય પ્રધાન બિકન્સફીલ્ડ જરાએ વચમાં પડયો નહિ, તેથી એની સામે લોકો ઘણાજ ક્રોધે ભરાયા. તે પછી રશિઆએ તુર્કસ્તાનપર હુમલો કર્યો. એકજ દિવસની મજલ કરી રશિઅન સૈન્ય કૉન્સટેન્ટિનોપ્લ જઈ પહોચ્યું અને તુર્ક લોકોને શરણ થવાની ફરજ પાડી. લૉર્ડ બિકન્સ-ફીલ્ડે લડાઈની ધમકી આપીને રશિઆને તુર્કસ્તાનનું માલીક થતું અટકાવ્યું. જર્મનીનો મહાન્ રાજ્યનીતિજ્ઞ પુરૂષ પ્રિન્સ બિસ્માર્ક વચમાં પડયો અને બાર્લિનમાં સર્વ રાજ્યોની પરિષદ ભરવામાં આવી.



ચિત્ર ૧૦૨-ફ્લૉરેન્સ નાઈટિંગેલ
(૧૮૨૦–૧૯૧૦)

જુદાં જુદાં રાષ્ટ્રોના પ્રતિનિધિએ **બર્લિનની સંધિ** કબુલ કરી. બ્રિટન માટે આવી માનભરેલી સંધિ મેળવવાથી રાજી થઈ બિકન્સ-ફીલ્ડ પાછો ફર્યો (૧૮૭૮). તુર્કસ્તાનના તાબાના મુલકોની હદ ઘણી ઘટી ગઈ. ધીમે ધીમે બીજાં કેટલાંક સંસ્થાનો સ્વાતંત્ર્ય મેળવવાની




ચિત્ર ૧૦૩–ઇ. સ. ૧૬૬૭માં યુરોપમાં તુર્કસ્તાનના રાજ્યો

ચળવળમાં ફાવ્યાં અને ઇ. સ. ૧૯૧૪માં તુર્ક લોકો પાસે કૉન્સટૅન્ટિનોપ્લની આસપાસના એક નાના જમીનના ટુકડા સિવાય બીજું કાંઈ રહ્યું નહિ (ચિત્ર ૧૦૩). બર્લિનની સંધિથી રશિઆ પોતાની બાજીમાં ફાવ્યું નહિ તે આપણે જોયું. તે પછી અફગાનિસ્તાનમાં માથું મારવાનો દાવ રચી તેણે અફગાનિસ્તાનના

અમીર પાસે એક એલચી મોકલ્યો. આથી રૉબર્ટસને ચઢાઈ કરવી પડી અને તેમાં તેનો વિજય થવાથી તેને "લૉર્ડ રૉબર્ટસ ઑફ કંદહાર" નો ખિતાબ આપવામાં આવ્યો.




ચિત્ર ૧૦૪-ઇ. સ. ૧૯૧૪માં યુરોપમાં તુર્કસ્તાનનાં રાજ્યો

લૉર્ડ બિકન્સફીલ્ડની ખામી ભરેલી વિદેશી રાજ્યનીતિને લીધે બલગેરિઆની કતલ થઈ એવી લોક માન્યતા હોવાથી તેને પ્રધાન પદ છોડવું પડ્યું. ગ્લૅડસ્ટન તુર્ક લોકોને યુરોપમાંથી સદાને માટે હાંકી કાઢવાના મતનો હોવાથી એ બીજીવાર મુખ્ય પ્રધાન થયો. રશિઆને ડાર્ડેનલ્સનું સ્વામિત્વ મળતું અટકાવવામાં બિસ્માર્ક સાધનભૂત હતો. તે વાત ધ્યાનમાં રાખી રશિઆએ ફ્રાન્સ સાથે દોસ્તી બાંધી,

તે અગાઉ પૃશિઆ તેનું મુખ્ય મિત્ર હતું.

## નોંધ

| | |
|---|---|
| ૧૮૫૪–૧૮૫૫ | ક્રિમિયન વિગ્રહ |
| ૧૮૭૫ | બલ્ગેરિઆની કતલ. |
| ૧૮૭૮ | બર્લિનની સંધિ. |

**સુએઝની નહેર**—ઇ. સ. ૧૮૬૯ થી આવજા કરવા માટે ખુલ્લી મુકાઈ. ઇ. સ. ૧૮૭૫ માં ઇજીપ્ટના ઉડાઉ ખેદિવ પાસેથી ૪૦ લાખ પાઉન્ડની કિંમતના સુએઝની નહેરના શેરો ખરીદી લઇ ડિઝરાયલીએ હિંદુસ્તાન જવા આવવાનો આ અગત્યનો જળ માર્ગ હાથ કર્યો. ભૂમધ્ય સમુદ્રના પૂર્વ કિનારાપર રશિઆનું બળ વધવાની ધાસ્તીથી ઇંગ્લૅન્ડને રશિઆ સામે તુર્ક લોકોનો પક્ષ અનેકવાર લેવો પડયો છે.

## સારાંશ

નેપોલિયનનો પરાભવ થયા પછી દેશમાં ઘણીજ આપત્તિ અને અસંતોષ વ્યાપી રહ્યાં હતાં. ઓગણીસમા સૈકામાં ત્રણ નામાંકિત રાજનીતિજ્ઞ પુરૂષો થઇ ગયા—સર રૉબર્ટ પિલ, લૉર્ડ બિકન્સફીલ્ડ અને મિ૦ ગ્લૅડસ્ટન. રશિઆને તુર્કસ્તાન પર ચઢાઈ કરી તે દેશ જીતી લેતું અટકાવવા માટે ઈંગ્લૅન્ડ અને ફ્રાન્સ રશિઆ સામે જોડાઇ ગયાં અને ક્રિમિયન વિગ્રહ થયો. લડાઈ બે વર્ષ ચાલી. તે ઘણી અવ્યવસ્થિત હતી અને સૈનિકોને ઘણું હેરાન થવું પડયું. આ વિગ્રહ પછી બીજાં બાલ્કન સંસ્થાનોએ સ્વાતંત્ર્ય મેળવવાનો પ્રયત્ન કર્યો. બલ્ગેરિઆની કતલને લીધે રશિઆને વચમાં પડવું પડયું અને તુર્કસ્તાનને સંધિ કરવાની ફરજ પડી. બર્લિનની સંધિથી યુરોપમાં આવેલાં તુર્કસ્તાનના સંસ્થાનોની હદ ઘણી ઘટી ગઈ, પણ રશિઆને કૉન્સટેન્ટિનોપ્લ મળ્યું નહિ.

## પ્રશ્નો

(૧) નેપોલિયન સાથેના વિગ્રહથી બ્રિટનના લોકોપર કેવી અસર થઈ?
(૨) ક્રિમિયન વિગ્રહ થવાનાં કારણો આપો.
(૩) નીચેના સ્થળો કયાં આવ્યાં છે અને સામ્રાજ્યના ઇતિહાસ સાથે પ્રત્યેકને શો સંબંધ છે તે જણાવોઃ—
બાલાકલાવા, ડાર્ડેનલ્સ, સુએઝની નહેર, સેબાસ્ટોપોલ, ઈન્કરમૅન.
(૪) મિ૦ ગ્લૅડસ્ટન, લૉર્ડ બિકન્સફીલ્ડ, ફ્લૉરેન્સ નાઈટિંગેલ, બર્લિનની સંધિ અને બલ્ગેરિઆની કતલ વિષે ટુંકમાં લખો.

# પ્રકરણ ૨૧ મું

## યુરોપના મહાવિગ્રહ

ચાળીસ વર્ષ સુધી યુરોપમાં અતિ બળવાન થયેલા વિશાળ જર્મન મહારાજ્યનો ઉદય થયાને થોડાંજ વર્ષ થયાં છે. ચિત્ર નં૰ ૧૦૪ નો નકશો જોતાં વૉટર્લૂની લડાઈ પછી ઇ. સ. ૧૮૧૫ માં પૃશિઆના રાજ્યનો વિસ્તાર કેટલો હતો તેનો ખ્યાલ આવશે. પૃશિઆની દક્ષિણના પ્રદેશમાં જર્મન લોકોના કેટલાંક સ્વતંત્ર રાજ્યો હતાં, અને કેટલાંક ઑસ્ટ્રિઆના તાબામાં હતાં. નેપોલિયન સાથેના વિગ્રહમાંથી છૂટા થયા પછી આ સઘળાં જર્મન રાજ્યોને એકત્ર કરી એક મહારાજ્ય સ્થાપવાની પૃશિઆએ તજવીજ કરવા માંડી. **હાલનું જર્મન સામ્રાજ્ય સ્થાપનાર તરીકે પ્રિન્સ બિસ્માર્ક સૌથી વધારે જગપ્રસિદ્ધ છે.** તેનો સ્વભાવ અને આશય તેનાજ ઉદ્‌ગારપરથી સ્પષ્ટ રીતે સમજી શકાશે. "મોટા મોટા પ્રશ્નોનો નિર્ણય ભાષણો કરવાથી અને વધુ મતો મેળવવાથી થઈ શકશે નહિ પણ ખૂનરેજીથી અને શસ્ત્રથીજ થઈ શકશે." આ રાક્ષસી મહત્વાકાંક્ષાને અનુસરી પૃશિઆએ ત્રણ વિગ્રહમાં અગત્યનો ભાગ લીધો અને તેમાં વિજય પામી તેણે સામ્રાજ્યનો વિસ્તાર વધાર્યો.

(૧) પહેલાં તો મધ્ય યુરોપમાં સેંકડો વર્ષ થયાં પ્રતિષ્ઠા પામેલાં ઑસ્ટ્રિઆ સાથે પૃશિઆએ સાટું કર્યું અને ઇ. સ. ૧૮૬૩ માં તેઓએ શ્લેસ્વિગ અને હૉલસ્ટીન નામના ડેન્માર્કના બે પ્રાંતો જીતી લીધા.

(૨) પરંતુ ઉત્તર જર્મનીમાં ઑસ્ટ્રિઆ પ્રબળ થાય તે પૃશિઆને ગમતું નહોતું, તેથી ઇ. સ. ૧૮૬૬ માં પૃશિઆએ ઑસ્ટ્રિઆપર ચઢાઈ કરી અને સાત અઠવાડીઆના યુદ્ધમાં ઑસ્ટ્રિઆનો પરાભવ કરી આખા યુરોપને દિઙ્મૂઢ કરી દીધું. આ યુદ્ધમાં પૃશિઆએ હૅનોવર વગેરે પ્રદેશો જીતી લઈ પૃશિઆના રાજ્યના છૂટા પડી ગયેલા ભાગોને જોડી દીધા. આ સાત અઠવાડીઆના વિગ્રહથી અર્વાચીન યુરોપના ઇતિહાસપર ભારે અસર થઈ.

ઑસ્ટ્રિઆને બદલે પ્રુશિઆ જર્મન સંસ્થાનોનું અધિપતિ થયું.

(૩) ઑસ્ટ્રિઆના પરાભવ પછી ચાર વર્ષે પ્રુશિઆએ ત્રીજા યુદ્ધની, **ફ્રેન્કો–પ્રુશિઅન યુદ્ધની,** શરૂઆત કરી. બીજા યુદ્ધથી




ચિત્ર ૧૦૫–સને ૧૮૧૫ માં મધ્ય યુરોપ

તેણે મધ્ય યુરોપનું મુખીપણું પ્રાપ્ત કર્યું હતું અને આ યુદ્ધ આખા યુરોપ ખંડમાં એક સર્વોપરિ રાજ્ય થવાની આકાંક્ષાથી લડવામાં આવ્યું હતું. ઑસ્ટ્રિઆ સામેના યુધ્ધ કરતાં આ યુધ્ધમાં પ્રુશિઆ

વધારે વિજયી થયું. લડાઈના એક મહિનાની અંદર તો ફ્રાન્સના સૈન્યનો નાશ થયો. ફ્રાન્સે નવું સૈન્ય તૈયાર કરી પાંચ મહિના સુધી નિભાવ કર્યો પણ તે જીતે તેવો સંભવ નહોતો. ઇ. સ. ૧૮૭૧ ના જાનેવારી માસમાં પૅરિસ શરણ થયું અને મે મહિનામાં સંધિ થઈ. લોરેનનો કેટલોક ભાગ અને આલ્સેસનો આખો પ્રદેશ તથા વીસ કરોડ પૌંડ યુધ્ધદંડ ફ્રાન્સને આપવાં પડ્યાં.

આ યુધ્ધથી પૃશિઆને મોટો લાભ એ થયો કે દક્ષિણનાં જર્મન સંસ્થાનો તેની સાથે જોડાઈ ગયાં અને તેના આધિપત્ય હેઠળ **જર્મન સામ્રાજ્ય**ની સ્થાપના થઈ, ૧૮૭૧. આ સંયુક્ત જર્મન સામ્રાજ્યનો પહેલો શહેનશાહ કૈસર વિલિઅમ ૧ લો હતો. લડાઈમાં બજાવેલી સેવા બદલ તેણે બિસ્માર્કને "પ્રિન્સ"નો ખિતાબ આપ્યો. ત્રણે યુધ્ધમાં પૃશિઅન લોકોનો વિજય થવાથી તેઓને એટલો બધો લાભ થયો હતો કે તેઓને પોતાના રાજ્યનો વિસ્તાર વધારવાની અને જગતની મહાપ્રજાઓમાં અગ્રસ્થાન મેળવવાની મહત્વાકાંક્ષા થઈ. તેઓનો આ હેતુ પાર પાડવા માટે જર્મનીએ ધીમે ધીમે દ્રઢતાપૂર્વક એક બળવાન અરમાર અને ઉમદા તાલીમવાળા એક સર્વોત્કૃષ્ટ સૈન્યની તૈયારી કરવા માંડી. તે પછી ઇ. સ. ૧૮૮૨ માં જર્મની, ઑસ્ટ્રિઆ અને ઇટલિનો "**ત્રિપુટી સંઘ**" રચવાની બિસ્માર્કે તજવીજ કરવા માંડી. મધ્ય યુરોપના આ ત્રણ રાષ્ટ્રોના સંઘ આગળ બીજા કોઈપણ સંઘ નીભી શકશે નહિ એવી બિસ્માર્કની માન્યતા હતી. આથી બ્રિટનને પણ મિત્રો મેળવવાની આવશ્યકતા જણાઈ, પણ ફ્રાન્સ અને રશિઆ સાથે હજુ સુધી ઘણો અણબનાવ હોવાથી તે કામ પાર ઉતારવાનું બ્રિટન માટે સહેલું નહોતું. ઇ. સ. ૧૯૦૨ માં બ્રિટને જાપાન સાથે સંધિ કરી તે જાણી આખું જગત વિસ્મય પામ્યું. લડાઈને સમયે હિંદુસ્તાનનું અને ગ્રેટ બ્રિટનના પૂર્વના મુલકોનું સંરક્ષણ કરવા માટે જાપાનની અરમાર ઘણી ઉપયોગી હતી. કેટલાક સમય પછી ઇંગ્લૅન્ડ, ફ્રાન્સ અને રશિઆ વચ્ચે સમાધાની થઈ. તેનું માન એડવર્ડ ૭ માને ઘટે છે, કારણ કે તે દેશો

વચ્ચેની અણસમજુતી દૂર કરવામાં તેણે પોતાનો વગ લગાવ્યો હતો. આથી ઘણીવાર તે "શાંતિસ્થાપક" એડવર્ડને નામે ઓળખાય છે.

જર્મનીએ ત્રણ વખતે યુદ્ધની તૈયારી કરી પણ ઇંગ્લૅન્ડના અતિ બળવાન અરમાર સામે થવાની તેની હિંમત ચાલી નહિ. અંતે ઇ. સ. ૧૯૧૪ માં તેને લાગ મળ્યો. જર્મનીનું મિત્ર રાજ્ય ઑસ્ટ્રિઆ કેટલાંક વર્ષોથી બાલ્કનમાં નવા મુલકો મેળવવાના પ્રયત્નો કરી રહ્યું હતું, એટલામાં ઇ. સ. ૧૯૧૪ ના જુલાઈ માસમાં ઑસ્ટ્રિઆના યુવરાજ ફ્રાંઝ ફર્ડિનંડનું બૉસ્નિઆ પ્રાંતમાં આવેલા સેરાજેવો શહેરમાં ખૂન થયું. આ ખૂન જોડે સર્વિઆની સરકારને પણ ગુપ્ત સંબંધ છે એવો ઑસ્ટ્રિઆ-ને સંશય આવવાથી તેણે સર્વિઆ પાસે કેટલીક એવી માગણી કરી કે જે કોઈ પણ સ્વાભિમાની સ્વતંત્ર રાષ્ટ્ર કદી કબુલ કરે નહિ. ઇ. સ. ૧૯૧૪ના જુલાઇની ૨૮ મી તારીખે ઑસ્ટ્રિઆએ સર્વિઆ વિરૂદ્ધ લડાઈ જાહેર કરી. જર્મની ઑસ્ટ્રિઆ સાથે જોડાઈ ગયું. સર્વિઆની અને રશિઆની પ્રજા સ્લાવ લોકોની બનેલી હતી તેથી રશિઆએ સર્વિઆનો પક્ષ લીધો. સંધિની શરત પ્રમાણે ફ્રાન્સને રશિઆની મદદે જવું પડયું. બેલ્જીયમના તટસ્થ પ્રદેશમાં થઈ ફ્રાન્સ ઉપર હુમલો કરવાનો પોતાનો ઇરાદો જર્મનીએ ઇંગ્લૅન્ડને જણાવ્યો. જર્મનીનું આ વર્તન યુરોપના રાજ્યો વચ્ચે થયેલા કરારનામાનું ભંગ કરનારૂં હતું. તે તહનામાને જર્મનીએ "કાગળના ચીથરાં" ની ઉપમા આપી તિરસ્કારી કાઢયું. આ યુદ્ધમાં ફ્રાન્સ સંડોવાયલું હોવાથી અને બેલ્જીયમના તટસ્થપણાનો તિરસ્કારપૂર્વક ભંગ થવાથી તે નાના રાજ્યના સંરક્ષણાર્થે ઇંગ્લૅન્ડે પણ જર્મની વિરૂદ્ધ યુદ્ધ જાહેર કર્યું.

આ પ્રમાણે એક તરફ **ત્રિપુટીસંઘ** (Triple Alliance) પૈકી જર્મની અને ઑસ્ટ્રિઆ અને બીજી તરફ **મિત્રસંઘ** (Triple Entente) પૈકી બ્રિટન, ફ્રાન્સ અને રશિઆ એવા સામસામા

બે પક્ષો વચ્ચે મહાયુદ્ધની શરૂઆત થઈ. ઇટલિ ત્રિપુટી સંધમાં સામેલ થયું નહિ, કારણ કે જર્મની કે ઑસ્ટ્રિઆપર જો કોઇ પહેલો હુમલો




ચિત્ર ૧૦૬—સને ૧૯૧૪માં મધ્ય યુરોપ

કરે તોજ તેઓ તરફથી લડવાની તેણે કબુલાત આપી હતી. થોડા વખત પછી ઇટલિ મિત્રસંધમાં સામેલ થયું. સાડાચાર વર્ષ સુધી ચાલેલા તે ભયંકર વિગ્રહમાં સ્પેન, હૉલૅન્ડ, ડેનમાર્ક અને સ્વિડન

સિવાય યુરોપના બીજાં બધાં રાષ્ટ્રો સામેલ હતાં.

**અરમાર**—નૌકાયુદ્ધની વ્યવસ્થા કરવાનો મુખ્ય બોજો ગ્રેટ બ્રિટનપર આવી પડ્યો. શરૂઆતમાં ફ્રાન્સ અને જાપાનના અરમારે અને પછીથી ઇટલિએ (૧૯૧૫) અને અમેરિકાએ (૧૯૧૭) તેને સારી મદદ કરી. રશિઅન અરમાર બાલ્ટિક અને કાળા સમુદ્રમાં અટકી પડેલું હોવાથી કાંઈ પણ ઉપયોગનું ન હતું.



ચિત્ર ૧૦૭—વાઇકાઉન્ટ ગ્રે, મહાયુદ્ધના વખતનો પરદેશખાતાંનો મંત્રિ

બહારથી આવતાં અન્નનો અને યુદ્ધ સામગ્રીનો અટકાવ કરવા માટે અને લડાઇને જુદે જુદે સ્થળે લશ્કરો જતાં અટકાવવા માટે વેપારી આગબોટો તથા મચ્છીમારના વહાણો ડુબાવી દેવાની અનેક યુક્તિ જર્મની પહેલેથી છેલ્લે સુધી રચી રહ્યું હતું. પણ જેમ ઇલિઝાબેથના અને નેલ્સનના વખતમાં બ્રિટિશ નૌકાસૈન્ય સઘળી મુશ્કેલીઓને પહોંચી વળ્યું હતું, તેમ આ વખતે પણ અનેક મુશ્કેલીઓ દૂર કરવાને તે શક્તિમાન થયું. ડુબકી મારનારાં વહાણોથી ઘણુંજ બ્હીવું પડતું. નિઃશસ્ત્ર વેપારી વહાણોપર અને ઇસ્પિતાલના વહાણોપર હુમલો કરવામાં તે જરાપણ દયા દેખાડતાં નહિ.

ઇ. સ. ૧૯૧૬માં જટલૅન્ડ આગળ એક જબરૂં દરિયાઈ યુદ્ધ થયું, તેમાં નિશ્ચિત જય તો કોઈ પક્ષનો થયો નહિ, પણ નૌકાધિપતિ બીટીએ અનુપમ સેવા બજાવી. ઇ. સ. ૧૯૧૭ની શરૂઆતમાં જર્મનીએ ઘણા જબરદસ્ત ડુબકી મારનારાં વહાણો બાંધ્યાં અને તે વડે છેક ઇંગ્લૅન્ડની લગોલગ ઍટલાન્ટિક મહાસાગરમાં અને ભૂમધ્ય સમુદ્રમાં હુમલા કર્યા. બ્રિટિશ અરમાર સઘળી મુશ્કેલીઓ અને ભયને

પહોંચી વળવાને સમર્થ હતો. હથીઆરબંધ વહાણોના પહેરા હેઠળ અનેક વહાણો આવજા કરતાં હતાં. આજુબાજુના ડુબકી મારનારાં વહાણોનો નાશ કરવા માટે પાણીની અંદર બૉંબ ફોડવામાં આવતા. બંદરોમાં અને નદીના મુખમાં દુશ્મનોને ધસી આવતા અટકાવવા માટે લોખંડની જાળીઓ અને એવા બીજા પ્રતિબંધોનો વપરાસ કરવામાં આવતો. દરિયામાં જબરદસ્ત તરતી સુરંગો રાખવામાં આવતી. ડુબકી મારનારાં વહાણોની બાતમી મેળવવા માટે વિમાનોનો ઉપયોગ કરવામાં આવતો. આ ઉપરાંત તે ડુબકી મારનારાં રાક્ષસી યંત્રો સામે બીજી ઘણી યુક્તિઓનો ઉપયોગ કરવામાં આવતો. ડુબકી મારનારાં વહાણો સાથેની ઝપાઝપી લાંબા વખત સુધી ચાલી અને તે ઘણી પ્રાણઘાતક હતી. પણ બ્રિટિશ અરમારની આશ્ચર્યકારક દક્ષતાથી અને ધૈર્યથી અમેરિકાનું વીસ લાખ માણસનું સૈન્ય ઍટલાન્ટિક મહાસાગર ઓળંગી આવ્યું, અને તેમાંથી ફક્ત બસો માણસોજ માર્યા ગયા. યુદ્ધની આખરે જર્મનીનાં ૧૯૯ ડુબકી મારનારાં વહાણોનો નાશ થયો. તા. ૧૧ મી નવેંબર ૧૯૧૮ ને દિવસે થયેલી યુદ્ધવિરામની શરત પ્રમાણે જર્મન અરમાર ઘણે ભાગે શરણ થયો અને તેને સ્કાપા ફ્લો આગળ પડી રહેવાની ફરજ પાડવામાં આવી. જે દિવસે પાકી સંધિ થઈ તે દિવસે સાંજના તે વહાણોના ખલાસીઓએ પોતાના ઘણાંખરાં વહાણો ડુબાવી દીધાં. આ પ્રમાણે જર્મન અરમારનો અપજશભર્યો અંત આવ્યો.

**બ્રિટિશ સૈન્ય**—મહાવિગ્રહના સાડાચાર વર્ષ દર્મિયાન બ્રિટિશ સામ્રાજ્યનું લશ્કર પૃથ્વીને અનેક સ્થળે રણસંગ્રામમાં રોકાયલું હતું. બ્રિટનના સમુદ્ર ઉપરના ઉપરિપણાને લીધે કૅનેડા, ઑસ્ટ્રેલિઆ, ન્યૂઝીલૅન્ડ, હિંદુસ્તાન, દક્ષિણ આફ્રિકા અને બીજા નાના બ્રિટિશ મુલકોમાંથી અસંખ્ય માણસો તે અણીને પ્રસંગે બ્રિટનની મદદે જઈ પહોંચ્યા. અર્લ કિચનરને યુદ્ધ ખાતાંનો મંત્રિ નીમવામાં આવ્યો હતો અને તેના કહ્યા પ્રમાણે યુદ્ધ સંબંધી વ્યવસ્થા કરવામાં આવતી હતી. સર જહૉન ફ્રેન્ચને ફ્રાન્સમાના બ્રિટિશ સૈન્યનો સેનાપતિ

નીમવામાં આવ્યો હતો. ફ્રાન્સની પૂર્વ સરહદ ઉપર ધસી આવતાં જર્મન સૈન્યનો અટકાવ કરવા માટે અને તેનો સંપૂર્ણ પરાભવ કરી




*Germans farthest advance, September 1914* ........ ooooooo

*Approximate German line at the end of October 1914* ........ - - - -

*German gains by their offensives of March and May-June 1918* ........

*Allied line at the beginning of their great offensive, July 18th, 1918* ........ ▬▬▬

*Allied line at the Armistice, November 11th, 1918* ........ ●●●●●●●

ચિત્ર ૧૦૮—પશ્ચિમનું યુદ્ધક્ષેત્ર

તેને ત્યાંથી હાંકી કાઢવામાં ફ્રાન્સને મદદ કરવા માટે યુરોપ ગયેલા બ્રિટિશ સૈન્યનો મુખ્ય ભાગ ફ્રાન્સની સરહદ ઉપર રાખવામાં આવ્યો

હતો. શરૂઆતમાં કેટલાંક અઠવાડીઆં સુધી તો જર્મન લોકો ઘણી ઝડપે આગળ વધ્યા અને પૅરિસથી થોડાજ માઈલને અંતરે જઈ થોભ્યા. અંગ્રેજ અને ફ્રેન્ચ સૈન્યે ઉત્તર સમુદ્રથી સ્વિટ્ઝરલૅન્ડની સરહદ સુધી ખોદેલી ઉંડી ખાઇઓમાં પડાવ નાંખ્યો.

**૧૯૧૫**—આ વર્ષમાં બ્રિટિશ લોકોને હરેક પ્રકારના શસ્ત્રોની તંગાસ લાગવા માંડી. પણ તે વર્ષના ડિસેંબર મહિનામાં મિ૰ લૉઈડ જ્યૉર્જ મુખ્ય પ્રધાન થયો અને તેણે શસ્ત્રો તથા દારૂગોળા તૈયાર કરવાની સખત જુંબેશ ઇંગ્લૅન્ડમાં ચલાવી. ઘણી લડાઈઓ થઈ. એક પછી એક ઝપાટાબંધ સામસામા હુમલાઓ પણ થયા અને બંને બાજુએ ઘાયલ થયેલા અને મરણ પામેલા સૈનિકોની સંખ્યા અતિશય વધી ગઈ પણ કોઇપણ પક્ષ નિશ્ચિત વિજય પામ્યો નહિ. ૧૯૧૫ના જુન માસમાં લૉર્ડ કિચનરને દરિયામાં તોફાન નડવાથી તે ડુબી ગયો. ડિસેંબર મહિનામાં સર ડગલાસ હેગ બ્રિટિશ સૈન્યનો સેનાપતિ થયો.

**૧૯૧૬**—આ વર્ષના પહેલા છ મહિના તો લડાઈનું કામ ઘણું ધીમું ચાલ્યું. બ્રિટિશ સૈન્યો વધારે શસ્ત્રોની અને દારૂગોળાની રાહ જોતાં હતાં, અને વધુ લશ્કર ઉભું કરવા માટે ગ્રેટ બ્રિટને ફરજીઆત લશ્કરી કેળવણી આપવાનો ઠરાવ કર્યો. આ વર્ષની આખરે બ્રિટિશ લોકોએ "ટૅંક" નામનું એક સુપ્રસિધ્ધ યુધ્ધ યંત્ર તૈયાર કર્યું, પણ જર્મન લોકો ખાઈઓમાં એવો મજબુત પડાવ નાંખી રહ્યા હતા કે ત્યાંથી તેઓને એકદમ હાંકી કઢાય તેમ નહોતું.

**૧૯૧૭**—આ વર્ષના માર્ચ મહિનામાં જર્મન લોકો થોડા માઈલ સુધી પાછા હઠયા અને "હિંડનબર્ગ લાઈન" નામની નવી કિલ્લાની હારનો આશ્રય લીધો. ફ્લૅન્ડર્સમાં ભયાનક મારામારી થઈ પણ તે પ્રદેશની જમીન નરમ અને કાદવવાળી હોવાથી કાંઈ વિશેષ પ્રગતિ થઈ શકી નહિ. અકટોબર મહિનામાં અમેરિકાએ પહેલીજવાર ખાઈની લડાઈમાં ભાગ લીધો. તેજ મહિનામાં કૅમ્બ્રાઈ આગળ એક મોટી લડાઈ

થઈ તેમાં "ટૅંક" નામના નવી તરેહના ૪૦૦ યુધ્ધયંત્રોનો બ્રિટને ઉપયોગ કર્યો. "હિંડનબર્ગ લાઈન" નામની કિલ્લેબંધીમાં કેટલેક ઠેકાણે ગાબડાં પાડી ઘણા જર્મનોને કેદ કરવામાં આવ્યા, પણ હજુસુધી જર્મન લોકોનો જરાપણ પરાભવ થયો નહોતો. તેઓ વિરૂધ્ધ કરવામાં આવેલા હુમલાઓ સામે તેઓએ પણ હુમલા કર્યાં અને તેઓએ જે કાંઈ ગુમાવ્યું હતું તે ઘણે ભાગે પાછું મેળવ્યું.



ચિત્ર ૧૦૯—અર્વાચીન ઘોડેસ્વાર. પ્રાણઘાતક ગૅસથી બચવા માટે તેણે મુખવટો પહેર્યો છે.

**૧૯૧૮**—રશિઆમાં બોલશેવિક અમલ શરૂ થયેલો હોવાથી જર્મન લોકોને તે તરફનો વિશેષ ભય રહ્યો નહિ, એટલે તેઓએ પોતાનું ઘણુંખરૂં લશ્કર તે બાજુએથી ખસેડી ફ્રાન્સની બાજુએ એકઠું કર્યું. માર્ચ મહિનામાં જર્મન લોકોએ સેંટ કવેન્ટિન આગળ સખત હુમલો કર્યો, અને તેઓ ફાવ્યા. બ્રિટિશ સૈન્ય ઘણું ભયમાં આવી પડ્યું. જુદે જુદે ઠેકાણેથી જે કાંઈ સૈન્ય મોકલી શકાય તેવું હતું તે ત્યાં મોકલવામાં આવ્યું. મિત્ર સૈન્યનું આધિપત્ય **જનરલ ફૅાશને** આપવામાં આવ્યું અને બ્રિટિશ, ફ્રેન્ચ અને અમેરિકાના સૈન્યના પ્રયત્નથી જર્મનોને આમિઅન્સ આગળ અટકાવવામાં આવ્યા.

લગભગ ચાર વર્ષ સુધી એકસરખી ચાલેલી લડાઈ પછી જર્મન લોકો લડાઈ પહેલાંની પોતાની અસલ સ્થિતિએ આવી પહોંચ્યા. પોતાનો વિજય થશે એવી જર્મન લોકોની ધારણા હતી. કારણ કે તેઓ એમ માનતા હતા કે બ્રિટિશ સૈન્યનું બળ પડી

ભાંગ્યું હતું, પણ તેઓની તે આશા ખોટી પડી. જુલાઈ મહિનામાં મિત્ર રાજ્યોનાં સઘળાં લશ્કરોએ સખત હુમલો કર્યો. લડાઈના અંતની આ શરૂઆત હતી. પોતાના "ટૅંક" યંત્ર સહિત બ્રિટિશ સૈન્ય ધાડા ધુમસમાં આગળ વધ્યું. જર્મન સૈન્યની હાર તોડી તેઓ એક દિવસમાં દસ માઈલ સુધી આગળ ધસી ગયા. ઉપરાચાપરી લડાઈઓ થઈ. દરેક ઠેકાણે મિત્રો વિજય પામતા ગયા. મિત્રોના



ચિત્ર ૧૧૦–એક મોટી 'હૉવિટઝર' (તોપ)

સુવ્યવસ્થિત સૈન્યની કુશળતા અને સખત ધસારા સામે જર્મન લોકોની મજબૂતમાં મજબૂત કિલ્લેબંધી પણ ટકી શકી નહિ. તા૰ ૧૧ મી નવેંબરે મૉન્સ આગળની લડાઈથી વિગ્રહ બંધ પડ્યો. આજ ઠેકાણે વિગ્રહની શરૂઆતમાં યુદ્ધ થયું હતું. તા૰ ૧૧ મી નવેંબરે અગીઆર વાગે યુદ્ધવિરામની શરતો કબુલ થયાથી લડાઈનો અંત આવ્યો. રણક્ષેત્રમાં મરણ પામેલા સૈનિકોના સ્મરણાર્થે અને

પરમેશ્વરનો આભાર માનવા માટે દર વર્ષે તે યુદ્ધવિરામના સંવત્સરીના દિવસે અને કલાકે સમસ્ત સામ્રાજ્યમાં બધે ઠેકાણે બે મિનિટ સુધી સઘળો વ્યવહાર બંધ પાડી સંપૂર્ણ શાંતિ પાળવામાં આવે છે. ગૅલીપોલી, સૅલોનિકા, ઇજીપ્ટ, પૅલેસ્ટાઇન, સિરિઆ, મૅસોપોટેમિઆ અને આફ્રિકામાં જે લડાઈઓ થઈ તે વિશેષ મહત્વની ન હોવાથી તેની હકીકત આ નાના પુસ્તકમાં આપી નથી. **૧૯૧૯ના જુન માસમાં વર્સેલ્સ આગળ સંધિ થઈ.** આ સંધિથી યુરોપના નકશામાં ઘણા ફેરફારો થયા. જર્મનીએ પોતાના દરિયાપારના સંસ્થાનો ગુમાવ્યાં, ૧૮૭૦ માં પચાવી પાડેલા અલ્સાસ અને લૉરેનના પ્રાંતો પાછા ફ્રાન્સને સોંપવા પડ્યા, પોતાના સૈન્ય અને અરમારમાં ઘટાડો કરવો પડ્યો, અને લડાઈના ખર્ચ તથા નુકસાન બદલ ભારે દંડ ભરવો પડ્યો.



ચિત્ર ૧૧૧—મહા-યુદ્ધમાં બજાવેલી સેવા માટેનો ચાંદ

આ પ્રમાણે આ મહા ભયંકર યુદ્ધ સમાપ્ત થયું. રશિઆમાં ઘણી ઉથલપાથલ થઈ અને બૉલશેવિક લોકોનો કડક અમલ શરૂ થયો. ઑસ્ટ્રિઆનું સામ્રાજ્ય પડી ભાંગ્યું અને તેના વિભાગો પડવાથી અનેક રાષ્ટ્રો અસ્તિત્વમાં આવ્યાં. પોલૅન્ડ, ઝેકોસ્લોવેકિયા, જુગોસ્લાવિયા, વગેરે નાનાં મોટાં સ્વતંત્ર રાષ્ટ્રોમાં મધ્ય યુરોપ વહેંચાઈ ગયું. આ મહાન વિગ્રહથી આખા જગતમાં બધું મળી ૧,૧૦,૦૦,૦૦૦ મરણ નિપજ્યાં. યુદ્ધ સંબંધી સર રૉબર્ટ વૉલપોલના ઉદ્ગાર ખરેખર સાચા છે. “દેશમાં જો કોઈ સૌથી વધારે ભયંકર સંકટ હોય તો તે વિગ્રહ છે; વિગ્રહ ચાલે છે ત્યાંસુધી આપણને નુકસાન ખમવું પડે છે અને તે પૂર્ણ થયા પછી પણ આપણને વિશેષ લાભ મળતો નથી.”

પણ આ વિગ્રહથી એક સારૂં પરિણામ નિપજ્યું: રાષ્ટ્રસંઘ—




ચિત્ર ૧૧૨–ઈ. સ. ૧૯૧૯ની સંધિ પછીના બ્રિટિશ સામ્રાજ્યનો વિસ્તાર દેખાડનારો પૃથ્વીનો નકશો

League of Nations—નામની એક સંસ્થા સ્થાપવામાં આવી. શરૂઆતમાં તે સંઘમાં ૨૭ રાષ્ટ્રો સામેલ થયાં. "આંતર રાષ્ટ્રીય સહકાર ખીલવવાના, લડાઈ નહિ કરવાની કબુલાત આપી દેશની શાંતિ અને સલામતીમાં વૃદ્ધિ કરવાના, એક બીજા રાષ્ટ્રો વચ્ચેના પરસ્પર વ્યવહારમાં કોઈપણ બાબત ગુપ્ત નહિ રાખતાં ન્યાયી અને સંમાન્ય સંબંધ જાળવવાના, આંતર રાષ્ટ્રીય કાયદાને આધારે એક બીજા રાજ્યો વચ્ચેનો વ્યવહાર ચલાવવાના, ન્યાય જાળવવાના અને સંગઠિત પ્રજાઓ જોડેના વ્યવહારમાં થયેલી સર્વ સંધિને માન આપવાના" સ્તુત્ય ઉદ્દેશથી તે સંઘ રચવામાં આવ્યો હતો.

ઇ. સ. ૧૯૨૨ માં અમેરિકા, ફ્રાન્સ, બ્રિટન, જાપાન અને બીજાં કેટલાંક રાષ્ટ્રોએ પોતાના સૈન્યમાં અને અરમારમાં ઘટાડો કરવાનું કબુલ કર્યું. આ પ્રમાણે રાષ્ટ્ર સંઘનો ઉદ્દેશ પાર પાડવાની શુભ શરૂઆત થઈ.

# પ્રકરણ ૨૨ મું

## કાયદા અને રાજ્યતંત્રનો વિકાસ (૧)

નૉર્મન રાજાઓની સર્વોપરિ રાજ્યસત્તા ઉપર આસ્તે આસ્તે જે અંકુશો મુકાતા ગયા અને આખરે ઇ. સ. ૧૨૯૫ માં પહેલા એડવર્ડને જે "આદર્શ પાર્લમેન્ટ" ભરવી પડી તેની હકીકત આપણે ૮ મા પ્રકરણમાં વાંચી ગયા છીએ. ત્યારપછી ટયૂડર સમયમાં આપણે જોઈ ગયા કે જ્યાંસુધી મદોન્મત્ત ઉમરાવોને કાબુમાં રાખવાથી દેશમાં શાંતિ જાળવી શકાતી ત્યાંસુધી તો પાર્લમેન્ટ આપખુદી રાજાઓને દેશનો સઘળો રાજ્યકારભાર તેઓની ઇચ્છા પ્રમાણે ચલાવવા દેવાને ખુશી હતી. ટયૂડર રાજાઓના આપઅખત્યારી અમલ પછી પાર્લમેન્ટદ્વારા રાજ્યવ્યવસ્થા કરવાની પદ્ધતિ દાખલ થઈ તેનું હવે આપણે ટુંક અવલોકન કરીશું.

**જેમ્સ ૧ લા**એ અનેક માર્ગે પૈસા ઉભા કરી પાર્લમેન્ટ વગર રાજ્ય કરવાનો પ્રયત્ન કર્યો. પણ ઇ. સ. ૧૬૧૦માં એણે પાર્લમેન્ટ બોલાવી ત્યારે લોક પ્રતિનિધિઓએ એણે નાખેલી વધારાની જકાત સામે પોકાર ઉઠાવ્યો. રાજાઓ પોતાને રાજ્ય કરવાનો દૈવી હક હોવાનો દાવો કરી રહ્યા હતા તે નહિ ગણકારતાં લોક પ્રતિનિધિઓએ આ પ્રમાણે પોતાના સંકટો પ્રકટ કરવાની આ પહેલી તક સાધી. પછી જેમ્સે ૧૦ વર્ષ સુધી પાર્લમેન્ટ વગર રાજ્ય ચલાવ્યું. આખરે ઇ. સ. ૧૬૨૧ માં પાર્લમેન્ટની સભા ભરવામાં આવી, પણ તે પાર્લમેન્ટની આમની સભાએ વિદ્વાન ન્યાયમંત્રિ ફ્રાન્સિસ બેકન સામે કામ ચલાવ્યું અને પાર્લમેન્ટના દફતરમાં એવો વાંધો નોંધ્યો કે "તેઓનો રાજકીય હકો તથા અધિકારનો ભોગવટો એ ઇગ્લૅન્ડની પ્રજાનો જન્મસિદ્ધ હક છે." રાજાએ તે **દફતર** મંગાવ્યું અને તે વાંધાવાળાં પાના ફાડી નાખ્યાં. પણ એમ પાનાં ફાડી નાખવાથી શું વળે? લોક પ્રતિનિધિઓએ તો પોતાનો વાંધો દર્શાવી સ્પષ્ટ કર્યું હતું કે રાજ્યમંત્રિઓએ ફક્ત

રાજાની મરજી પ્રમાણે વર્તવાનું નહોતું. પણ તેઓ પોતાનાં કાર્યો માટે પ્રજાને પણ જવાબદાર હતા.

**ચાર્લ્સ ૧ લો**—ઇ. સ. ૧૬૨૮માં **"પ્રજાહકની અરજી"** તૈયાર કરવામાં આવી અને ચાર્લ્સે તે સ્વીકારી ત્યારેજ પાર્લમેન્ટે નાણા આપવાનું મંજૂર કર્યું. "જ્યાંસુધી અમારી અડચણો દૂર કરવામાં આવશે નહિ ત્યાંસુધી અમે નાણાની કોઈપણ રકમ મંજૂર કરીશું નહિ"—આ પાર્લમેન્ટની માનીતી કહેવત થઈ પડી. ચાર્લ્સે પોતાનું વચન પાળ્યું નહિ અને **વહાણવેરા** જેવા કરો નાંખી પૈસા ઉભા કરવા માટે અનેક અન્યાયભરેલા ઉપાયો રચ્યા. તે સામે જહૉન હૅમ્પડને વાંધો ઉઠાવી લોકોને જાગૃત કર્યા, અને ચાર્લ્સના અન્યાયી રાજ્ય અમલ પ્રત્યે તેઓનું ધ્યાન ખેંચાયું.

ઇ. સ. ૧૬૪૦માં સુપ્રસિદ્ધ "લાંબી પાર્લમેન્ટ" મળી તેણે ઘણા અગત્યના સુધારા દાખલ કર્યા:

(૧) નોકાકર, સ્ટાર ચેમ્બર કૉર્ટ અને હાઈ કમિશન કૉર્ટ રદ કરવામાં આવ્યાં. જે કોઈ રાજાને ઉછીતાં નાણાં કે નજરાણાં આપવા ના પાડતું તેને સજા કરવા માટે સ્ટાર ચેમ્બર કૉર્ટ રચવામાં આવી હતી. જે કોઈ ઇંગ્લૅન્ડના ધર્માલયની ઉપાસના પધ્ધતિ પ્રમાણે પૂજા કરવા ના પાડતું તેની તપાસ હાઈ કમિશન કૉર્ટમાં ચલાવવામાં આવતી હતી.

(૨) દેહાંત દંડનો ખરડો પસાર કરી સ્ટ્રૅફર્ડને ફાંસી દેવામાં આવી.

(૩) એક મોટું વાંધાપત્રક બહાર પાડવામાં આવ્યું. ગત કાળમાં પ્રજાએ વેઠેલા સંકટની તે ૨૦૬ કલમની એક યાદી હતી અને તેમાં રાજાના જુલ્મી અને અન્યાયી અમલની વિગત આપવામાં આવી હતી.

(૪) રાજા સામે યુદ્ધ ચલાવ્યું અને તેની તપાસ ચલાવી તેને ફાંસીની સજા કરી.

(૫) લોકસત્તાવાળી રાજ્યપધ્ધતિ સ્થાપી.

પણ તે વખતે પાર્લમેન્ટની સત્તા ફક્ત નામનીજ હતી. ખરેખરી સત્તા તો "નવી આદર્શ સેના" ના અને તેના અધિપતિ ક્રૉમવેલના હાથમાં હતી.

**ચાર્લ્સ ૨ જો**—પાર્લમેન્ટની એક ખાસ સભા ભરવામાં આવી અને તેણે ચાર્લ્સ ૨ જાને ઇંગ્લૅન્ડનું રાજ્ય ચલાવવાની વિનંતિ કરી. તેના વખતમાં ઘણોજ અગત્યનો "વ્યકિત સ્વાતંત્ર્યનો કાયદો"—Habeas Corpus Act—પસાર કરવામાં આવ્યો. આ કાયદા પ્રમાણે ન્યાયાધીશ એક ફરમાન બહાર પાડતો અને કેદીને તેની તપાસ માટે રજુ કરવાનો જેલના અધિકારીને હુકમ કરતો. ખરૂં જોતાં તો આ કાયદામાં આગળ પસાર થયેલા "મૅગના કાર્ટા" ની કેટલીક કલમો પાછી ઘડવામાં આવી. પણ તેનો એટલી બધી વાર ભંગ થયો હતો કે તેને પાછો ચોક્કસ નવા રૂપમાં મુકવાની પાર્લમેન્ટને આવશ્યકતા જણાઈ. 'Habeas Corpus' શબ્દનો અર્થ એવો થાય છે કે "ન્યાયાધીશે કેદીને તપાસ માટે પોતા પાસે બોલાવવો."

**વિલિઅમ ૩ જો અને મેરી**—યશસ્વી રાજ્યક્રાંતિ પછી પાર્લમેન્ટે "રાષ્ટ્રીય હકનો ખરડો"—Bill of Rights–પસાર કરી રાજાનું ખરૂં વર્તન કેવું હોવું જોઈએ તેના નિયમો નકકી કર્યા. સ્ટુઅર્ટ રાજાઓના વખતમાં જે ઘણાજ અગત્યના હકો સંબંધી તકરાર ઉભી થઈ હતી તે બધાનો સમાવેશ આ ખરડામાં કરવામાં આવ્યો હતો. તે નીચે મુજબ હતા:

(૧) પાર્લમેન્ટની સંમતિ વગર રાજાથી કોઈપણ રીતે નાણાં ઉઘરાવી શકાય નહિ.

(૨) પાર્લમેન્ટની સંમતિ વગર શાંતિના વખતમાં રાજાથી સ્થાયી લશ્કર રાખી શકાય નહિ.

(૩) કોઈપણ કૅથૉલિક પંથનો રાજા ઇંગ્લૅન્ડની ગાદીએ બેસી શકે નહિ.

(૪) પાર્લમેન્ટ વારંવાર બોલાવવી જોઈએ.

આ પ્રમાણે રાજા અને પાર્લમેન્ટ વચ્ચે લાંબા વખતથી ચાલતા ઝગડાનો અંત આવ્યો, અને પાર્લમેન્ટનો વિજય થયો.

**અર્વાચીન સમય**—સ્ટુઅર્ટ સમયની આખેરીથી આજ સુધીનો ઇંગ્લૅન્ડના રાજ્ય વહીવટનો ઇતિહાસ પાર્લમેન્ટની વધતી જતી




ચિત્ર ૧૧૩–વિલિઅમ ૩ જાના વખતનો એક સ્મારક ચાંદ

સત્તાની હકીકતોથી ભરપૂર છે. હૅનોવર વંશનો પહેલો રાજા જ્યૉર્જ ૧ લો જર્મન હતો અને તેને અંગ્રેજી ભાષા આવડતી ન હતી. પ્રધાન મંડળની સભામાં તે હાજર રહેતો નહિ. આ પ્રમાણે તે ગાદીએ આવ્યો ત્યારથી હાલની પ્રધાન મંડળદ્વારા રાજ્યકારભાર ચલાવવાની પધ્ધતિ શરૂ થઈ.

અરાઢમા સૈકામાં મોટા ભયાનક વિગ્રહો થવાથી રાષ્ટ્રની રાજ-

કીય પ્રગતિ થઈ શકી નહિ. વૉટર્લૂની લડાઈમાં નેપોલિયનનો પરાભવ થયા પછી બ્રિટનના લોકોની સ્થિતિ ઘણી દુખદાયક થઈ પડી. હમેશાં મોટી લડાઈઓમાં થાય છે તેમ શ્રીમંત વેપારીઓ, કારખાનાવાળાઓ અને ખેડુતો ઘણા પૈસાદાર થયા, પણ મધ્યમ વર્ગના લોકો અને ગરીબ લોકો ઘણી ગરીબ સ્થિતિમાં આવી પડ્યા. ધંધારોજગાર વગરના અને આવડત વગરના લોકોની સંખ્યા વધી



ચિત્ર ૧૧૪–જુના વખતનો કચેરીનો એક ચપરાશી



ચિત્ર ૧૧૫–એક "પિલર" (પિલનો અનુયાયી)

ગઈ. ઘણાં કારખાનાં લડાઈના શસ્ત્રો અને ખાસ કરી કપડાં તથા જોડા બનાવવાના કામમાં રોકાયલાં હતાં તે બંધ થઈ ગયાં; કરોનો બોજો વધી પડયો હતો; અનાજ મોઘું થઈ ગયું હતું અને ખેતીનો

ધંધો નફાકારક ન હતો. તે ઉપરાંત હાથે કામ કરનારાઓને બદલે યંત્રોનો ઉપયોગ થવાથી ઘણો અસંતોષ ફેલાયો. ઇ. સ. ૧૮૨૧ની સાલથી તે સ્થિતિ સુધારવાનાં ચિન્હો દેખાવવા લાગ્યાં.

સ્વદેશ ખાતાના મંત્રિ **સર રૉબર્ટ પિલે** ફોજદારી કાયદામાં સુધારો કર્યો, અને પોલિસ ફોજની સુવ્યવસ્થા કરી. પૂર્વે "સેટલમેંટ" કાયદાની રૂએ નક્કી કરેલી મર્યાદા બહાર મજુરોથી પોતાની મરજીમાં આવે ત્યાં કામ કરવા જવાતું નહિ. તે કાયદો રદ કરવાથી કામગાર વર્ગના લોકોની સ્થિતિ સુધરતી ગઈ. કામગાર વર્ગને પોતાનાં મંડળો સ્થાપતા અટકાવવા માટે સંઘપ્રતિબંધક કાયદા—Combination Laws—ઘડવામાં આવ્યા હતા તે પણ રદ કરવામાં આવ્યા. તે કાયદા થોડો વખત સુધી પાછા અમલમાં મુકવામાં આવ્યા હતા પણ પછીથી તે પાછા રદ કરવામાં આવ્યા.

**રાજકીય સુધારણાના કાયદા**—The Reform Bills. પાનસો વર્ષ પર એડવર્ડ ૧ લાએ પાર્લમેન્ટના સભ્યો તરીકે લોકપ્રતિનિધિઓની ચુંટણી કરવાની પધ્ધતિ દાખલ કરી હતી પણ તેમાં સમયાનુસાર ફેરફાર ન થવાથી ઘણી ખામીઓ રહી ગઈ હતી. ગામડાના લોકો કારખાનાવાળાં શહેરોમાં જઈ વસવા લાગ્યા હતા. અગાઉ જે શહેરો મોટાં ગણાતાં હતાં તેની અગત્ય ઘટી જવા છતાં તેઓ તરફથી પાર્લમેન્ટમાં પ્રતિનિધિઓ ચૂંટાઇ આવતા હતા, પણ બીજાં કેટલાંક વસ્તીવાળાં અને વેપાર ધંધામા આગળ વધેલાં નવાં મોટાં શહેરોને પ્રતિનિધિઓ મોકલવાનો હક ન હતો.

મત આપવાનો અધિકાર ઘણા થોડા લોકોને હતો. આખરે વિલિઅમ ૪ થાના રાજ્યની શરૂઆતમાં એક પ્રસિધ્ધ રાજનીતિજ્ઞ પુરૂષ **લૉર્ડ જહૉન રસલે** ઇ. સ. ૧૮૩૧ માં પાર્લમેન્ટની સુધારણાનો ખરડો પાર્લમેન્ટમાં રજુ કર્યો. આ ખરડાનો મુખ્ય હેતુ એ હતો કે અગાઉના જે મોટાં શહેરો પડી ભાંગ્યાં હતાં તેનો પ્રતિનિધિઓ મોકલવાનો હક રદ કરવો અને નવાં મોટાં શહેરોને તેઓના પ્રતિનિધિઓ મોકલવાનો હક આપવો. આ ખરડા સામે ઘણો વિરોધ

ઉત્પન્ન થયો અને તે વિરોધને લીધે હુલ્લડો પણ થયાં. પણ ઇ. સ. ૧૮૩૨માં લોકોના ભારે આનંદ વચ્ચે તે પાર્લમેન્ટની સુધારણાના પહેલ વહેલા ખરડાને કાયદાના રૂપમાં પસાર કરવામાં આવ્યો. તે પછી બીજા સુધારાના ખરડા પસાર થયા. પહેલા સુધારાના ખરડાની રૂએ મધ્યમ વર્ગના લોકોને મતાધિકાર આપવામાં આવ્યો. ઇ. સ. ૧૮૬૭ના સુધારાની રૂએ શહેરમાં રહેતા કામદાર વર્ગને મતાધિકાર મળ્યો અને ઇ. સ. ૧૮૮૪માં પસાર થયેલા ખરડા મુજબ મજુર વર્ગને મત આપવાનો હક મળ્યો.

ઇ. સ. ૧૯૧૮માં પુરૂષોની માફક સ્ત્રીઓને પણ મતાધિકાર મળ્યો.



ચિત્ર ૧૧૬—જુના વખતનો એક ચોકીદાર

**પાર્લમેન્ટના અગત્યના કાયદા**—સુધારાની પાર્લમેન્ટે પસાર કરેલા કેટલાક અગત્યના કાયદા લોકોની સામાજિક સ્થિતિ સુધારવામાં મદદગાર થઈ પડયા:—

(૧) ફૅકટરી ઍકટ, ૧૮૩૩, કારખાનામાં કામ કરવાના નિયમોને લગતો કાયદો. મુખ્યત્વે કરીને અર્લ ઑફ શાફ્ટસબરીના પરિશ્રમથી આ કાયદો પસાર કરવામાં આવ્યો. એ કાયદાની રૂએ કારખાનામાં કામ કરવાના કલાકો અને મજુરોની સ્થિતિ વિષેના નિયમો ઘડી કાઢવામાં આવ્યા હતા. તે પછી કારખાનાને લગતા

બીજા ઘણા કાયદા પસાર થયા છે અને કારખાનામાં કામ કરતાં સ્ત્રી પુરૂષોની સ્થિતિ સુધારવામાં તે ઘણા મદદરૂપ નિવડયા છે.

(૨) ગરીબીનો કાયદો, ૧૮૩૪. આ કાયદાની રૂએ જુદા જુદા ગામોના ગ્રામસંઘ રચવામાં આવ્યા અને તેની વ્યવસ્થા કરવાનું કામ જુદા જુદા ગામના લોકોએ ચૂંટી કાઢેલા સંરક્ષકને સોંપવામાં આવ્યું. પ્રત્યેક સંઘનું એક કાર્યાલય હોય છે તેમાં માંદા અને ઘરડાંની માવજત કરવામાં આવે છે અને સશક્ત આળસુ લોકો પાસે કામ લેવામાં આવે છે.

(૩) ગુલામગીરીનો રિવાજ બંધ પડયો, ૧૮૩૪. બ્રિટિશ સંસ્થાનોમાં ગુલામગીરીનો વેપાર ચાલતો હતો તે બંધ કરવામાં આવ્યો. તેના સંબંધમાં પાર્લમેન્ટમાં ચળવળ ચલાવવા માટે વિલિઅમ વિલ્બરફોર્સને માન ઘટે છે. પાંચ વર્ષમાં તો આઠ લાખ ગુલામોનો છૂટકારો કરવામાં આવ્યો.

(૪) મ્યુનિસિપાલિટિની સુધારણાનો કાયદો, ૧૮૩૫. આ કાયદાની રૂએ દરેક શહેરના કર ભરનારાઓને પોતાના શહેરની મ્યુનિસિપાલિટિમાં દર ત્રણ વર્ષે પોતાના ચૂંટી કાઢેલા પ્રતિનિધિઓ નીમી પોતાના નગરનો વહીવટ જાતેજ કરવાની સત્તા મળી. શહેરમાં આવેલાં ઘરો, રસ્તાઓ, આરોગ્ય, દીવાબત્તી, બગીચાઓ, શાળાઓ, વગેરેની વ્યવસ્થા કરવાનું કામ મ્યુનિસિપાલિટિને માથે છે.

(૫) ધાન્યના કાયદા રદ થયા, ૧૮૪૫.

આ કાયદો કેવા સંજોગોમાં પસાર થયો તેની હકીકત ૨૫ મા પ્રકરણમાં આપી છે.

(૬) પ્રાથમિક કેળવણીનો કાયદો, ૧૮૭૦. દેશના પ્રત્યેક છોકરા છોકરીને કેળવણી આપવાના સંબંધમાં પસાર થયેલો ઇંગ્લૅન્ડના ઇતિહાસમાં આ પહેલોજ કાયદો છે ( જુઓ પાનું ૨૮૪).

# પ્રકરણ ૨૩ મું

## કાયદા અને રાજ્યતંત્રનો વિકાસ (૨)

**હાલની પાર્લમેન્ટ**—ઇંગ્લૅન્ડની પ્રજાકીય સભા જેને પાર્લમેન્ટ કહેવામાં આવે છે તે રાજા, ઉમરાવોની સભા અને આમની સભાની બનેલી છે. રાજા પક્ષભેદ રહિત સમસ્ત રાષ્ટ્રનો પ્રતિનિધિ છે. રાજ્ય કારભારની વાસ્તવિક જવાબદારી લોકોના ચૂંટી કાઢેલા પ્રધાનોને શિર છે. આ પ્રધાનોનું કામકાજ નાપસંદ પડે તો સામાન્ય ચૂંટણીની વખતે તેઓને બદલે બીજા પ્રધાનો ચૂંટી કાઢવામાં આવે છે. રાજા કાયદેસર રાજ્યકર્તા છે, એટલેકે પ્રજાની અનુમતિથી તે ગાદીએ આવેલો કહેવાય છે. તેથી લોકનિયુક્ત પ્રધાનોની સંમતિ વગર રાજ્યકારભાર સંબંધી કોઇપણ બાબતમાં તે કાંઈ કરી શકે નહિ. પાર્લમેન્ટની વધુમતીપર રાજસત્તાની મર્યાદાનો સઘળો આધાર રહે છે. આથી ઇંગ્લૅન્ડની રાજ્ય પદ્ધતિને "નિયમિત રાજસત્તાવાળી પદ્ધતિ"—Limited Monarchy—કહેવામાં આવે છે.

ઉમરાવોની સભા ૬૦૦ થી ૭૦૦ સભ્યોની બનેલી છે, પણ તેમાંના ઘણા થોડા સભામાં હાજર રહે છે. આ સભામાં (૧) ડ્યૂક, માર્કિવસ, અર્લ, વાઇકાઉંટ અને બૅરનની પદવી ધરાવનારા સભ્યો હોય છે. આમાંના ઘણા પોતાના દેશની અમુલ્ય સેવા બજાવી આ પદવીઓ પામ્યા છે. કેટલાક ઉમરાવોની પદવી વંશપરંપરાથી ચાલતી આવી છે. (૨) કેટલાક ધર્માધિકારિઓ આ સભામાં બેસવાનો હક ધરાવે છે. (૩) કેટલાક સ્કૉટિશ અમીરો સ્કૉટલૅન્ડના ઉમરાવોના પ્રતિનિધિ તરીકે આવી બેસે છે. આ ઉમરાવની સભાને ઘણીવાર "Upper House"—વરિષ્ટ સભા—પણ કહેવામાં આવે છે. દરેક ખરડો આમની સભામાં ત્રણ વખતના વાંચનમાંથી પસાર થયા પછી ઉમરાવની સભાપર તેઓના વિચાર માટે મોકલવામાં આવે છે. જો ઉમરાવો કોઈ ખરડો પસાર ન કરે અને આમની સભાને તે પસાર કરાવવોજ હોય તો તે ખરડો પાછો તેઓના

ઉપર મોકલી આપવામાં આવે છે. આ પ્રમાણે ત્રણ વખત મોકલી આપ્યા છતાં જો ઉમરાવો ત્રણે વખત તે પસાર ન કરે તો તેઓના વાંધા છતાં તે ખરડો પસાર થયેલો ગણાય છે અને તેને કાયદાનું રૂપ આપવામાં આવે છે. આ પરથી જણાશે કે **પાર્લમેન્ટમાં મુખ્ય સત્તા આમની સભા ધરાવે છે.**

આમની સભા ૭૦૭ સભ્યોની હોય છે. આ બધા સભ્યો ઇંગ્લૅન્ડ, સ્કૉટલૅન્ડ અને વેલ્સના જુદા જુદા ભાગોમા રહેતા સ્ત્રી પુરૂષોના મતોથી ચૂંટી કાઢેલા હોય છે. હાલની આમની સભા કૉન્ઝરવેટિવ ( પુરાણ મતાનુયાયી ), લિબરલ ( ઉદાર મતાનુયાયી ), અને લેબર ( કામગારોના પ્રતિનિધિઓ ) એવા ત્રણ મુખ્ય પક્ષોમાં વહેંચાઈ ગઈ છે.

મહાવિગ્રહ ચાલતો હતો તે દાર્મિયાન અને તે પૂરો થયા પછી પણ કેટલોક વખત સુધી કોન્ઝરવેટિવ અને લિબરલ પક્ષો જોડાઈ જવાથી એક મિશ્ર પ્રધાનમંડળ—Coalition Government—બન્યું હતું. મહાવિગ્રહથી ઉત્પન્ન થયેલા મહત્વના પ્રશ્નોનું નિરાકરણ કરવા માટે બંને પક્ષો પોતાથી બનતા પ્રયાસો કરવાના હેતુથી એકત્ર થઈ ગયા. સાધારણ રીતે જે પક્ષ વધારે પ્રતિનિધિઓવાળો હોય છે તે અધ્યક્ષ (Speaker) ની જમણી બાજુએ બેસે છે. તે અધ્યક્ષને સાધારણ સભાના અધ્યક્ષ જેટલોજ અધિકાર હોય છે. તેથી ઉતરતી સંખ્યાના પ્રતિનિધિઓવાળો પક્ષ ડાબી બાજુએ બેસે છે અને બીજા બધા જ્યાં પોતાને બેઠકો મળે ત્યાં બેસી જાય છે.

જ્યારે કોઈપણ કાયદો ઘડી કાઢવો હોય છે ત્યારે તેને લગતો ખરડો બેમાંથી ગમે તે સભામાં રજુ કરવામાં આવે છે. તે ખરડાના પહેલીવારના વાંચન માટે અને તે છપાવવા માટે પરવાનગી માગવામાં આવે છે. બીજીવારના વાંચન વખતે તેના મુખ્ય મુદ્દાઓ સંબંધી ચર્ચા ચલાવવામાં આવે છે અને તેમાં વધુમતથી નક્કી થયેલા ફેરફારો કરવામાં આવે છે. તે પછી થોડાક સભ્યોની સમિતિ

તે ખરડાની એક એક કલમ લઈ તે પર વિચાર કરે છે, અથવા તો આખી સભાની સમિતિ તેનાપર ચર્ચા ચલાવે છે. છેવટે તેનું ત્રીજીવાર વાંચન થાય છે અને વધુમતની સંમતિ મળ્યા પછી તેને ઉમરાવોની સભામાં મોકલવામાં આવે છે. ત્યાં પણ એજ પ્રમાણે તેનાપર ચર્ચા ચલાવવામાં આવે છે. બંને સભાની સંમતિ મળ્યા પછી તે રાજા આગળ રજુ કરવામાં આવે છે અને રાજાની સંમતિ મળ્યા પછી તે કાયદાનું રૂપ પામે છે અને લોકોએ તેને તાબે થવું પડે છે. આ પ્રમાણે થયેલા કાયદા વિરૂધ્ધ જો કોઈ વર્તે છે તો તેની તપાસ ન્યાયાધીશ, મામલતદાર કે ફોજદારી અમલદાર આગળ ચલાવવામાં આવે છે અને જો પુષ્કળ લોકો સાથે મળી કાયદાનો ભંગ કરે છે તો મેજીસ્ટ્રેટ હુલ્લડને લગતો કાયદો વાંચી સંભળાવે છે અને તે હુલ્લડ દાબી દેવા માટે લશ્કરની મદદ લે છે. આ પ્રમાણે આખા દેશના લાભાર્થે લોકનિયુક્ત પ્રતિનિધિઓના વધુમતને અનુસરી પાર્લમેન્ટદ્વારા સઘળી રાજ્ય વ્યવસ્થા કરવામાં આવે છે. આ "પક્ષભેદની પધ્ધતિપર રચાયલી રાજ્યવ્યવસ્થા"—System of Party Government—કહેવાય છે. વધુમતવાળા પક્ષના કહ્યા પ્રમાણે સઘળો કારભાર થાય છે. ઓછા મતવાળા વિરોધીઓ ચર્ચા ચલાવવામાં મદદરૂપ થઈ પડે છે અને વધુમતવાળાઓને પોતાની જવાબદારી વિષે સાવધ રહેવું પડે છે. અણીને વખતે અત્યંત જરૂરીઆતનો ખરડો એકજ દિવસમાં સઘળી વિધિઓ પૂરી કરી પાર્લમેન્ટ બંને સભામાંથી પસાર કરી દે છે.

**પ્રધાન મંડળ**—આમની સભામાં વધુમત ધરાવનારા પક્ષના નેતાને મુખ્ય પ્રધાન કહેવામાં આવે છે. રાજા તેને પોતાનું પ્રધાન મંડળ રચવાનું ફરમાવે છે. પછી તે પોતાના પક્ષના પ્રતિષ્ઠિત ગૃહસ્થો ચૂંટી કાઢી એક સર્વોપરિ રાજ્ય સમિતિ ઉભી કરે છે, તે પ્રધાનમંડળ—Cabinet—કહેવાય છે. પ્રધાન મંડળના પ્રત્યેક સભ્યને એક ખાતું સોંપવામાં આવે છે. એક પરદેશખાતાંનો મંત્રિ, બીજો યુધ્ધમંત્રિ, ત્રીજો નૌકાખાતાંનો મંત્રિ, એ પ્રમાણે ખાતાંઓ

વહેંચી આપવામાં આવે છે. પ્રધાનોને સોંપવામાં આવતાં રાજ્યકારભારના જુદાં જુદાં ખાતાં કેટલાં છે, અને તે મ્યુનિસિપાલિટિઓ સાથે તથા ગામના લોકોના જીવન સાથે કેવો સંબંધ ધરાવે છે તે પાના ૨૬૯ પરના ચિત્રથી સમજાશે.

સ્થાનિક સભાઓ પોતાના વિભાગમાં રહેતા લોકો ઉપર વેરો નાખે છે. પાર્લમેન્ટ દેશના રાજ્યકારભારને અંગે થતા સામાન્ય ખર્ચ માટે કરો નાંખે છે. તે કરો નાખવા માટે ચૅન્સેલર-ઑફ-ધી-એકસચેકર નામનો પ્રધાનમંડળનો એક મંત્રિ જવાબદાર હોય છે. આ મંત્રિ દર વર્ષે પાર્લમેન્ટ સમક્ષ જમાખર્ચનું અંદાજ પત્રક—Budget—રજુ કરે છે. તેમાં કેટલો ખર્ચ થયો તેની તથા આગલા વર્ષમાં કેટલા કરો વસુલ થયા અને આવતા વર્ષના ધારેલા ખર્ચ માટે કેટલા કરો નાંખવા જોઈએ તેની વિગત આપવામાં આવે છે.

**બ્રિટનના દરિયાપારનાં સંસ્થાનો**—હાલની રાજ્યપધ્ધતિ પ્રમાણે જુદાં જુદાં ખાતાંઓ જુદા જુદા પ્રધાનોને સોંપવામાં આવે છે અને તેઓ પોતાના ખાતાના વહીવટ માટે પાર્લમેન્ટને જવાબદાર હોય છે. પણ દેશના નાના મોટા વિભાગોના વહીવટપર પ્રધાનો પ્રત્યક્ષ ધ્યાન આપી શકતા નથી, તેથી દરેક જીલ્લામાં પ્રધાનોની સત્તા તેઓના પ્રતિનિધિઓને સોંપવામાં આવે છે. પ્રધાનો વ્યવસ્થા સંબંધી સામાન્ય ધોરણ નક્કી કરે છે, અને સ્થાનિક અધિકારીઓ તે ધોરણ પ્રમાણે વિગતવાર અમલ કરે છે. દરિયાપારના સંસ્થાનોનો રાજ્યવહીવટ પણ આવીજ પધ્ધતિ પ્રમાણે કરવામાં આવે છે. કૅનેડા, ન્યૂફાઉંડલૅન્ડ, ઑસ્ટ્રેલિઆ, ન્યૂ ઝીલૅન્ડ અને દક્ષિણ આફ્રિકામાં બ્રિટિશ પાર્લમેન્ટના જેવી પાર્લમેન્ટ સ્થાપવામાં આવી છે. તેઓ પોતાને જરૂરના કાયદાઓ ઘડે છે, કરો ઉઘરાવે છે અને સાર્વજનિક પૈસામાંથી યોગ્ય ખર્ચ કરવાનું નક્કી કરે છે. તેઓ સઘળો રાજ્યકારભાર રાજાને નામે ચલાવે છે, અને રાજા પોતાના પ્રતિનિધિ તરીકે દરેક સંસ્થાનમાં એક ગવર્નર નીમે છે. આ સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનો ઘણાજ કુશળ માણસોને પોતાના પ્રતિનિધિઓ




ચિત્ર ૧૧૮–મધ્યસ્થ સરકાર અને સ્થાનિક અધિકારીઓદ્વારા સમાજશાસનનું
યંત્ર કેમ ચાલે છે તેની સમજ આપનારૂં ચિત્ર

તરીકે ઇંગ્લૅન્ડ મોકલે છે. તેઓને "હાઈ કમિશનર" અથવા તો "એજંટ જનરલ" કહેવામાં આવે છે. તેઓ પોતાનાં સંસ્થાનને લગતી બાબતો વિષે બ્રિટિશ પ્રધાનમંડળ સાથે મસલત ચલાવે છે. પોતાના સંસ્થાનમાં આવી રહેવા જે ઇચ્છતું હોય તેને સઘળી માહિતી આપે છે અને પોતાનાં સંસ્થાનોને લગતું જે કાંઈ કામકાજ બ્રિટનમાં કરવાનું હોય છે તેનાપર દેખરેખ રાખે છે. સામ્રાજ્યની વિદેશી રાજ્યનીતિ બ્રિટિશ પ્રધાનમંડળ નક્કી કરે છે અને સામ્રાજ્યના અરમાર ઉપર પણ તે કાબુ ધરાવે છે. પહેલાં તો આ બધા દેશો માતૃભૂમિ છોડી નવાં ઘરબારોની શોધમાં આવી વસેલા લોકોના સંસ્થાનો હતાં. આ દેશોની વસ્તી મુખ્યત્વે કરીને ત્યાં આવી વસેલા લોકોના વંશજોની બનેલી છે. ઘણે ભાગે તે બ્રિટિશ લોકોની બનેલી છે અને તેઓ બ્રિટિશ લોકોની માફક કાયદા, વ્યવસ્થા અને સ્વાતંત્ર્ય માટે માન ધરાવે છે. તેથી તે દેશોની રાજ્યવ્યવસ્થા ઇંગ્લન્ડની રાજ્યવ્યવસ્થાના ધોરણપર રચાયલી છે.

## નોંધ

| | |
|---|---|
| ૧૬૧૦ | વધારાની જકાત સામે આમની સભામાં વાંધો ઉઠાવવામાં આવ્યો. |
| ૧૬૨૧ | આમની સભાએ સર ફ્રાન્સિસ બેકન સામે કામ ચલાવ્યું. |
| ૧૬૨૮ | પ્રજાહકની અરજી. |
| ૧૬૪૦ | લાંબી પાર્લમેન્ટની શરૂઆત. |
| ૧૬૭૯ | વ્યક્તિ સ્વાતંત્ર્યનો કાયદો–Habeas Corpus Act. |
| ૧૬૮૯ | રાષ્ટ્રીય હકનો ખરડો—Bill of Rights. |
| ૧૬૨૨–૨૭ | સર રૉબર્ટ પિલે ફોજદારી કાયદામાં સુધારો કર્યો. |
| ૧૮૩૨ | પાર્લમેન્ટની સુધારણાનો પહેલો ખરડો. |
| ૧૮૩૪ | ગુલામગીરીનો વેપાર બંધ પડ્યો. |
| ૧૮૭૦ | પ્રાથમિક કેળવણીનો કાયદો. |

**પોલિસ**—ચોથા જ્યૉર્જના વખતમાં પિલ મુખ્ય પ્રધાન હતો ત્યારે લંડનમાં પોલિસ ફોજ ઉભી કરવાનો કાયદો પસાર કરવામાં આવ્યો. "બૉબી" અને "પિલર" એ બે મશ્કરીનાં નામો તે ફોજના સ્થાપક સર રૉબર્ટ પિલના નામપરથી પડ્યાં છે. તે પહેલાં શહેરના લોકોની માલમતા વગેરેનું સંરક્ષણ કરવાની વ્યવસ્થા બરાબર નહોતી. દિવસે પોલિસનું કામ શહેરીઓ વગર પગારે કરતા. આ કામમાં ગ્રામાધિકારી થોડી ઘણી મદદ કરતો. પોલિસનું કામ કરનારો ઉંચી ટોપી અને સોનેરી પટાવાળો ડગલો પહેરતો અને સાથે એક ડાંગ રાખતો. રવિવારે પ્રાર્થનાની વખતે દેવળોમાં એકઠાં થયેલાં છોકરાંઓને ગરબડ કરતાં તે અટકાવતો. રાતે એક બુઢ્ઢો પહેરેગીર ચોકી કરતો. તે એક ભારે ડગલો પહેરતો અને હાથમાં ફાનસ અને ડાંગ રાખતો. દર કલાકે તે મોહોલ્લાઓમાં ફરી વળતો અને "એક વાગ્યો છે, ખુબ ઝાકળ પડે છે" એ પ્રમાણે પોકારી રાતના કેટલા વાગ્યા છે અને હવા કેવી છે તે જણાવતો.

**ગુપ્ત રીતે મત આપવાની પદ્ધતિ**—Vote by Ballot—મત આપનારા કોને મત આપે છે તે કોઈ જાણી શકે નહિ તેટલા માટે દડો કે ચિઠ્ઠી નાખીને મત આપવાની આ એક રૂઢિ છે. એક મોહોરબંધ પેટી રાખવામાં આવે છે તેમાં મત આપનારાઓ દડો અથવા ચિઠ્ઠી મુકે છે. ઇ. સ. ૧૮૭૨ માં ગુપ્ત રીતે મત આપવાનો કાયદો પસાર થયો તે પહેલાં મત આપનારાઓ જાહેરમાં એક મોટા કાગળ ઉપર પોતાની પસંદગીના માણસના નામ નીચે પોતાનું નામ લખતા. મત આપવાનું કામ ઘણા દિવસ ચાલતું અને લાંચ તથા ધમકી પણ આપવામાં આવતાં.

**જુદા જુદા પક્ષ**—ટોરી પક્ષવાળા રાજકીય સુધારાની વિરૂધ્ધ હતા, અને દેશનો સઘળો રાજ્યકારભાર જુની ઢબપર ચલાવવા તેઓ ઇચ્છતા હતા. તેથી તેઓ "કૉંઝરવેટિવ," એટલેકે પુરાણ મતવાળા કહેવાવવા લાગ્યા. વ્હિગપક્ષવાળા રાજકીય સુધારાની તરફેણમાં હતા અને સઘળાને સ્વાતંત્ર્ય મળવું જોઈએ એવો મત તેઓ ધરાવતા હતા તેથી તેઓ "લિબરલ," એટલેકે ઉદારમતવાળા, કહેવાવવા લાગ્યા.

**પ્રધાનમંડળ**—પ્રધાનમંડળની સભા ઘણુંખરૂં નંબર ૧૦, ડાઉનિંગ સ્ટ્રીટમાં મળે છે. સઘળું કામકાજ ખાનગીમાં થાય છે. પાર્લમેન્ટના સભાગૃહથી ત્રણસો ચારસો વારને છેટે ડાઉનિંગ સ્ટ્રીટ આવેલો છે. રાજ્યના મુખ્ય અધિકારીઓની કચેરીઓ અને તેઓના હાથ નીચેના માણસોની કચેરીઓ નં૦ ૧૦, ડાઉનિંગ સ્ટ્રીટની આજુબાજુ આવેલી છે. ત્યાં મુખ્ય પ્રધાનને રહેવાનું સરકારી મકાન છે.

## સારાંશ

જેમ્સ ૧ લાએ પાર્લમેન્ટ વગર રાજ્ય કરવાના પ્રયત્નો કર્યા. તેણે વધારાની જકાત નાખી અને બીજા ગેરકાયદેસર કરો નાખ્યા. એના વખતમાં પાર્લમેન્ટે સર ફ્રાન્સિસ બેકનની સામે કામ ચલાવ્યું. જ્યાંસુધી ચાર્લ્સ ૧ લો પ્રજાહકની અરજી કબુલ કરે નહિ ત્યાંસુધી પાર્લમેન્ટે તેને નાણા આપવાની ના કહી. લાંબી પાર્લમેન્ટે પ્રજાવિગ્રહ ચલાવ્યો, રાજા સામે કામ ચલાવ્યું અને તેને ફાંસી દીધી. કેદીઓને તપાસ ચલાવ્યા વગર કેદમાં રાખવામાં આવતા હતા તે રિવાજ બંધ કરવા માટે "હેબિઅસ કૉર્પસ ઍક્ટ" પસાર કરવામાં આવ્યો. યશસ્વી રાજ્યક્રાંતિને વખતે વિલિઅમ અને મેરીએ "હકના ખરડા" માટે સંમતિ દર્શાવી. જ્યૉર્જ ૧ લો પરદેશી હોવાથી પ્રધાનમંડળ દ્વારા રાજ્યકારભાર ચલાવવાની પધ્ધતિ દાખલ થઈ. સુધારાની પાર્લમેન્ટે લોકોના કલ્યાણ માટે ઘણા અગત્યના કાયદા પસાર કર્યા—ગુલામગીરીનો વેપાર બંધ પડયો, મ્યુનિસિપાલિટિની સુધારણાનો કાયદો, કારખાનાંને લગતો કાયદો, ગરીબીને લગતો કાયદો, પ્રાથમિક કેળવણીનો કાયદો, વગેરે કાયદા પસાર થયા અને ધાન્યના કાયદા રદ થયા. હાલનું રાજ્યબંધારણ રાજા, ઉમરાવો અને આમ વર્ગના લોકોનું બનેલું છે.

## પ્રશ્નો

(૧) "સંકટો દૂર કરવામાં આવે નહિ ત્યાંસુધી પૈસા મળે નહિ." પાર્લમેન્ટની આ માનીતી કહેવત હતી તે વિષે વિવેચન કરો.

(૨) જેમ્સ ૧ લાએ અને ચાર્લ્સ ૧ લાએ શા કારણથી પાર્લમેન્ટ વગર રાજ્ય કર્યું ?

(૩) યશસ્વી રાજ્યક્રાંતિને એ નામ શા કારણથી આપવામાં આવ્યું ? નવો રાજા ગાદીએ આવ્યો ત્યારે તેણે શું વચન આપ્યું ?

(૪) લોકોએ સુધારાનો ખરડો પસાર કરવાની શા કારણથી માગણી કરી ? તે ખરડાથી શા સુધારા થયા ?

(૫) પાર્લમેન્ટે શા કારણથી કારખાનાને લગતા કાયદા પસાર કર્યા ?

(૬) પાર્લમેન્ટ આગળ રજુ કરવામા આવતા ખરડાને કાયદાનું રૂપ શી રીતે આપવામાં આવે છે તે ટુંકમાં જણાવો.

(૭) વિદેશી ખાતાનો મંત્રિ, સ્પીકર (અધ્યક્ષ), મુખ્ય પ્રધાન, અને ગવર્નર-જનરલ વિષે ટુંકમાં લખો.

(૮) જુદા જુદા પક્ષોવાળી રાજ્ય પદ્ધતિ વિષે તમે શું જાણો છો ?

(૯) ચિત્ર ૧૧૮ ની ટુંક સમજણ આપો.

(૧૦) હાલની રાજ્યવ્યવસ્થા કેવી રીતે લોકનિયુકત છે તે જણાવો.

# પ્રકરણ ૨૪ મું

## ધર્મ અને કેળવણી

**ધર્મસુધારણાના પરિણામો**—આપણે પહેલા ભાગમાં વાંચી ગયા કે ધર્મ સુધારણાને પરિણામે લોકો બે મુખ્ય ધાર્મિક પંથોમાં વહેંચાઈ ગયા: (૧) રોમન કૅથૉલિક, એટલેકે ધાર્મિક બાબતોમાં રોમના પોપનું આધિપત્ય સ્વીકારનારા. (૨) એપિસ્કોપેલ પંથના અનુયાયી, એટલેકે ધાર્મિક બાબતોમાં ઈંગ્લૅન્ડના રાજાનું આધિપત્ય સ્વીકારનારા. ઇલિઝાબેથના વખતમાં "પ્યૂરિટન" નામનો—શુદ્ધિ માર્ગીઓનો—એક ત્રીજો ધર્મપંથ ઉભો થયો. પહેલાં તો આ "પ્યૂરિટનો" પણ ઈંગ્લૅન્ડના ધર્માલયના અનુયાયી હતા પણ નિત્યવિધિ અને પૂજા વગેરેની બાબતોમાં તેઓ વધારે સુધારા કરવા ઇચ્છતા હતા. કેટલાક સમય પછી તેઓ ઈંગ્લૅન્ડના ધર્માલયથી છૂટા પડયા અને તેઓનો એક જુદોજ પંથ ઉભો થયો.

સ્ટુઅર્ટ વંશનો પહેલો રાજા જેમ્સ ૧ લો ગાદીએ આવ્યો ત્યારે ત્રણે પંથમાંના પ્રત્યેકને એવી આશા હતી કે જેમ્સ આપણો પક્ષ લેશે. પ્યૂરિટનોએ રાજાને એક અરજી કરી. તે અરજીપર ૧૦૦૦ ધર્મગુરૂઓની સહી હતી. ધર્મના કાર્યમાં વધારે પવિત્રતા દાખલ કરવા તેઓ ઈંતેજાર હતા. પણ જેમ્સે તો ધર્મગુરૂઓ હસ્તકના એપિસ્કોપેલ પંથ પ્રત્યે પોતાનું વલણ બતાવ્યું. તે જાણતો હતો કે પ્યૂરિટનોના હાથ નીચે તે નિશ્ચિંત રાજ્ય કરી શકશે નહિ. તે એમ માનતો હતો કે ધાર્મિક કાર્યોનો નિષેધ કરનારાઓ કોઈક દિવસ રાજાના કાર્યોનો પણ નિષેધ કરે તે બનવાજોગ હતું. તે કહેતો કે "જેઓ ધર્મગુરૂઓ નહિ જોઈએ એમ કહેનારા છે તેઓ રાજા નહિ જોઈએ એમ કહેવાનાજ." આ વિષે તેને એટલી બધી ખાત્રી હતી કે એપિસ્કોપેલ પંથની સહાનુભૂતિ મેળવવાની તેને જરૂર જણાઈ.

પણ પ્યૂરિટનોને ખુશ રાખવા માટે અને તકરારી બાબતોનો નિકાલ લાવવા માટે તેણે ઇ. સ. ૧૬૦૪ માં **હૅમ્પટન કૉર્ટમાં ધર્મગુરૂઓની અને પાદરીઓની સભા** બોલાવી, પણ તે બાબતમાં પોતે તો પોતાના મનથી નિશ્ચય કરીજ રાખ્યો હતો, અને તેણે પ્યૂરિટનોને જણાવી દીધું કે જો તેઓ ઇંગ્લૅન્ડના ધર્માલયના કાયદા કાનુન પ્રમાણે ચાલશે નહિ તો તેઓને દેશમાંથી હાંકી કાઢવામાં આવશે. તેજ વર્ષમાં ૩૦૦ પ્યૂરિટન પાદરીઓને રજા આપવામાં આવી. ઇ. સ. ૧૬૨૦ માં પ્યૂરિટન પંથના ઘણાં સ્ત્રીપુરૂષો—ભકત યાત્રાળુઓ—અમેરિકા જઈ વસ્યાં.

હૅમ્પટન કૉર્ટની પરિષદથી એક શુભ ફળ નીપજ્યું. ઇ. સ. ૧૬૧૧ માં બાઇબલનું નવું ભાષાંતર થયું, તે હજુ સુધી વપરાય છે. આ બાઈબલના નિયમિત વાંચનથી પ્યૂરિટનોના ચારિત્ર ઉપર ઘણી સારી અસર થઈ. તેઓ આસ્થાપૂર્વક બાઇબલ વાંચતા, પોતાની બુદ્ધિ પ્રમાણે તેનો અર્થ કરતા અને તેના બોધને અનુસરીને વર્તવાનો પ્રયત્ન કરતા.

જેમ્સની મા મેરી—સ્કૉટલૅન્ડની રાણી—કૅથૉલિક પંથની હતી તેથી કૅથૉલિકોને ખાત્રી હતી કે રાજા આપણો પક્ષ લેશે. હૅમ્પટન કૉર્ટની પરિષદથી તેઓ સ્વભાવિક રીતે નારાજ થયા હતા. ઇ. સ. ૧૬૦૫ ના નવેંબર માસની ૫ મી તારીખે પાર્લમેન્ટની સભા મળવાની હતી તે વખતે રાજા અને પાર્લમેન્ટના સભ્યોને દારૂગોળાથી ઉડાવી દેવાના હેતુથી રૉબર્ટ કૅટસબી, ગાય ફૉક્સ અને બીજા કેટલાક ઉદ્દામ પુરૂષોએ એક કાવતરૂં રચ્યું. તે દારૂગોળાનું કાવતરૂં નિષ્ફળ ગયું અને કાવતરાંખોરોને ફાંસી દેવામાં આવી. આ કાવતરાંને પરિણામે કૅથૉલિક લોકો વિરૂધ્ધ સખત કાયદા કરવામાં આવ્યા. આખા સ્ટુઅર્ટ સમય દર્મિયાન કૅથૉલિક લોકોનું નામ કંપારી ઉપજાવનારૂં અને તિરસ્કારયુકત થઈ પડ્યું.

**વિલિઅમ લૉડ**—ચાર્લ્સ ૧ લાના વખતમાં એપિસ્કોપેલ અને

પ્યૂરિટન એ બંને પંથના લોકો વચ્ચે એટલો બધો ધાર્મિક મતભેદ વધતો ગયો કે રાજદ્વારી બાબતોમાં પણ તેઓ એક બીજાના વિરોધી થઈ પડ્યા. એપિસ્કોપેલ અને પ્યૂરિટન એ બંને પંથના લોકો કૅથૉલિક પંથીઓ પ્રત્યે ધિક્કારની નજર રાખતા. તે વખતે વિલિઅમ લૉડ કૅન્ટરબરીનો ધર્માધ્યક્ષ હતો. તે એમ ધારતો હતો કે સઘળા લોકોને એપિસ્કોપેલ પંથની ધર્મવિધિઓ પ્રમાણે ચાલવાની ફરજ પાડવાનો તેનો ધર્મ હતો. તેઓએ પ્રાર્થના પુસ્તક વાપરવુંજ જોઈએ અને ધર્મગુરૂઓની આજ્ઞા પાળવીજ જોઈએ એમ તે માનતો હતો. સાધારણ રીતે ધર્મસ્થાનોનો ઉપયોગ ગામને લગતું કામકાજ કરવા માટે તથા સભાઓ ભરવા માટે કરવામાં આવતો હતો. લૉડે તે રૂઢિ બંધ કરી તેથી ઘણો અસંતોષ ફેલાયો. લૉડના આવા દુરાગ્રહવાળા વર્તનથી કંટાળીને ૨૦,૦૦૦ પ્યૂરિટનો ઍટલૅન્ટિક મહાસાગર ઓળંગીને અમેરિકા દેશમાં જઈ વસ્યા. પ્રૅસ્બિટેરિઅન પંથના સ્કૉટ લોકોને ધર્મ પુસ્તક વાપરવાની ફરજ પાડવા માટેના લૉડના આગ્રહને લીધે પ્રજા વિગ્રહ થયો. પોતાના ધર્મના રક્ષણાર્થે સ્કૉટ લોકોએ રાષ્ટ્રીય પ્રતિજ્ઞાપત્ર પર સહી કરી. કેટલાકે પોતાના શરીરમાંથી લોહી કાઢી તે વડે સહી કરી.

આ આંતરવિગ્રહના સમયમાં અને લોકસત્તાક રાજ્ય સ્થપાયું તે અરસામાં પ્યૂરિટનોને એપિસ્કોપેલ પંથીઓ ઉપર વેર વાળવાની તક મળી. લોકોને પોતાને યોગ્ય લાગે તેમ પૂજા કરવાની છૂટ હોવી જોઈએ એવો ખ્યાલ તે વખતે કવચિતજ કોઈ ધરાવતું. જે પક્ષ બળવાન થતો તે પોતાની સામેના પક્ષ ઉપર જુલમ ગુજારતો. ઇંગ્લૅન્ડના ધર્મસ્થાનોમાં ધર્મગુરૂઓ હસ્તક થતા વહીવટનો અંત લાવવા માટે લાંબી પાર્લમેન્ટે ઇ. સ. ૧૬૪૧માં "રૂટ અને બ્રાંચ બિલ" નામનો ખરડો દાખલ કર્યો. લડાઈ પૂરી થયા પહેલાંજ પાર્લમેન્ટે સ્કૉટલૅન્ડની પ્રૅસ્બિટેરિયન રૂઢિને અનુસરતી પૂજાવિધિ ઇંગ્લૅન્ડમાં દાખલ કરી. અંગ્રેજી ધર્મ પુસ્તક વાપરવાની મના કરવામાં આવી અને ઇંગ્લૅન્ડના ધર્માલયના ૨૦૦૦ પાદરીઓને રજા આપવામાં

આવી. રવિવારે બપોરે રમત ગમતો થતી, ધનુર્વિદ્યાનો અભ્યાસ કરવામાં આવતો અને બીજી કેટલીક ગમ્મતો થતી તે સઘળું બંધ કરવામાં આવ્યું. તેજ પ્રમાણે નાચો, ગાયનો, નાટકો, વગેરે એવા બીજા વિનોદોની મના કરવામાં આવી. તેઓ એમ માનતા હતા કે બાઇબલનો ઉપદેશ એવો હતો કે દરેક માણસે સખત કામ કરવામાં સંતોષ માનવો અને કામ કરતાં થાક ન લાગે તે માટે વચ્ચે વચ્ચે ભજન કરવું.

પ્યૂરિટનોએ દેશના લાભમાં ઘણાં સારાં કામો કર્યાં હતાં. તેઓએ વધારાની જકાત, વહાણવેરો, નજરાણાં, સ્ટાર ચેમ્બર કૉર્ટ વગેરે બંધ કરાવ્યાં હતાં, પણ ઘણા લોકો તેઓના કડક અમલથી કંટાળી ગયા હતા, અને ચાર્લ્સ ૨ જો ગાદીએ આવ્યો ત્યારે પ્યૂરિટનો પાછા હેરાનગતીમાં આવી પડ્યા.

**કૅવેલિયર પાર્લમેન્ટ**—આ પાર્લમેન્ટે કેટલાક સખત કાયદા પસાર કર્યા. તે વખતે એડવર્ડ હાઈડ ક્લૅરન્ડન મુખ્ય પ્રધાન હોવાથી તે કાયદા "ક્લૅરન્ડનનો ધારાસંગ્રહ" કહેવાય છે. તે કાયદા નીચે પ્રમાણે હતા.

(૧) **કૉર્પોરેશન ઍક્ટ, ૧૬૬૧**—આ કાયદાથી પ્યૂરિટન અને કૅથૉલિકપંથીઓ મ્યુનિસિપાલિટિના સભ્યો થઈ શકતા નહિ. તેમજ શહેરની કોઈપણ સાર્વજનિક સંસ્થાનો હોદ્દો મેળવી શકતા નહિ.

(૨) **ઍક્ટ ઑફ યુનિફૉર્મિટી, ૧૬૬૨**—આ કાયદાની રૂએ સર્વ ધર્માધિકારીઓને સ્થાપિત ધર્મમતાનુસાર તૈયાર થયેલું પ્રાર્થના પુસ્તક વાપરવાની ફરજ પાડવામાં આવી. ૨૦૦૦ પ્યૂરિટન પાદરીઓએ તે કબુલ કર્યું નહિ, અને તેઓને પોતાના હોદ્દા છોડી દેવા પડ્યા.

(૩) **કૉનવેન્ટિકલ ઍક્ટ, ૧૬૬૪**—ઇંગ્લૅન્ડના સ્થાપિત ધર્મના નિયમોને અનુસરતાં ન હોય તેવાં ધાર્મિક વ્યાખ્યાનો જાહેરમાં આપવાની મના કરવામાં આવી.

(૪) **ફાઈવ માઇલ ઍક્ટ, ૧૬૬૫**—પ્યૂરિટન પાદરીઓને કે શિક્ષકોને કોઇપણ ગામ કે શહેરની પાંચ માઇલની હદમાં જવાની મના કરવામાં આવી.

આ કાયદાઓનો ભંગ કરવા માટે હજારો સ્ત્રી પુરૂષોને કેદ કરવામાં આવ્યાં, અને હજારો માણસો પરદેશ જઇ વસ્યા. જૉન બન્યન નામનો એક પ્યૂરિટન ધર્મોપદેશક બાર વર્ષ સુધી બેડફોર્ડ જેલમાં રહ્યો. તે મુદત દાર્મિયાન તેણે "યાત્રાળુનો પ્રવાસ"—Pilgrim's Progress—નામનું સુપ્રસિધ્ધ પુસ્તક રચ્યું.

**કૅથૉલિક લોકોપર ધર્માંધ જુલમ**—દારૂગોળાના કાવતરાં વખતે કૅથૉલિક લોકો પ્રત્યે જે તિરસ્કાર અને ભયની દૃષ્ટિ રાખવામાં આવતી હતી તેમાં કાંઇપણ ફેરફાર થયો નહોતો. ચાર્લ્સ ૨ જો અંદરખાને કૅથૉલિક સંપ્રદાયનો હતો, અને ફ્રાન્સના રાજા લુઈ ૧૪ માની મદદથી ઇંગ્લૅન્ડમાં પાછો કૅથૉલિક સંપ્રદાય સ્થાપવાનો પ્રયત્ન કરી રહ્યો હતો. સર્વ લોકોને પોતપોતાની ધર્મવિધિ પ્રમાણે ઉપાસના કરવા દેવા માટે તેણે ધાર્મિક છૂટનો કાયદો—Act of Indulgence—પસાર કર્યો પણ પાર્લમેન્ટે તે કબુલ કર્યો નહિ, અને તેને બદલે "કસોટીનો કાયદો"—Test Act—પસાર કરી એવું ઠરાવ્યું કે કોઇપણ કૅથૉલિક સરકારી નોકરી લઈ શકે નહિ.

ઇ. સ. ૧૬૭૮ માં **ટાઇટસ ઓટસ** નામના એક બદમાસે એવી અફવા ફેલાવી કે ચાર્લ્સનો ભાઈ જેમ્સ ચુસ્ત કૅથૉલિક હોવાથી તેને ગાદીએ બેસાડવા માટે કૅથૉલિક લોકોએ એક ગુપ્ત કાવતરૂં રચ્યાની તેને ખબર પડી હતી. ઓટસ એક ન્યાયાધીશ આગળ ગયો અને તેણે સોગન ખાઈ જણાવ્યું કે રાજાને મારી નાંખવા માટે, લંડનને આગ લગાડવા માટે અને ઇંગ્લૅન્ડના દરેક પ્રૉટેસ્ટન્ટનું ખૂન કરવા માટે કેટલાક કૅથૉલિક લોકોએ કાવતરૂં રચ્યું છે. તે પછી થોડાજ દિવસમાં શહેરની બહાર તે ન્યાયાધીશનું ખૂન થયું. લોકોમાં ઘણો ભય અને ગભરાટ વ્યાપી રહ્યાં. જે કાંઇ ઓટસ કહેતો તે માનવામાં આવતું અને જે કૅથૉલિકો ઉપર તે તહોમત

મુકતો તેની સામે કામ ચલાવવામાં આવતું. ઓટસનું જુઠાણું બહાર પડ્યું તે પહેલાં તો ઘણા નિર્દોષ માણસો ફાંસીની સજા પામ્યા. ઇ. સ. ૧૬૬૫ માં જે ભયંકર આગ લાગી તે પણ કૅથૉલિક લોકોનુંજ કારસ્તાન હોવું જોઇએ એવી સામાન્ય માન્યતા હતી.

કૅથૉલિક લોકો પ્રત્યે આ પ્રમાણે તિરસ્કાર ઉત્પન્ન થયેલો હોવાથી જેમ્સ ૨ જો ગાદીએ આવ્યો ત્યારે પ્રૉટેસ્ટન્ટ લોકોના જે બંડ થયાં તેનું કારણ સહેલાઇથી સમજી શકાય તેમ છે. ચાર્લ્સ ૨ જાના અનૌરસ પુત્ર મનમથને ગાદીએ બેસાડવા માટે અર્લ ઑફ આરગાઈલે બંડ કર્યું, પણ તે હારી ગયો અને તેને ફાંસી દેવામાં આવી. મનમથ પોતે ડૉર્સેટ ગયો અને ડૉર્સેટ અને સૉમરસેટના પરગણાના લોકોને પોતાની સાથે જોડાવવાનો આગ્રહ કર્યો. મનમથ અને તેના અનુયાયીઓ ઇ. સ. ૧૬૮૫ માં **સેજમૂરની લડાઇમાં** તદ્દન હારી ગયા. બંડખોરો સાથે બહુ નિષ્ઠુરપણે વર્તવામાં આવ્યું, અને મનમથને ફાંસી દેવામાં આવી. બંડખોરોની તપાસ નિર્દય ન્યાયાધીશ જેફ્રેઝ આગળ ચલાવવામાં આવી, અને તેણે ૩૦૦ ખેડુતોને મોતની સજા કરી. બંડ કરવાથી કેવાં પરિણામ નીપજે છે તે વિષે લોકોમાં દહેશત પેસાડવા માટે સજા પામેલા માણસોના શરીરને ઉકળતા ડામરમાં બોળી ગલીઓમાં અને ગામડાંઓમાં લટકાવવામાં આવ્યાં. ૮૦૦ માણસોને વેસ્ટ ઇંડિઝમાં દેશપાર કરવામાં આવ્યા.

તે પછી જેમ્સે પ્યૂરિટન અને કૅથૉલિક લોકોને પોતાના મતાનુસાર ધર્માચરણ કરવા દેવા માટે "ધાર્મિક છૂટ આપનારો કાયદો" અમલમાં મુકવાનો પ્રયત્ન કર્યો. તેનો હેતુ ઇંગ્લૅન્ડમાં ફરી પાછો કૅથૉલિક ધર્મ સ્થાપવાનો હતો. સાત ધર્મગુરૂઓએ તે કાયદો ખેંચી લેવા માટે અરજી કરી તેની સામે કામ ચલાવવામાં આવ્યું, પણ તેઓ નિર્દોષ ઠર્યાં. આથી જેમ્સને ઘણો ફટકો લાગ્યો. તે એમ ધારતો હતો કે તેની જ્યુરીની પસંદગી એવી તો સારી હતી કે તે ધર્મગુરૂઓને તકસીરવાર ઠેરવશેજ. આ સાત ધર્મગુરૂઓ

નિરપરાધી ઠરવાથી લોકોને ઘણો આનંદ થયો અને રાજા સામે ઘણી તીવ્ર લાગણી ઉત્પન્ન થઈ. તેને એક પુત્ર થયો અને લોકોને એમ ધાસ્તી લાગવા માંડી કે તે પણ પોતાના બાપની માફક પાછો કૅથૅાલિક ધર્મ સ્થાપશે. કેટલાક આગેવાન પુરુષોએ હિંમતભર્યો માર્ગ લીધો. તેઓએ ઑરેન્જના રાજપુત્ર વિલિઅમને ઇંગ્લૅન્ડની ગાદીએ બીરાજવાનું આમંત્રણ મોકલ્યું. ધાર્મિક બાબતોમાં ખટપટ કરવાથી જેમ્સ ગાદી ગુમાવી બેઠો.

**ધાર્મિક સહિષ્ણુતા**—વિલિઅમ ૩ જાના ગાદીએ આવવાથી ધાર્મિક કલહ, ધર્માંધ જુલમ અને ઇંગ્લિશ પ્રજાની મુશ્કેલીઓનો અંત આવ્યો. ઇ. સ. ૧૬૮૯ માં ધર્મ સહિષ્ણુતાનો કાયદો પસાર થયો. તેને અંગે રોમન કૅથૅાલિક અને "પ્યૂરિટન" પંથના લોકો સિવાયના બીજા બધા લોકોને પોતાની મરજી પ્રમાણે પૂજા કરવાની છૂટ આપવામાં આવી. થોડા વખત પછી, ઇ. સ. ૧૭૧૭માં, વિરોધી પંથ—Non-conformists—ના લોકોને, એટલે કે સ્થાપિત ધર્માચાર કબુલ ન કરનારાઓને, સરકારી નોકરી મેળવવાની છૂટ આપવામાં આવી.



ચિત્ર ૧૧૯–જ્હૉન વેસ્લી

તે પછી લોકોને વધારેને વધારે છૂટ અપાતી ગઈ, અને આજે દરેક જણ પોતાને યોગ્ય લાગે તેમ પૂજા કરી શકે છે. ડ્યૂક ઑફ વેલિંગટન મુખ્ય પ્રધાન હતો ત્યારે, ઇ. સ. ૧૮૨૯ માં, કૅથૅાલિકો સામેના પ્રતિબંધનો દૂર કરવાનો કાયદો—Catholic Emancipation Act—પસાર થયો, ત્યાંસુધી કૅથૅાલિકો સરકારી નોકરી લઈ શકતા નહિ અને પાર્લમેન્ટના સભ્ય પણ થઈ શકતા નહિ.

ઍન રાણી ધર્મપરાયણ સ્ત્રી હતી. તેના વખતમાં લોકોના મન ઉપર ધાર્મિક ભાવનાની ઘણી ઉંચી અસર થવા પામી. ગરીબ પાદરીઓનો પગાર વધારવા માટે રાણીએ પોતાની આવકની અમુક રકમ આપી દીધી. આ રકમ "ઍન રાણીનું ધર્મ ફંડ" કહેવાય છે. ઇ. સ. ૧૭૦૧ માં પસાર થયેલા ગાદીના વારસાના કાયદા મુજબ ફક્ત ઇંગ્લૅન્ડના ધર્માલયનો અનુયાયીજ ઇંગ્લૅન્ડમાં રાજ્ય કરી શકે છે.

ઇંગ્લૅન્ડની ધાર્મિક પ્રગતિના ઇતિહાસમાં આપણે આગળ વાંચી ગયા તેમ અરાઢમા સૈકાની શરૂઆતમાં ઉત્પન્ન થયેલો ધર્મોત્સાહ ધીમે ધીમે ઓછો થતો ગયો. લોકોને ધાર્મિક અને પરમાર્થિક માર્ગ દેખાડવાને બદલે ધર્મગુરૂઓ દુનિઆની મોજશોખમાં પડતા ગયા. લોકોના મન ઉપર તેઓની અસર ઓછી થવા લાગી અને લોકોનું જીવન બગડતું ગયું. આવી અવસ્થા ફરી પાછો ધર્મોદ્ધાર થવાથીજ સુધરવા પામી.

**જહૉન વેસ્લી**—અરાઢમાં સૈકાની અધવચમાં ધાર્મિક પુનરુદ્ધારનો અવસર આવી પહોંચ્યો હતો. ધર્મગુરૂઓમાંથી અને લોકોમાંથી ધાર્મિક વૃત્તિ ઘણી ઓસરી ગઈ હતી. તેવા વખતમાં જહૉન વેસ્લી નામનો ધર્મોપદેશક આખા ઇંગ્લૅન્ડમાં ફરી વળ્યો, અને લોકોને પવિત્ર જીવનના મહત્વનો બોધ કર્યો. ઘોડા ઉપર બેસી તેણે દેશના સઘળા ભાગમાં મુસાફરી કરી અને મુખ્યત્વે કરીને મજુરોની મુલાકાત લઈ તેઓને ઇસુ-ખ્રિસ્તના ધર્મનો ઉપદેશ કર્યો. તે જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં તેણે પ્રાર્થના મંદિરો બાંધ્યાં અને ભક્ત મંડળ સ્થાપ્યાં. રસ્તાઓમાં અને ખેતરોમાં જે શ્રોતાજનો મળતા તેને તે ઉપદેશ કરતો હતો. જ્યારે તે ઑક્સફર્ડમાં પોતાના ભાઇ ચાર્લ્સ અને પોતાના મિત્રો સાથે અભ્યાસ કરતો હતો ત્યારે લોકો તેઓને "ઑક્સફર્ડના મેથૉડિસ્ટ" કહેતા હતા. પોતાના રોજના અભ્યાસ માટે, ગરીબોની અડચણો દૂર કરવા માટે, નિશાળે જતાં બાળકોને કપડાં પહેરાવવા માટે તથા તેઓને શિક્ષણ આપવા માટે, અને રોજ તુરંગના કેદીઓની મુલાકાત લઈ તેઓને સદાચરણનો










ચિત્ર ૧૨૦—પ્યૂરિટન ધર્મોપદેશકોના દોષાપવાદ દર્શાવનારૂં ચિત્ર

બોધ કરવા માટે તેઓએ કડક નિયમો રચ્યા હતા, તેથી તેઓ "મેથૉડિસ્ટ" કહેવાતા હતા. આ પ્રમાણે વેસ્લી અને તેના મિત્રોનો "મેથૉડિસ્ટ" નામનો એક જુદોજ ધર્મપંથ ઉત્પન્ન થયો. આ ધાર્મિક ચળવળથી ધર્માચાર્યો પોતાનું કર્તવ્ય સમજતા થયા અને ઘણા ઉત્સાહથી શુભ કાર્યો કરવામાં મંડી ગયા. તેઓના પરમાર્થિક કાર્યોમાં અને શુદ્ધ આચરણમાં તેઓ હાલ કોઈથી ઉતરે તેમ નથી.

**કેળવણી**—ટ્યૂડર સમયમાં જે ગ્રામર સ્કુલો સ્થાપવામાં આવી હતી તે ઉપરાંત સત્તરમા અને અરાઢમાં સૈકામાં દેશના છોકરાંના શિક્ષણ માટે વિશેષ કાંઈ કરવામાં આવ્યું નહોતું. ઇ. સ. ૧૭૮૧ માં રૉબર્ટ રેકસે "રવિવારની શાળા" સ્થાપી ત્યારથી લોકોપયોગી કેળવણીની શરૂઆત થઈ. તે પછી લગભગ એક સૈકા સુધી "ધી નેશનલ સોસાયટી ઑફ ધી ચર્ચ ઑફ ઇંગ્લૅન્ડ" અને "ધી બ્રિટિશ સોસાયટી" એ બે સંસ્થાઓએ છોકરાંની કેળવણી માટે શાળાઓ ઉભી કરી










ચિત્ર ૧૨૧—પ્યૂરિટન ધર્મોપદેશકોના દોષાપવાદ દર્શાવનારૂં ચિત્ર

અગત્યની સેવા બજાવી. ઇ. સ. ૧૮૩૩માં આ ધાર્મિક સંસ્થાઓને કેળવણી માટે સરકાર તરફથી નાણાની મદદ આપવામાં આવી પણ



ચિત્ર ૧૨૨—એક ઘરડી બાઈની શાળા. પ્રાથમિક કેળવણીનો કાયદો પસાર થયો તે પહેલાં કેટલાંક છોકરાંઓ આ શાળામાં જતાં.

ઓગણીસમા સૈકાના પૂર્વાર્ધમાં તો ઇંગ્લૅન્ડના છોકરા છોકરીઓનો ચોથો ભાગ પણ કેળવણી પામ્યો નહોતો.



ચિત્ર ૧૨૩–મિ. ફૉર્સ્ટર

ઈ. સ. ૧૮૭૦માં મી૦ ફૉર્સ્ટરે પ્રાથમિક કેળવણીનો કાયદો પસાર કર્યો, તેથી ઘણો સુધારો થયો. તે કાયદાને અંગે દરેક છોકરા છોકરીને નિશાળે જવાની ફરજ પાડવામાં આવી. ઈ. સ. ૧૮૯૧માં પસાર થયેલા કાયદાની રૂએ પ્રાથમિક શાળાઓમાં મફત શિક્ષણ આપવાનું નક્કી કરવામાં આવ્યું, ત્યારથી ઘણા સુધારા થતા ગયા છે.

## નોંધ

| | |
|---|---|
| ૧૬૦૪ | હૅમ્પટન કૉર્ટની પરિષદ. |
| ૧૬૦૫ | દારૂગોળાનું કાવતરૂં. |
| ૧૬૧૧ | બાઇબલનું અધિકૃત ભાષાંતર. |
| ૧૬૩૦–૧૬૪૦ | વિલિઅમ લૉડ અને પ્યૂરિટનોપર ધર્માંધ જુલમ. |
| ૧૬૪૧ | "રૂટ અને બ્રાન્ચ બિલ." |
| ૧૬૬૧–૫ | કલૅરંડનનો ધારાસંગ્રહ. |
| ૧૬૭૩ | કસોટીનો કાયદો. |
| ૧૬૭૮ | ટાઇટસ ઓટસ અને રોમન કૅથૉલિકોના કાવતરાંની ગપ. |
| ૧૬૮૮ | સાત ધર્મગુરૂઓ સામે કામ ચલાવવામાં આવ્યું. |
| ૧૬૮૯ | ધર્મ સહિષ્ણુતાનો કાયદો. |
| ૧૭૦૧ | ગાદીના વારસાનો કાયદો. |
| ૧૭૮૧ | રૉબર્ટ રેકસે "રવિવારની શાળા" સ્થાપી. |
| ૧૮૭૦ | પ્રાથમિક કેળવણીનો કાયદો. |

**સ્મારક સ્થંભ**—ઇ. સ. ૧૬૬૬માં લંડનમાં જે જગ્યાએ આગ લાગી હતી તે જગ્યા પાસે એક સ્મારક સ્થંભ ઉભો કરવામાં આવ્યો હતો. તે આગ લગાડવામાં કૅથૉલિક લોકોનો હાથ હતો એવો લેખ તે સ્થંભ ઉપર કોતરવામાં આવ્યો હતો. પણ તે દેશમાં પક્ષાંધપણું ઓછું થવાથી કૅથૉલિક લોકો સામેનો તે આરોપ ખોટો ઠર્યો અને તે લેખ ઉખેડી કાઢવામાં આવ્યો છે.

**ટાઈટસ ઑટસ**—ખોટી અફવા ફેલાવનારા આ દુષ્ટ પુરૂષને "વ્હાઈટ હૉલ"માં ઉતારો આપવામાં આવ્યો હતો અને તેની આસપાસ ચોકી રાખવામાં આવતી હતી. તે એક ધર્મગુરૂનો પોષાક પહેરતો હતો અને નાના મોટા સર્વ લોકોની જીંદગી તેની દયાને આધીન હતી. તેને ૧૨૦૦ પૌંડનું વર્ષાસન બાંધી આપવામાં આવ્યું હતું અને તે પોતાને "રાષ્ટ્રોધ્ધારક" તરીકે માનતો હતો. તે ચાહે તેને પકડાવી શકતો. ઘણા નિર્દોષ કૅથૉલિક લોકોની જીંદગી તેણે બરબાદ કરાવી. જેમ્સ ૨ જો ગાદીએ આવ્યો ત્યારે તેનાં વર્ષ ભરાઈ ચુકયાં હતાં. તેને ફજેત કરી ચાબુકથી ફટકાવવામાં આવ્યો અને ન્યૂગેટના બંદીખાનાની અંધારામાં અંધારી ઓરડીમાં તેને સાંકળથી બાંધી રાખવામાં આવ્યો.

**રકતમય ફેસલા**—The Bloody Assizes—નિરપરાધી પણ દુર્ભાગી પુરૂષોનાં શરીર અને અવયવોને ડામરમાં ઉકાળવાનું ઘોર કર્મ કરવાને જે માણસે ફરમાવ્યું હતું તેને તેના રાક્ષસી વર્તન માટે તેના ગામના લોકોએ "વિલિઅમ બૉઇલમેન"—વિલિઅમ ઉકાળનાર—નું નામ આપ્યું હતું. જેફ્રેઝે દોષિત ઠરાવેલા માણસોમાંથી ૩૩૦ ને ફાંસી દેવામાં આવી, ૮૪૦ ને દસ વર્ષ સુધી વેસ્ટ ઇન્ડિઝમાં દેશપાર કરવામાં આવ્યા.

**સાત ધર્મગુરૂઓ**—ધાર્મિક છૂટ આપનારો કાયદો પાછો ખેંચી લેવા માટે કૅન્ટરબરીના ધર્માધ્યક્ષ સૅન્ક્રૉફ્ટે અને બીજા ૭ ધર્મગુરૂઓએ અરજી કરી. સિપાઇઓના પહેરા હેઠળ તેઓ લંડનના

ટાવરગઢ આગળ જતા હતા ત્યારે માર્ગમાં સ્ત્રી પુરુષો રૂદન કરતાં અને તેઓનો આશીર્વાદ યાચતાં હારબંધ ઉભાં હતાં. તેઓની પાછળ હજારો માણસો વહાણોમાં બેસી ટેમ્સ નદીમાંથી જવા નીકળ્યા. "પ્રભુ તમારૂં કલ્યાણ કરો" એવો પોકાર તેઓ વહાણોમાંથી એક સરખો કરી રહ્યા હતા. આ સાત ધર્મગુરૂઓ દોષ રહિત ઠર્યા તેથી જે આનંદ પ્રસરી રહ્યો તેનું વર્ણન વર્ડ્સવર્થ કવીએ ઘણું સારી રીતે આપ્યું છે.

## સારાંશ

જેમ્સ ૧ લો ગાદીએ આવ્યો ત્યારે ઇંગ્લૅન્ડમાં એપિસ્કોપેલ, રોમન કૅથૉલિક અને પ્યૂરિટન એવા ત્રણ ધર્મપંથો હતા. રાજાએ ધર્મગુરૂઓ હસ્તકના એપિસ્કોપેલ પંથ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી. હૅમ્પટન કૉર્ટની પરિષદને પરીણામે બાઇબલનું અધિકૃત ભાષાંતર થયું. કેટલાક અસંતોષી કૅથૉલિક લોકોએ રાજાને અને પાર્લમેન્ટને ઉડાવી દેવાનું કાવતરૂં રચ્યું. ભકત યાત્રાળુઓ પોતાનો દેશ તજી પરદેશ જઈ વસ્યા. વિલિઅમ લૉડના ધાર્મિક અતિઉત્સાહને લીધે ૨૦,૦૦૦ માણસો પોતાનો દેશ છોડી પરદેશ ગયા અને આંતર વિગ્રહ થયો. આંતર વિગ્રહ પછીનો પ્યૂરિટન લોકોનો અમલ ઘણોજ કડક હતો. ચાર્લ્સ ૨ જાની પાર્લમેન્ટે "કસોટીનો કાયદો" અને "કલૅરન્ડનના ધારાસંગ્રહ"ના કાયદાઓ પસાર કર્યા. ટાઇટસ ઓટસ નામના એક બદમાશે એવી અફવા ઉરાડી કે રોમન કૅથૉલિક પંથના લોકોએ એક કાવતરૂં રચ્યું હતું તેની તેને ખબર પડી હતી. મનમથની આગેવાની હેઠળ પ્રૉટેસ્ટન્ટોએ જેમ્સ ૨ જા સામે બંડ કર્યું તે નિષ્ઠુરપણે દાબી દેવામાં આવ્યું. જેમ્સ ૨ જાએ ધાર્મિક છૂટ આપનારો કાયદો પસાર કર્યો તે સામે સાત ધર્મગુરૂઓએ અરજી કરી. વિલિઅમ અને મેરીએ ધાર્મિક સ્વતંત્રતાના કાયદા માટે સંમતિ દર્શાવી. અરાઢમાં સૈકાની અધવચમાં જૉન વેસ્લીના શ્રમથી ધર્મોદ્ધાર થવા પામ્યો.

## પ્રશ્નો

(૧) દારૂગોળાનું કાવતરૂં શા કારણથી રચવામાં આવ્યું હતું ? તે કાવતરાથી શું પરિણામ નીપજ્યું ?

(૨) ધી નેશનલ કૉવેનન્ટ, કલૅરન્ડનનો ધારાસંગ્રહ, રૂટ અને બ્રાંચ બિલ, અને હૅમ્પટન કૉર્ટની પરિષદ વિષે ટુંકમાં લખો.

(૩) વિલિઅમ લૉડે અખ્ત્યાર કરેલી રાજ્યનીતિને અમેરિકાના વસવાટ સાથે શો સંબંધ છે તે જણાવો.

(૪) ઇંગ્લૅન્ડમાં પ્યૂરિટન લોકોનો અમલ શા કારણથી અપ્રિય હતો ?

(૫) ટાઇટસ ઓટસને સેજમૂરની લડાઈ સાથે શો સંબંધ છે તે જણાવો.

(૬) રાજવંશના પુનરાગમનના કારણો દર્શાવો.

(૭) "મેથાડિસ્ટ" લોકોએ જાગૃત કરેલા ધાર્મિક જીવન વિષે તમે શું જાણો છો ? તેઓને શા કારણથી "મેથૉડિસ્ટ" કહેવામાં આવતા હતા ?

(૮) રૉબર્ટ રેકસ, મિ૦ ફૉર્સ્ટર, ઍન રાણીનું ફંડ, વિષે અને સાત ધર્મગુરૂઓ સામે કામ ચલાવવામાં આવ્યું હતું, તે વિષે ટુંકમાં લખો.

# પ્રકરણ ૨૫ મું

## ઉદ્યોગ અને વાણિજ્ય (૧)

**સત્તરમી સદી**—સ્ટુઅર્ટ સમયમાં ચાર પંચમાંશ લોકો ખેતીના ધંધામાં રોકાયલા હોવા છતાં ખેતી કરવાની પધ્ધતિમાં ખાસ સુધારો થયો નહોતો. ઘણી ખરી જમીન તો વગર ખેડેલી, ઝાંખરાંવાળી અને ઠેરઠેર ખાડા ખાબોચીઆંવાળી હતી. હજારો હરણો, જંગલી કુકકરો, રાની બીલાડીઓ અને બીજાં અસંખ્ય નાનાં મોટાં પ્રાણીઓ બીન હરકતે ત્યાં ભટકયા કરતાં હતાં. નૉર્મન લોકોના વખતની ખેતી કરવાની ઢબમાં જરાએ ફેરફાર થયા નહોતા. ઘણાં ખેતરો વાવેતર વગરનાં રાખવામાં આવતાં હતાં, અને કંદ વગેરેના છોડ દાખલ થયા નહોતા, તેથી શિઆળાના વપરાસ માટે ઘેટાં અને બળદોને મારી નાંખી તેને મીઠું દઈ રાખી મૂકવામાં આવતા હતા.



ચિત્ર ૧૨૪—ભારબરદારી ઘોડાની હાર. આગગાડીની શોધ થઈ તે પહેલાં ખરાબ રસ્તાને લીધે માલ લાવવા લઈ જવા માટે ભાર-બરદારી ઘોડાનો ઉપયોગ કરવામાં આવતો હતો

જાગીરદારો પોતાનો ઘણોખરો વખત શિકાર કરવામાં, માછલાં પકડવામાં અને એવી બીજી રમતગમતોમાં પસાર કરતા હતા. સ્ત્રીઓ ઘરનું સર્વ કામકાજ કરતી. તેઓ દારૂ ગાળતી, રાંધતી,

મસાલો ચઢાવવાનું કામ કરતી, સુતર કાંતતી અને કાપડ વણતી. લોકોની રીતભાત જંગલી અને નિષ્ઠુર હતી. અપરાધીને અપમાન સ્થંભ ઉપર ઉભો રાખીને અથવા થાંભલા સાથે બાંધીને ચાબુકથી ફટકાવવાની સજા કરવામાં આવતી તે જોવા લોકોના ટોળેટોળાં એકઠાં થતાં. પોલિસ વ્યવસ્થા ઘણી સાદી હતી. શહેરોમાં વૃધ્ધ પુરૂષોને પહેરો કરવાનું કામ સોંપવામાં આવતું. ગામડાઓમાં ખેડુતો પોલિસનું કામ કરતા. ચોરોને ફટકાવવામાં આવતા અથવા ફાંસી દેવામાં આવતી. જે લોકો પોતાનું કરજ વાળી શકતા નહિ તેઓને કેદ કરવામાં આવતા.

**સત્તરમા સૈકામાં મુસાફરી કરવાનું ઘણું મોઘું, અગવડભરેલું તથા ભયભરેલું હતું.** રસ્તાઓની સંભાળ રાખવામાં આવતી નહિ. જ્યાં ત્યાં ઘરેડો અને ખાડા પડી રહેતા. ઘણીવાર ગાડીઓ કાદવમાં ચોંટી જતી, અને કેટલાક માણસો મદદે લાગતા અથવા તો ઘોડા જોડવામાં આવતા ત્યારેજ તે બહાર કાઢી શકાતી હતી. ગામડાંના રસ્તાપર ગાડી ચાલી શકતી નહિ અને ફક્ત ઘોડાથી કામ લેવામાં આવતું હતું. સ્ત્રી પુરૂષો ઘોડા અથવા ખચ્ચર પર બેસી બજારમાં જતાં. સત્તરમા સૈકાની શરૂઆતમાં ગાડીઓનો વપરાસ એટલો બધો વધી ગયો કે થેમ્સ નદીના હોડીવાળાની રોજી બંધ થવા લાગી અને તેઓ બબડવા લાગ્યા. સત્તરમા સૈકાના મધ્યસ્થમાં લંડનથી યૉર્ક, ચેસ્ટર અને એકઝીટર જવા માટે મુસાફરો સારૂ નિયમસર ટપ્પા ચાલતા. દરેક મુસાફરી



ચિત્ર ૧૨૫–પરદેશમાં ટપાલ લઈ જનારો ખેપીઓ

વખતે ચાળીસ ઘોડા સાથે રાખવામાં આવતા. પ્રત્યેક ગાડીની અંદર છ ઉતારૂઓ માટે સગવડ રાખવામાં આવતી હતી. એકઝીટર જતાં આઠ દિવસ લાગતા હતા. ગરીબ લોકો ધીમી ગતીવાળાં ગાડામાં બેસી જતા. તે ગાડાં માલ લઈ જવા માટે તેમજ ઉતારૂઓ માટે વપરાતાં હતાં. અરાઢમા અને ઓગણીસમા સૈકામાં મુસાફરી માટે ટપ્પાનોજ ઉપયોગ કરવામાં આવતો હતો. આગગાડીની શરૂઆત થઈ ત્યારથીજ ટપ્પાનો વપરાસ બંધ પડયો.

ઇ. સ. ૧૮૦૪ માં બે પૈડાંવાળી હલકી ગાડીની શોધ થઈ તેને ઘણા ઝડપવાળા ઘોડા જોડવામાં આવતા હતા. આ ગાડીમાં ફક્ત શ્રીમંત લોકોજ મુસાફરી કરતા. આવી મુશ્કેલીઓ ઉપરાંત ચોરો અને લૂટારાઓનો ત્રાસ પણ ઘણો હતો.

**શહેરો**—લંડન સિવાય ઇંગ્લૅન્ડના તે વખતના મોટામાં મોટાં શહેરો હાલના નાનાં ગામો કરતાં મોટાં નહોતાં. રસ્તા સાંકડા અને અસ્વચ્છ હતા, અને ઘરોના બહાર નીકળતાં ત્રિકોણ આકારના



ચિત્ર ૧૨૬—એક મોટો ખટારો. આ ખટારો ઉતારૂઓ માટે તથા માલ લઈ જવા માટે વાપરવામાં આવતો

છજાંથી ચિત્રવિચિત્ર દેખાવ લાગતો. ઘરોના બહારના ભાગમાં કોતરકામ કરવામાં આવતું, અને તેમાં રહેતા લોકોનો ધંધો સૂચવનારી જાત-

જાતની નિશાનીઓ દરવાજાપર ચિતરવામાં આવતી. તે વખતે ઘણાને વાંચતાં લખતાં આવડતું નહોતું, તેથી નામના પાટીઆં કે નંબર લગાડવાનું કાંઇ ઉપયોગનું નહોતું. લંડનથી ઉતરતું મોટામાં મોટું બંદર બ્રિસ્ટલ હતું. ઉદ્યોગ ધંધાનું મોટામાં મોટું શહેર નૉર્વિચ હતું. ઊનના વેપારનું તે મુખ્ય ધામ હતું. મૅન્ચેસ્ટર, શેફિલ્ડ, લીડ્ઝ, બર્મિંગ્હામ અને લિવરપૂલ જેવાં હાલના મોટાં શહેરો તે વખતે ગામડાં જેવાંજ હતાં. સત્તરમા સૈકાની આખરે



ચિત્ર ૧૨૭—ભયંકર આગના વખતનો એક દેખાવ

ઇંગ્લૅન્ડની વસ્તી પંચાવન લાખની આસપાસ હતી. આખા દેશમાં લંડન સૌથી મોટું શહેર હતું અને તેની વસ્તી પાંચ લાખની હતી. યુરોપ ખંડનું તે મોટામાં મોટું બંદર હતું. પણ

**થેમ્સ** નદી ઉપર થઈ જવા માટે "લંડન બ્રિજ" નામનો એકજ પુલ હતો. રસ્તા સાંકડા અને ગંદા હોવાથી અને લાકડા ને માટીનાં ઘરો ખીચોખીચ આવેલાં હોવાથી હમેશાં મરકી ફાટી નીકળતી. ઇ. સ. ૧૩૪૯ ની "કાળી મરકી" પછી ઇંગ્લૅન્ડ કદી પણ મરકીના ઉપદ્રવથી મુક્ત નહોતું. ગંદું પાણી કાઢી નાખવા માટે ગટરો નહોતી અને ઝાડુ મારનારાઓ કે ભંગીની પણ વ્યવસ્થા નહોતી. પીવાનું પાણી પણ અસ્વચ્છ મળતું અને ગરીબ લોકો તો સ્નાન કરવાનું સમજતાજ નહોતા.



ચિત્ર ૧૨૮–જે સ્થળે ભયંકર આગ શરૂ થઈ હતી ત્યાં ઉભો કરવામાં આવેલો સ્મારક સ્થંભ

આવી સ્થિતિને લીધે સ્વાભાવિક રીતે ઇ. સ. ૧૬૬૫ના જુન માસની ગરમીમાં **ભયંકર મરકી** ફાટી નીકળી, અને આસ્તે આસ્તે વિક્રાળ સ્વરૂપ ધારણ કર્યું. સપટેમ્બર માસમાં એકજ દિવસમાં ૧૫૦૦ માણસો મરણ પામ્યા અને ત્રણ અઠવાડિઆમાં તો ૨૪૦૦૦ મરણ નિપજ્યાં. જેઓથી બની શક્યું તેઓ ગામડાંમાં નાસી ગયા. વેપાર રોજગાર બંધ પડયા, રસ્તામા ઘાસ ઉગી નીકળ્યું અને શહેરો સૂનકાર થઈ ગયાં. ફક્ત શબ લઈ જવા માટેના ગાડાના ઘંટનો અવાજ અને "શબ લાવો શબ" એવા પોકારો સંભળાતા. શિઆળાની ઋતુ શરૂ થવાથી મરકી ઓછી થવા લાગી, પણ એકંદરે એક લાખ માણસો તે મરકીમાં મરણ પામ્યાં.

બીજેજ વર્ષે, ઇ. સ. **૧૬૬૬** માં, લંડન શહેરમાં **ભયંકર આગ** લાગી તે પાંચ દિવસ સુધી રહી. તેમાં ૪૦૦ મોહોલ્લાઓ, સેંટ પૉલનું સુપ્રસિદ્ધ દેવળ અને બીજાં નાના મોટાં દેવળો મળી એકંદરે ૮૯ દેવળો અને બધાં જાહેર મકાનો નાશ પામ્યાં. કેટલાક મકાનોને સુરંગથી તોડી પાડી આગને

આગળ વધતી અટકાવવામાં આવી. પણ તે ભયંકર આગ એક રીતે લાભદાયક નીવડી. લાંબા વખત સુધી લોકોને ઘરબાર વગર હેરાન થવું પડ્યું, પણ શહેરની રચના કરવામાં આરોગ્ય જળવાય તેવા નિયમ પ્રમાણે નવાં ઘરો બાંધવામાં આવ્યાં.

**અરાઢમી અને ઓગણીસમી સદી**—અરાઢમા સૈકાના આરંભમાં જ્યૉર્જ ૧ લો ગાદીએ આવ્યો તેવામાં એની જન્મભૂમિ જર્મનીના કેટલાક ખેડુતોએ ઈંગ્લૅન્ડમાં ગાજર વગેરે કંદમૂળ ઉગાડવાની પ્રથા દાખલ કરી, અને અંગ્રેજ ખેડુતોને ખેતી કરવાની સારી રીત બતાવી. આ કંદમૂળના પાકથી ખેડુતોનાં ઢોરને માટે શિઆળાનો ખોરાક મળવા લાગ્યો અને શિઆળામાં માંસને મીઠામાં આથવાની જરૂર રહી નહિ.

અસલ સામાન્ય ખેતરોમાં ટુકડા પાડી ખેતીવાડી કરવામાં આવતી હતી તે રૂઢિ રફતે રફતે બંધ પડી, અને તેને બદલે હાલની રૂઢિ દાખલ કરવામાં આવી, જે મુજબ પ્રત્યેક ખેડુત પોતાના ખેતરને ફરતી વાડ બાંધી સ્વતંત્રપણે ખેતી કરી શકે છે. ટ્યૂડર સમયમાં જમીનદારો સઘળી જમીનને વાડ બાંધી બંધ કરી રાખતા અને ઘેટાં ઉછેરવામાં તેનો ઉપયોગ કરતા. પણ હવે ખેતી કરવાની પદ્ધતિમાં સુધારા થવાથી પહેલાં કરતાં પુષ્કળ ધાન્ય ઉત્પન્ન થાય છે. જે નાના ખેડુતોને નવી સ્થિતિ અસહ્ય લાગી તેઓએ પોતાની જમીન વેચી દીધી અને ઊનના કારખાનામાં કે બીજે કોઈ સ્થળે મજુરી કરવા મંડી ગયા. આથી ખેડુતો મોટા જમીનદાર થઈ પડ્યા અને કેટલાકે તો ખેતરોમાં સુંદર મકાનો બાંધ્યાં.

પડતર જમીનને વાડથી બંધ કરવાથી ગરીબ લોકો પીડામાં આવી પડ્યા. કેટલાંક ગામડાં તો છેક ઉજ્જડ થઈ ગયાં. ઝુંપડામાં રહેતા લોકોને પડતર જમીનમાંથી બળતણ માટે લાકડાં અને ગાય માટે ચારો મળતો તે બંધ થયાં. અનાજની મોઘવારીથી અને મજુરીના દરો ખોરાક મેળવવા માટે પૂરતા ન હોવાથી ઘણા લોકો દુખી થયા. ઇ. સ. ૧૭૯૫ માં બર્કશાયરના પરગણામાં ગરીબ મજુરોને તેઓની મજુરીના અને તેઓના કુટુંબના માણસોની સંખ્યાના

પ્રમાણમાં જરૂરની મદદ આપવાની યોજના કરવામાં આવી, પણ તે યોજનાથી માઠું પરિણામ નિપજ્યું. શેઠ પોતાના ચાકરોને જેમ



ચિત્ર ૧૨૯—અરાઢમાં સૈકામાં રસ્તાપર ફૂટબૉલની રમત

બને તેમ ઓછી મજુરી આપવા લાગ્યા, કારણ કે તેઓ જાણતા હતા કે ખૂટતી રકમ ધર્માદા ફંડમાંથી આપવામાં આવશે. આથી ખેડુતોને તો ગેરફાયદો હતો, કારણ કે શ્રમ અને કરકસરથી જેટલા પૈસા તેઓ મેળવતા તેટલાજ આળસુ લોકોને પણ ધર્માદાની રકમમાંથી મળતા.

**ધાન્યનો નિરંકુશ વેપાર**—અનાજના ઉંચા ભાવો ગરીબ લોકોની આપદાનું મુખ્ય કારણ હતું. ઘણીખરી ચીજોપરથી જકાત કાઢી નાંખવામાં આવી હતી, પણ આયાત થતા અનાજ ઉપર તો ભારે જકાત આપવી પડતી. કેટલાક રાજનીતિજ્ઞ પુરૂષો એમ માનતા હતા કે અનાજપરની જકાત કાઢી નાખવાથી ઇંગ્લૅન્ડ પાયમાલ થઈ જશે કારણ કે બીજા દેશોની ફળદ્રુપ જમીનમાં ઘઉંનો પાક જે કિંમતે થતો તેટલાજ સસ્તા ભાવે ઇંગ્લૅન્ડમાં તે ઉત્પન્ન કરવાનું અસંભવિત હતું. આ એક ઘણીજ અગત્યની બાબત હતી, કારણ કે અનાજ જરૂરનો ખોરાક છે, અને તે વખતે એવી ધાસ્તી રાખવામાં આવતી કે જો ખેડુતો અનાજ ઉગાડવાનું છોડી દેશે તો લડાઈને વખતે ઇંગ્લૅન્ડને ભૂખે મરવું પડશે. નેપોલિયનના પરાજય

પછીના આપત્તિના કાળમાં ઘણા શહેરોમાં અસંતોષ ફેલાયો અને બંડ થયાં. ઇ. સ. ૧૮૩૮માં મૅન્ચેસ્ટરમાં "ધાન્યના કાયદાનો વિરોધ કરનારૂં મંડળ"—Anti-Corn-Law League—સ્થાપવામાં આવ્યું, અને દેશમાં સર્વ ઠેકાણે તેની શાખાઓ પ્રસરી ગઈ. **રિચર્ડ કૉબ્ડન અને જહૉન બ્રાઈટ** જેવા સુપ્રસિદ્ધ વક્તાઓ ઇંગ્લૅન્ડને એક છેડેથી બીજે છેડે ફરી વળ્યા અને ધાન્યના નિરંકુશ વેપાર માટે માગણી કરવાને લોકોને આગ્રહપૂર્વક સમજાવવા લાગ્યા. ઇ. સ. ૧૮૪૫ માં આયર્લૅન્ડમાં બટાકાનો પાક નિષ્ફળ નિવડ્યો અને દુકાળ પડયો તેથી કૉબ્ડન અને બ્રાઈટની ચળવળને વધારે જોર મળ્યું. તે વખતે કૉન્ઝરવેટિવ પક્ષનો નેતા **સર રૉબર્ટ પિલ** મુખ્ય પ્રધાન



ચિત્ર ૧૩૦—ક્રિકેટની રમત (રમનારા ઉંચી ટોપી પહેરતા)

હતો. તેણે ધાન્યના કાયદા રદ કરાવ્યા અને આયાત થતાં અનાજ અને ઢોરો ઉપરની જકાત બંધ કરાવી. પણ ઇ. સ. ૧૮૪૯ સુધી તો તેનો આ વિષેનો કાયદો અમલમાં મુકાયો નહોતો. દુકાળને લીધે અણધારી આફત આવી પડવાથી જે લોકો નિરંકુશ વેપારની માગણી કરી રહ્યા હતા તેઓની ઈચ્છા પાર પડી. તે માગણી એ હતી કે માલ કયા દેશમાંથી આવે છે તેની પરવા ન કરતાં તે જ્યાં સસ્તામાં સસ્તા ભાવે મળી શકે ત્યાંથી તે ખરીદી લાવવાની છૂટ હોવી જોઈએ. આવા વેપારથી (૧) ઇંગ્લૅન્ડના વેપાર ઉદ્યોગમાં ઘણો વધારો થયો અને (૨)

અગાઉનો મુખ્ય ગણાતો ખેતીનો ધંધો બંધ પડયો. ઇંગ્લૅન્ડના લોકોને જોઈતું અનાજ ઘણે ભાગે દરિયાપારના મુલકોમાંથી આવતું હોવાથી છેલ્લા મહાવિગ્રહમાં (૧૯૧૪–૧૯૧૮) જો જર્મની પોતાની જળમાં ડુબતી આગબોટોના હુમલામાં ફત્તેહ પામ્યું હોત તો ઇંગ્લૅન્ડને ભૂખે મરવાનો વખત આવત, અને તરતજ સંધિ કરવાની ફરજ પડત.

**રસ્તા**—અરાઢમા સૈકાના મધ્યસ્થમાં રસ્તા સુધારવા માટે થોડાક પ્રયત્નો કરવામાં આવ્યા હતા. ઇ. સ. ૧૭૫૪ માં જકાત નાકાનો કાયદો પસાર થવાથી રસ્તાની દેખરેખ માટે કેટલાંક મંડળો સ્થાપવામાં આવ્યાં, અને જકાત વસુલ કરવા માટે ચોક્કસ અંતરે નાકા દરવાજા રાખવામાં આવ્યા. આથી જે નાણું ઉપજતું તેનો ઉપયોગ રસ્તા સમારવામાં કરવામાં આવતો હતો. ઘણાખરા મુખ્ય રસ્તા સુધર્યા હતા, પણ પાકા રસ્તા બાંધવાની કળા ઓગણીસમા સૈકાની શરૂઆત સુધી તો કોઈ જાણતું નહોતું. ઇ. સ. ૧૮૧૫માં જહૉન મૅકૅડમ નામના સ્કૉટ ઇજનેરે નાના પત્થર નાખી પાકા રસ્તા બનાવવાની યોજના કરી. આવા રસ્તાઓને હાલ ડામરવાળા બનાવવામાં આવે છે, તેથી મોટર ગાડી ઘણી ઝડપથી માલ લઈ જઈ શકે છે. એક સ્થળેથી બીજે સ્થળે માલ લાવવા લઈ જવા માટે અને લોકોને આવવા જવા માટે બને તેટલી ઝડપથી આવજા કરવાની સવડ હોય તોજ વેપાર વધી શકે. મનુષ્ય ઉત્તમ શાકભાજી અને ફળ ઉત્પન્ન તો કરે પણ બજારમાં વેચવા લઈ જતા પહેલાંજ જો તે વાસી થઈ જાય તો તેનું શું ઉપજે? આગગાડીની શરૂઆત થઈ તે પહેલાં ઇંટ અને લોખંડ જેવો ભારે સામાન



ચિત્ર ૧૩૧—બાઈસાઈકલની શોધ થઈ તે પહેલાં વપરાતો બે પૈડાંવાળો ઘોડો

વહાણુમાં ભરી નહેરોમાંથી લઈ જવામાં આવતો હતો. ઇ. સ. ૧૭૬૭ માં જહૉન બ્રિન્ડલેએ મૅન્ચેસ્ટર અને લિવરપૂલને નહેરથી જોડી દીધાં. આ પ્રયોગ સફળ થવાથી જળમાર્ગે સામાન લાવવા લઈ જવાનો પ્રચાર દાખલ થયો, અને ગ્રેટ બ્રિટનમાં વહાણો પસાર થઈ શકે તેવી ૩૦૦૦ માઇલ લાંબી નહેરો ખોદવામાં આવી. ઇ. સ. ૧૮૩૫ માં જ્યૉર્જ સ્ટિવનસને વરાળયંત્રથી આગગાડી ચલાવવાની શોધ કરી તે લિવરપૂલ અને મૅન્ચેસ્ટર વચ્ચે કલાકના ૩૫ માઇલની ઝડપે દોડતી હતી. ત્યારથીજ નહેરને બદલે આગગાડીનો વપરાસ વધારે થવા માંડયો. વીસમા સૈકાના આરંભથી પેટ્રોલથી ચાલતી મોટર લૉરી અને મોટર ગાડીઓ આગગાડીના ભારે હરીફ થઈ પડયાં છે.

ઇ. સ. ૧૮૧૧ માં બેલ નામના ગ્રહસ્થે વરાળથી ચાલતી હોડી પહેલ વહેલી સમુદ્રમાં ચાલુ કરી. તેજ વર્ષમાં ધૂમકેતુ દેખાયો હતો તેથી તે હોડીને "ધૂમકેતુ" (Comet) નું નામ આપવામાં આવ્યું હતું. ઇ. સ. ૧૮૧૨ ના ઉનાળામાં હેલેન્સબર્ગથી ગ્લાસગો ઉતારૂઓને લાવવા લઈ જવા માટે તે આગબોટનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. તેમાં ઘણા સુધારા વધારા થયા પછી ઇ. સ. ૧૮૩૮ માં "ગ્રેટ વેસ્ટર્ન" નામની આગબોટે ઍટલૅન્ટિક મહાસાગરની સફર કરી. હાલ પોલાદની આગબોટો ઉતારૂઓ, ટપાલ અને સામાન લઈ બધા સમુદ્રમાં આવજા કરે છે.



ચિત્ર ૧૩૨—માઇકલ ફૅરાડે

ઓગણીસમા સૈકામાં માઇકલ ફૅરાડે (૧૭૯૧–૧૮૬૭) નામનો ઘણોજ નામાંકિત વિજ્ઞાનવેતા થઇ ગયો. તેણે વિજળીની પહેલ વહેલી શોધ કરી, અને તે પરથી વિજળીની ગાડી, વિજળીની રોશની, વિજળીની મોટર, તાર, ટેલિફોન વગેરે હાલની અદ્દભૂત શોધો થઈ છે.

# પ્રકરણ ૨૬ મું

## ઉદ્યોગ અને વાણિજ્ય (૨)

**કારખાનાં**—ઇંગ્લૅન્ડના ઇતિહાસમાં ઊનનો ઉદ્યોગ ઘણો મહત્વનો છે. ડેનિયલ ડીફો નામના "રૉબિનસન ક્રુઝો"ના લેખકે પોતાના "ગ્રેટ બ્રિટનનો પ્રવાસ" (૧૭૨૪–૬) નામના પુસ્તકમાં કારીગરો પોતાના ઘરમાં કેવા ઉદ્યોગ ધંધો કરતા હતા તેનું સરસ વર્ણન આપ્યું છે. હૅલિફૅક્સ આગળના પ્રદેશનું વર્ણન કરતાં તે જણાવે છે કે:—

"બેથી છ સાત એકર જેટલા જમીનના વિભાગ પાડવામાં આવતા અને જમીનના દર ત્રણ કે ચાર ટુકડા દીઠ એક ઘર રાખવામાં આવતું. તે ઘરો પાસે પાસે આવેલાં હતાં, અને એક ઘેરથી બીજે ઘેર સામસામા વાતચીત થઈ શકતી હતી. દરેક ઘરમાં એક ચોકઠું અને દરેક ચોકઠાંપર એક કપડું જોવામાં આવતાં હતાં. પ્રત્યેક મોટા ઘરમાં વણવાના કારખાના હતાં. દરેક વણકર પોતાનો બનાવેલો માલ બજારમાં લઈ જવા માટે એક ઘોડો રાખતો અને દરેક જણ પોતાના કુટુંબીઓ સારૂ એક બે ગાય રાખતો. ઘરો હૃષ્ટ પુષ્ટ લોકોથી ભરચક રહેતાં. કોઈક રંગવાનું કામ કરતા અને કોઈક સાળ ઉપર વણતા તો બીજા કેટલાક કાપડની ગડી કરતા. સ્ત્રીઓ અને છોકરાંઓ રૂ પિંજતાં અને સુતર કાંતતાં. આ પ્રમાણે નાના મોટા સર્વ કાંઇને કાંઈ



ચિત્ર ૧૩૩–રિચર્ડ આર્કરાઈટનો પહેલ વહેલો ચરખો, ૧૭૬૯

ઉદ્યોગમાં ગુંથાયલા રહેતા. કોઈપણ ભિખારી કે આળસુ માણસ જોવામાં આવતો નહિ."

કારખાનામાં કામ કરવાની રૂઢિ કરતાં ઘેર બેઠા પોતાનો કામધંધો કરવાની રૂઢિથી કામદારો એકંદરે વધારે સુખી હતા. લોકો મોટે ભાગે ગામડાંમાં ખુલ્લી હવામાં રહેતા. તેઓને હારબંધ ધુમાડાવાળા રસ્તામાં, ગલીકુચીમાં કે ચાલીઓમાં ખીચોખીચ રહેવાનું નહોતું. કાન ફાડી નાખે અને એક સરખો ગણગણાટ કર્યાં જાય તેવા વિશાળ કારખાનાઓમાં તેઓને કામ કરવાનું નહોતું. વણકર પોતાના નાના પત્થરના કે ઇંટના ઘરમાં કારખાનું રાખી પોતાની સગવડે કાપડ વણતો અને તેની સ્ત્રી અને છોકરીઓ ઊન પિંજીને કાંતી આપતાં. તેના ઘરની પાસેજ તે ખેતી માટે એક નાની જમીન રાખતો. તેમાં તે અનાજ પકવતો અને મરઘાં બતકાને ખવાડતો. એક સરખું વણાટ કામ કર્યાથી કંટાળી જવાય તે માટે તે તેના વિનોદનાં સાધનો હતાં. કામ નિયમિત થતું અને શેઠ અને નોકર વચ્ચે મિત્રના જેવો સંબંધ રહેતો. ધણી અને નોકરની સંપત્તિમાં વિશેષ ફેર નહોતો. મજુરીના દર ઓછા હતા પણ અનાજ અને ભાડાં સસ્તાં હતાં.

**ઔદ્યોગિક પરિવર્તન**—ઇ. સ. ૧૭૬૦ થી ૧૮૨૦ ના વર્ષોમાં કેટલાક ફેરફારો થવાથી ઇંગ્લૅન્ડ વેપાર અને ઉદ્યોગમાં ઘણું આગળ વધ્યું. તેથી તે સમય "ઔદ્યોગિક પરિવર્તન"નો સમય કહેવાય છે. આ સમયમાં ઘણા કારખાના સ્થપાયાં. નાનાં નાનાં કારખાનાં તો ઇંગ્લૅન્ડમાં પચાસ વર્ષ થયાં હતાં, પણ પાણીના પ્રવાહથી ચાલતાં યંત્રોનો ઉપયોગ થવા માંડયો ત્યારથીજ તે કારખાનાં વધવા પામ્યાં.

આ ફેરફાર ઘણી ઝડપે થયો. વીસ વર્ષમાં તો વૉટ, આર્કરાઈટ વગેરે બીજાઓએ ઘણી નવી નવી શોધો કરી. નવી સાળો વરાળથી ચાલુ કરવામાં આવી અને હાલની કારખાનાની પદ્ધતિની શરૂઆત થઈ. બ્લૅકબર્નના રૂના કારખાનામાં કામ કરનાર જેમ્સ હારગ્રીવ્ઝ નામના એક ગરીબ કામદારે ઇ. સ. ૧૭૬૪ માં સુતર કાંતવાના

ચરખાની શોધ કરી. આ ચરખાથી પૂર્વેના ચરખા કરતાં આઠગણું સુતર તેટલાજ વખતમાં કાંતી શકાતું હતું. તે પછી ઇ. સ. ૧૭૬૭ માં જેમ્સ આર્કરાઈટે પાણીના પ્રવાહથી ચાલતાં યંત્રની શોધ કરી જેથી મજબુત સુતરના તાંતણાં બનાવી શકાતાં હતાં. ઇ. સ. ૧૭૭૫ માં ક્રૉમ્પટને એક બીજા યંત્રની શોધ કરી જેમાં આગલા બંને યંત્રોના જેવીજ સવડ રાખવામાં આવી હતી. આ સર્વ શોધો રૂ અને ઊનમાંથી ફક્ત વધારે ઝડપથી સુતર બનાવવા માટે ઉપયોગી હતી. પણ ઇ. સ. ૧૭૮૫ માં એડમંડ કાર્ટરાઈટે વરાળથી ચાલતી શાળની શોધ કરી જેથી વણાટકામ ઘણું ઝડપથી થઈ શકતું હતું. આ યંત્રનો વપરાસ થવાથી હાથ વણાટનો ઉદ્યોગ ભાંગી પડયો. **વરાળથી ચાલતાં યંત્રોની શોધ થવાથી પ્રાચીન વણાટ પદ્ધતિને જીવલેણ ફટકો લાગ્યો.** ઇ. સ. ૧૭૮૫ માં જેમ્સ વૉટના વરાળથી ચાલતાં એન્જીનનો વપરાસ કારખાનામાં થવા લાગ્યો અને ઇ. સ. ૧૭૮૮ થી ૧૮૦૩ સુધીના પંદર વર્ષમાં તો લૅન્કેશાયરનો રૂનો વેપાર ત્રણ ગણો વધી ગયો. કારખાનાંવાળાઓએ જેટલાં મળી શકે તેટલાં મકાનો પોતાના ધંધા માટે રાખી લીધાં. ગાડી રાખવાના તબેલા, અનાજના કોઠારો, અને એવાં બીજાં જે કાંઈ મકાનો મળી શકયાં તે સર્વને સમરાવીને ખપમાં લેવામાં આવ્યાં. કાંતનારા અને વણકરો પોતાનાં ગામો છોડી કારખાનાંમાં જોડાવવા લાગ્યા અને કારખાનાની આસપાસ ધુમાડીઆં અને મલીન શહેરો વધતાં ગયાં.

તેજ અરસામાં એક બીજી બીના બની જે કારખાનાં સ્થાપવામાં ઘણી મદદરૂપ થઈ પડી. લોખંડ ગાળવા માટે લાકડામાંથી બનેલા કોલસાને બદલે ખાણના કોલસાનો ઉપયોગ છૂટથી થવા લાગ્યો. ઇંગ્લૅન્ડના મધ્ય, ઉત્તર અને પશ્ચિમ ભાગમાં કોલસા અને લોખંડની પુષ્કળ ખાણો પાસે પાસે મળી આવી. લોઢું ઘણું સસ્તું થયું અને બર્મિન્ગહામ અને શેફિલ્ડ જેવાં નાનાં ગામડાં વસ્તીવાળાં મોટાં શહેરોમાં ફેરવાઈ ગયાં. વેપાર અને ઉદ્યોગમાં વૃદ્ધિ થતાં વરાળથી

ચાલતી આગગાડી, આગબોટો અને એવા બીજાં સેંકડો સાધનોની શોધ થઈ. સંખ્યાબંધ સ્ત્રીઓ, પુરૂષો અને છોકરાં અનેક પ્રકારના ધંધામાં લાગી ગયાં. **કારખાનાદ્વારા માલ બનાવવામાં ઇંગ્લૅન્ડે બીજા સર્વ દેશો કરતાં અગ્રસ્થાન પ્રાપ્ત કર્યું.** વેપારીઓ, કારખાનાંવાળાઓ, અને બીજા ઘણા લોકો જલદી



ચિત્ર ૧૩૪–કોલસાની ભઠ્ઠી
(આ ચિત્રમાં ઢગલો કરવાની રીત, ભઠ્ઠી સળગાવવાની રીત તથા તે બળતી દેખાડવામાં આવી છે)

પૈસાદાર થયા પણ કામદારોની સ્થિતિ દિવસે દિવસે બગડતી જતી હતી. કાપડના કારખાનામાં અને કોલસાની ખાણોમાં મજુરોએ રોજ દસ બાર કલાક કામ કરવું પડતું હતું. કારખાનાં ભેજ અને ગરમીવાળાં રહેતાં અને તેમાં સ્વચ્છ હવા કે અજવાળું આવવાની તજવીજ પણ કરવામાં આવતી નહિ, અને ઘણીવાર અકસ્માતો થતા. ધૂળ, રૂની રજ કે પોલાદની રજકણો શ્વાસદ્વારા શરીરમાં

જવાથી કામદારોને ભયંકર રોગો લાગુ પડતા. આખો દિવસ બંધ ગરમ હવાવાળા ઓરડાઓમાં કામ કર્યા પછી એકાએક બહારની ઠંડી હવામાં આવવાથી મજુરો ક્ષય રોગમાં ફસાઈ પડતા.

સ્ત્રીઓ અને બાળકોની સ્થિતિ તો પુરૂષો કરતાં પણ વધારે ખરાબ હતી. અનેક અનાથ બાળકો પાસે મિસ્ત્રીઓના હાથ હેઠળ શીખાઉ ઉમેદવાર તરીકે સોળ અથવા તેથી પણ વધારે કલાક સુધી સખત મજુરી કરાવવામાં આવતી હતી. કોલસાની ખાણોમાં અંધારી અને ભેજવાળી જગામાં પાંચ વર્ષના કુમળાં બાળકોને આખો દિવસ દરવાજો ઉઘાડ દે કરવાનું કામ કરવું પડતું અને ભારે બોજા ખેંચવા પડતા. સ્ત્રીઓને અને બાળકોને ઘોડાની માફક ગાડામાં જોડાવવું પડતું. આરામ અને તાજી હવા બીલકુલ મળતાં નહિ અને રમત માટે જરાપણ વખત રહેતો નહિ. સો વર્ષપર ઇંગ્લૅન્ડમાં કામદારોની સ્થિતિ આવી હતી, તે હાલ માનવામાં પણ આવે નહિ. પણ તેમાં બીલકુલ અતિશયોક્તિ નથી.



ચિત્ર ૧૩૫—નાનાં બાળકો કોલસાની ખાણમાં કામ કરે છે

સરકારે તો તે વખતે તટસ્થવૃત્તિ ધારણ કરી હતી. જેમ ચાલતું હોય તેમ ચાલવા દો, મજુરો અને કારખાનાંવાળા પોતપોતાનું સમાલી લેશે એવું સરકારનું ધોરણ હતું. લોકોનો પણ એવો અભિપ્રાય હતો કે સરકારે વચમાં પડવું જોઈએ નહિ. કારખાનાંવાળા અને મજુરો પોતાનું હિત સારી રીતે સમજી શકે છે, માટે તેઓને ફાવે તેમ કરવાની છૂટ હોવી જોઈએ. પણ થોડાજ વખતમાં તેઓની ખાત્રી થઈ કે તે નીતિ અન્યાયભરેલી હતી. આ નવી પરિસ્થિતિમાંથી મજુરોનો છૂટકારો કરવા માટે ઓગણીસમા સૈકામાં નવા ઔદ્યોગિક કાયદા રચવાના પ્રયાસો કરવામાં આવ્યા.

તે વખતે **અર્લ ઑફ શેફ્ટસબરીએ** જે ઉત્તમ સેવા બજાવી તે ઘણી સ્તુતિપાત્ર છે. તેણે કારખાનાંમાં અને ખાણોમાં ફરીને મજુરોની કરુણ સ્થિતિની માહિતી મેળવી. ઇ. સ. ૧૮૩૩ માં તેણે **કારખાનાંને લગતો કાયદો** પાર્લમેન્ટ આગળ રજુ કર્યો. આ કાયદામાં મજુરોની સ્થિતિ અને તેઓના કામ કરવાના કલાકો વિષેના નિયમો ઘડવામાં આવ્યા હતા. સરકાર પણ જાગૃત થઈ અને મજુરોની સ્થિતિ સુધારવા માટે માલીકોને ફરજ પાડવાની જરૂર હતી એમ તેને લાગવા માડયું. કારખાનાંને લગતા નવા નવા કાયદાથી (૧) કામના કલાકો નક્કી કરવામાં આવ્યા; (૨) કારખાનાંમાં કામ કરનારાં બાળકોની વય ઠરાવવામાં આવી; (૩) કારખાનાંની હવા, પ્રકાશ, આરોગ્ય વગેરેની તજવીજ કરવામાં આવી અને (૪) અકસ્માત તથા રોગથી મજુરોનું રક્ષણ કરવા માટે અગમચેતીના ઉપાયો યોજવામાં આવ્યા. કામ કરવાના કલાકો તથા મજુરીના દરો સંબંધી કારખાનાંવાળા સાથે મસલત ચલાવવા માટે મજુર સંઘો સ્થાપવામાં આવ્યા અને વીસમા સૈકામાં તો કામગીરી સંબંધી ચર્ચા કરવા માટે માલીકો અને કામદારોની સંયુકત સમિતિ પણ નીમવામાં આવી છે.

ઓગણીસમા સૈકામા **બંધુભાવનો વિકાસ** થયો. હાલ કામદારોની સ્થિતિ ઘણી સુધરી છે. રહેવાની, ખાવાપીવાની અને પહેરવા ઓઢવાની બાબતમાં તેઓના પૂર્વજો કરતાં તેઓ વધારે સુખી છે. તેઓના બાળકો વિદ્યા સંપાદન કરે છે, દાકતરો અને દાઈઓ શાળાની નિયમિત મુલાકાત લેછે અને માંદાની સારવાર માટે દવાખાનાં ખોલવામાં આવ્યાં છે. ઘણા શહેરોમાં તો પુસ્તકાલયો અને બગીચાની પણ વ્યવસ્થા કરવામાં આવી છે. સમાજોત્કર્ષ અને સમાજ સુખ માટે ઇંગ્લૅન્ડમાં અનેક સુધારા થયાજ કરે છે.

## નોંધ

૧૬૬૫ ભયંકર મરકી.

૧૬૬૬ ભયંકર આગ.

૧૭૫૪ જકાતનાકાનો કાયદો.
૧૭૬૭ આર્કરાઇટનો પાણીના પ્રવાહથી ચાલતો ચરખો.
૧૭૮૫ કાર્ટરાઇટની વરાળથી ચાલતી સાળ.
૧૭૮૫ જેમ્સ વૉટસના વરાળથી ચાલતાં એન્જીનનો વપરાસ કારખાનાંમાં થવા લાગ્યો.
૧૮૩૩ લૉર્ડ શાફ્ટસબરીનો કારખાનાંને લગતો કાયદો.
૧૮૩૫ જ્યૉર્જ સ્ટિવનસનનું એન્જીન.
૧૮૪૯ ધાન્યનો નિરંકુશ વેપાર.

**"સેડન ચેર"**—અરાઢમા સૈકામાં મોટમોટા શહેરોમાં શ્રીમંત લોકો "સેડનની ખુરસી" માં બેસી આવજા કરતા હતા. ફ્રાન્સના સેડન નામના શહેરમાં તેનો પહેલવહેલો ઉપયોગ થવા માંડ્યો હતો તે પરથી તેનું તે નામ પડ્યું હતું. ઇંગ્લૅન્ડમાં તેનો ઉપયોગ ઇ. સ. ૧૬૩૪ માં પહેલીજવાર થયો હતો. પણ ખાસ વાહન તરીકે તો તે અરાઢમા સૈકામાં વપરાતી હતી.

**ખચ્ચર અને ગધેડાં**—સત્તરમા અને અરાઢમાં સૈકામાં રસ્તા ઘણા ખરાબ હોવાથી માલ લાવવા લઇ જવા માટે ખચ્ચર અને ગધેડાનો ઉપયોગ કરવામાં આવતો હતો. આ જનાવરોની પીઠ ઉપર બંને બાજુએ ટોપલીઓ રાખવામાં આવતી હતી અને તેમાં માલ ભરવામાં આવતો હતો.

**ગાડીઓ**—ચાર્લ્સ ૨ જાના વખતમાં ગાડીઓ બનાવવામાં ઘણા સુધારા કરવામાં આવ્યા હતા. ગાડી ચાર ખૂણે ચામડાના પટા ઉપર લટકતી રહેતી હતી. લૉર્ડ મેયરની હાલની ગાડી એવીજ છે. તે ઇ. સ. ૧૭૫૭ માં તૈયાર કરવામાં આવી હતી. ઇંગ્લૅન્ડના રાજાની અતિ સુંદર સ્વારીની ગાડી ઇ. સ. ૧૭૬૧ માં તૈયાર થઇ હતી.

**બંડ**—આરંભમાં ઘણા અજ્ઞાન લોકો પોતાની રોજી જવાની

બીક નવી યાંત્રિક શોધોની સામે પડ્યા અને નવાં યંત્રોની ભાંગફોડ કરવા લાગ્યા. આ તોફાન મચાવનારાઓ "લડાઈટસ"ને નામે ઓળખાતા હતા. તેઓ નેડ લડ નામના એક મુર્ખ છોકરાના અનુયાયી હતા. તેણે ઇ. સ. ૧૮૧૧ માં બે યંત્રો ભાંગી નાખ્યાં હતાં. કેટલાક શહેરોમાં તો હથીઆરબંધ લોકો ટોળું થઈ આમતેમ ભટકયા કરતા હતા. તેઓ જે ધજા સાથે લઇ જતા તેના પર "અન્ન કે પ્રાણ" એ શબ્દો વાંચવામાં આવતા હતા. યંત્રો ભાંગી નાખવાં, અને અનાજના કોઠારને આગ લગાડવી, એ તેઓનું કાર્ય હતું.

## સારાંશ

સત્તરમા સૈકામાં ખેતીની બાબતમાં કોઈ પણ જાતની સુધારણા કે પ્રગતિ થઈ નહોતી. મુસાફરી કરવાનું કામ મોઘું, અગવડવાળું અને ધાસ્તીભરેલું હતું. લાંબી મુસાફરી માટે ટપ્પા ગાડીનો ઉપયોગ કરવામાં આવતો હતો. ગામમાં લોકો ઘોડા અથવા ખચ્ચર ઉપર બેસી જતા. મુખ્ય ઉદ્યોગ ગરમ કાપડ બનાવવાનો હતો.

જ્યૉર્જ ૧લો ગાદીએ આવ્યો ત્યારથી કંદમૂળ રોપાવા લાગ્યાં. ખેતીની પદ્ધતિમાં સુધારો થયો. પડતર જમીનને ફરતી વાડ કરવામાં આવી તેથી લોકો દરિદ્ર થતા ગયા. નિરંકુશ વેપાર માટેના ધાન્યના કાયદા ઇ. સ. ૧૮૪૯ માં અમલમાં આવ્યા. રસ્તા સુધારવામાં આવ્યા અને માલ લાવવા લઈ જવા માટે નહેરો ખોદવામાં આવી. લોઢું ગાળવા માટે કોલસાનો ઉપયોગ કરવામાં આવતો હતો. ઓગણીસમા સૈકામાં આગગાડી અને આગબોટોનો વપરાસ થવા માંડ્યો. અઢારમા સૈકાની આખરે ઊન અને રૂના કારખાનામાં ઔદ્યોગિક પરિવર્તનની શરૂઆત થઈ. કારખાનામાં કામ કરવાના નિયમોવાળા ઘણા કાયદા પસાર કરવામાં આવ્યા.

## પ્રશ્નો

(૧) સત્તરમા સૈકાના એક મોટા ગામડાંનું વર્ણન કરો.

(૨) સત્તરમાં સૈકામાં લંડનથી એક્ઝીટર સુધીની ટપ્પા ગાડીની મુસાફરીનો કલ્પિત અહેવાલ આપો.

(૩) મરકી અને ભયંકર આગનો ટુંક અહેવાલ આપો.

(૪) અરાઢમા સૈકામા ખેતી કરવાની પદ્ધતિમાં શા શા અગત્યના ફેરફારો કરવામાં આવ્યા ?

(૫) ધાન્યના કાયદા શાથી રદ થયા ?

(૬) નહેર, મૅકૅડમ રસ્તા, અને ચરખાયંત્ર, વિષે ટુંકમાં લખો.

(૭) અર્લ ઑફ શાફ્ટસબરી, હેન્રી બેલ, જહૉન બ્રિન્ડલી, એડમંડ કાર્ટરાઇટ અને જહૉન મૅકૅડમ કયા કામ માટે પ્રસિદ્ધ છે ?

(૮) પોતાને ઘેર કામ કરનારા મજુર અને કારખાનામાં કામ કરનારા મજુરના જીવનની સરખામણી કરો.

# પ્રકરણ ૨૭ મું

## કેટલાક પ્રસિદ્ધ પુરૂષોનાં સંક્ષિપ્ત જીવનચરિત્રો

**છ ઠ્ઠી સદી—સેંટ ઑાગસ્ટાઈન** કૅન્ટરબરીનો પહેલો ધર્માધ્યક્ષ હતો. ગ્રેગરી નામના રોમના મહંતેશ્વરે (પોપ) અસલના મુર્તિપૂજક અંગ્રેજોને ખ્રિસ્તી ધર્મની દીક્ષા આપવા માટે તેને મોકલ્યો હતો. ઇ. સ. ૫૯૭ મા તે કેન્ટના પરગણામાં ગયો. ત્યાંના રાજા એથલબર્ટે તેનો સારી રીતે સત્કાર કર્યો. રાજાએ પોતે ખ્રિસ્તી ધર્મની દીક્ષા લીધી અને ઑાગસ્ટાઈને કેન્ટના પરગણામાં ખ્રિસ્તી ધર્મ ફેલાવ્યો.

**સાતમી સદી—પૂજ્ય બીડી** (૬૭૩–૭૩૫) એક અંગ્રેજ ઇતિહાસકાર હતો. તે સાત વર્ષનો હતો ત્યારથી તેણે પોતાનું આખું જીવન વેઅરમાઉથ અને જૅરોના મઠોમાં ગાળ્યું. ત્યાં તે કેળવણી પામ્યો અને તેને ધર્માધ્યક્ષની દીક્ષા આપવામાં આવી, અને ત્યાંજ તેણે મરતાં મરતાં સેંટ જ્હૉનના ધર્મગ્રન્થનું ભાષાંતર પૂરૂં કર્યું. સૅકસન સમયના આરંભથી ઇ. સ. ૭૩૧ સુધીનો ઇંગ્લૅન્ડના ધર્માલયનો ઇતિહાસ લખવા માટે તે પ્રસિદ્ધ છે. બીડીના ઇતિહાસમાં ઘણી હકીકત એવી છે કે જે બીજા કોઈપણ લખાણોમાં આપેલી નથી. તેને "ઇંગ્લિશ વિદ્વાનો પિતા" કહેવામાં આવે છે અને તેની ૬૦૦ મઠવાસીઓની પાઠશાળાપરથી તેને "ઇગ્લૅન્ડની રાષ્ટ્રીય કેળવણીનો પિતા" કહેવામાં આવે છે.

**નવમી સદી—મહાન્ ઑાલ્ફ્રેડ** (૮૪૯–૯૦૧) ઇ. સ. ૮૭૧ મા વૅસૅકસનો રાજા થયો. પાંચ વર્ષની વયે તે પોપના દર્શન માટે રોમ ગયો હતો. ડેન લોકોના હુમલા સામે તેણે ઘણીવાર વિજય મેળવ્યો હતો. ફકત એકજ વાર તેને એથલનીના ટાપુ આગળ પાછું હઠવું પડ્યું હતું. ઇ. સ. ૮૭૮ માં તેણે ગુથ્રુમને એથન-ડ્યૂન આગળ સંધિ કરવાની ફરજ પાડી; ડેન લોકોએ ખ્રિસ્તી ધર્મ સ્વીકારવો અને "ડેનલૉ" નામના પ્રદેશમાં તેઓએ રહેવું એમ

નક્કી કરવામાં આવ્યું. ઑલ્ફ્રેડે અરમારની સ્થાપના કરી, લશ્કરમાં સુધારો કર્યો, સારા કાયદા રચ્યા, પુસ્તકો લખ્યાં અને કેળવણીનો પ્રસાર કર્યો. આવાં અનેક કામોથી પોતાના દેશનો ઉદ્ધાર કરવામાં તે પહેલોજ હતો.

**દસમી સદી—સેંટ ડન્સટન** (૯૨૫–૯૮૮) ગ્લેસ્ટનબરીનો મહંત હતો. એનો જન્મ પણ ત્યાંજ થયો હતો. પોતે સારી કેળવણી મેળવેલી હોવાથી તે ઘણા વિદ્યાર્થીઓને લખતાં શીખવતો, તેઓ પાસે સુંદર ચિત્રવાળાં પુસ્તકો રચાવતો અને સારંગી વગેરે વાજીંત્રો વગાડતાં શીખવતો. એડવી નામના રાજાએ તેને દેશનીકાલ કર્યો હતો પણ તેના પછીના એડગર રાજાએ ડન્સટનને પાછો બોલાવ્યો અને તેને પોતાનો મુખ્ય સલાહકાર નીમ્યો અને કૅન્ટરબરીનો ધર્માધ્યક્ષ બનાવ્યો. ડન્સટન રાજ્યકારભારમાં ઘણો કુશળ હોવાથી એડગરના અમલ દર્મિયાન દેશમાં શાંતિ હતી અને લોકો સુખી હતા.

**અગીઆરમી સદી--ઍનસમ** કૅન્ટરબરીનો ધર્માધ્યક્ષ હતો (૧૦૩૩–૧૧૦૯). તે ઇટલિનો મૂળ વતની હતો. વિલિઅમ રૂફસના હાથ નીચે ધર્માધ્યક્ષનું કામ કરવા તે રાજી નહોતો. તે કહેતો કે "ધર્માલયનું હળ બે જોરાવર બળદો ખેંચી રહયા છે (વિલિઅમ ૧ લો અને લૅન્ફ્રેન્ક), મારા જેવા એક નિર્બળ મેંઢાને એક રાની બળદ સાથે જોડવાથી શું વળે?" (વિલિઅમ રૂફસને "રાની બળદ" કહેવામાં આવ્યો છે). ધર્મગુરૂઓએ તેને ઘણો આગ્રહ કર્યાથી તેણે ધર્માધ્યક્ષની પદવી સ્વીકારી. રાજાનું ખાનગી વર્તન તથા ધર્માલયને લૂટવાની તેની રીતભાત **ઍનસમને** પસંદ નહોતાં. **ઍનસમ** ધર્માધ્યક્ષ નીમાયો ત્યારે વિલિઅમ ૨ જાએ **ધર્મ**ખાતાની મીલકત પાછી આપી દેવાનું વચન આપ્યું હતું, પણ તેણે તે વચન પાળ્યું નહિ. **ઍનસમ** પ્રત્યેના તેના કઠોર અને અન્યાયી વર્તનથી **ઍનસમને** દેશ છોડી જવાનો વખત આવ્યો. એની પછીના રાજા હેન્રી ૧ લાએ તેને પાછા આવવા માટે વિનયપૂર્વક વિનંતિ કરી.

**બારમી સદી—ટૉમસ બેકેટ** (૧૧૧૮–૧૧૭૦) કૅન્ટરબરીનો ધર્માધ્યક્ષ. હેન્રી ૨ જાને એની સાથે ગાઢી દોસ્તી હોવાથી એને ઇંગ્લૅન્ડનો સરન્યાયાધીશ નીમવામાં આવ્યો હતો. ઇ. સ. ૧૧૫૪ થી ૧૧૬૨ સુધી હેન્રી અને બેકેટ વચ્ચે ઘણો સારો સ્નેહ સંબંધ હતો. પણ તે ધર્માધ્યક્ષ થયો કે તરતજ તેણે ન્યાયાધીશની પદવીનું રાજીનામું આપ્યું. તે એમ માનતો હતો કે તેની પહેલી ફરજ ધર્મસંસ્થા પ્રત્યેની હતી અને તે જાણતો હતો કે રાજા સાથે ઝગડો થશે.

ધર્મગુરૂઓને જે કાંઈ સગવડ આપવામાં આવતી હતી તે બાબત રાજા અને બેકેટ વચ્ચે મતભેદ ઉત્પન્ન થયો. પ્રચલિત કાયદા પ્રમાણે ઘણા ગુનેહગારોને ધર્મખાતાની અદાલતમાં પોતાની તપાસ ચલાવવાની માગણી કરવાનો હક હતો. આ પ્રમાણે તેઓ દિવાની અદાલતની સખત સજામાંથી છટકી જતા હતા. હેન્રી ૨ જાની ઇચ્છા સમસ્ત પ્રજાની અને સાથે સાથે ધર્માચાર્યોની તપાસ પણ દેશના સામાન્ય કાયદા પ્રમાણે ચલાવવાની હતી. પણ બેકેટે નિશ્ચય કર્યો હતો કે જેટલાથી ધર્મખાતાની અદાલતનો આસરો લઈ શકાય તેટલાને તેમ કરવા દેવું. કલૅરન્ડનના ધારા પ્રમાણેની રાજાની માગણી સ્વીકારવાની બેકટે ના પાડી. ઘણા ધર્મગુરૂઓએ રાજાની ઇચ્છાને માન આપવા માટે એને અરજ કરી પણ એણે જણાવ્યું કે રાજાની માગણી ધાર્મિક કાયદાનો ભંગ કરનારી હતી. પછી બેકેટ ઇંગ્લૅન્ડ છોડી ગયો અને રોમના પોપને જઈ મળ્યો. પોપે એની વાતને ટેકો આપ્યો અને રાજા સાથે સમાધાની કરવાની એને સૂચના કરી. ઇ. સ. ૧૧૭૦ માં હેન્રી ૨ જા અને બેકેટ વચ્ચે સમજુતી થઈ. બેકેટ પાછો ઇંગ્લૅન્ડ ગયો અને તેની ગેરહાજરીમાં "ડી બ્રોક" ના કુટુંબીઓએ ધર્માધ્યક્ષની માલમીલકત પચાવી પાડી હતી તેઓને ધર્મબહિષ્કૃત કર્યાં. ઇંગ્લૅન્ડ જતા પહેલાં તેણે યૉર્કના ધર્માધ્યક્ષને તેના હોદ્દાપરથી દૂર કરવા માટે અને પોતાના હકો છીનવી લેનારા લંડન અને સાલ્સબરીના ધર્મગુરૂઓને ધર્મબહિષ્કૃત કરવા માટે પત્રો મોકલ્યા હતા. આ ત્રણે ધર્મગુરૂઓએ નૉર્મંડી જઈ હેન્રી ૨ જાને

ફરીયાદ કરી. હેન્રી ઘણો ગુસ્સે થયો. હેન્રીના ચાર સરદારો "ડી બ્રોક"ના કેટલાક સિપાઇઓને લઈ કૅન્ટરબરી જઈ પહોંચ્યા અને ધર્મગુરૂઓ સામેનો ધર્મબહિષ્કૃતનો હુકમ પાછો ખેંચી લેવા બેકેટને અરજ કરી. બેકેટે તેમ કરવાની ના પાડી અને હમેશની માફક સંધ્યાકાળની પ્રાર્થના માટે દેવળમાં ગયો. હેન્રીના સરદારો તેની પાછળ ગયા અને તેઓની માગણી કબુલ કરાવવા માટે બેકેટને ધમકી આપવા લાગ્યા અને તેને ઘસડી જવાનો પ્રયત્ન કર્યો. બેકેટ ઉપર શસ્ત્રથી ઘા કરવામાં આવ્યો અને દેવળમાંજ તેનું મરણ નીપજ્યું. આવાં અત્યંત પાપી કૃત્યથી ખ્રિસ્તી ધર્મના લોકોને ઘણો ઉદ્વેગ થયો. બેકેટની કબર આગળ હેન્રીએ બધા લોકોની વચમાં પશ્ચાતાપ કર્યો. ધર્મવીર બેકેટની સંત તરીકે ગણના કરવામાં આવી અને તેની કબરની યાત્રા ઈંગ્લૅન્ડમાં ઘણી લોકપ્રિય થઈ પડી.

**તેરમી સદી—સાઇમન-ડી-મૉન્ટફર્ટ** લીસેસ્ટરનો જાગીરદાર હતો (૧૨૦૮–૧૨૬૫). હેન્રી ૩ જાના વખતમાં તે અમીર પક્ષનો નેતા હતો. મોટાં મોટાં શહેરો અને નગરના લોકો "સત્યવાદી સાઇમન"ની તરફ હતા. ઇ. સ. ૧૨૬૪ મા લ્યુઇસ આગળ લડાઈ થઈ તેમાં તે વિજય પામ્યો તેથી સઘળો રાજ્યવહીવટ તેના હાથમાં આવ્યો; ત્યારથી તેણે રાજાના પ્રતિનિધિ તરીકે રાજ્ય કર્યું. ઇ. સ. ૧૨૬૫ માં સાઇમને પહેલ વહેલી પાર્લમેન્ટની સભા બોલાવી અને દરેક પરગણામાંથી બે ગરાસીઆઓ અને દરેક શહેર અને ગામમાંથી લોક પ્રતિનિધિઓ મોકલવાની આજ્ઞા કરી. ઇ. સ. ૧૨૬૫ નું પાર્લમેન્ટનું અધિવેશન ઈંગ્લૅન્ડના ઇતિહાસમાં મહત્વનું ગણાય છે કારણ કે હાલની રાજા, ઉમરાવો અને લોક પ્રતિનિધિની બનેલી બ્રિટિશ પાર્લમેન્ટના અગત્યનાં તત્વો તેમાં સમાયલાં હતાં. સર્વ રાજ્યાધિકાર સાઇમનના હાથમાં હતો પણ ઇ. સ. ૧૨૬૫ ના ઇવિશામ આગળના યુદ્ધમાં રાજપક્ષના લોકોએ તેને હરાવ્યો અને તે માર્યો ગયો. તેણે પોતાને મળેલા અધિકારનો સદુપયોગ કર્યો હતો અને ઘણા વખત સુધી લોકોએ તેને સંત તરીકે ગણના કરી માન આપ્યું.

**ચૌદમી સદી—જ્યોફ્રી ચૉસર** (૧૩૪૦–૧૪૦૦). એને "ઇંગ્લિશ કાવ્યનો જનક" કહેવામાં આવે છે. એણે ઘણી કવિતાઓ અને વાર્તાઓ લખી છે અને તેમાં મધ્યયુગના ઇંગ્લિશ સમાજનું આબેહુબ ચિત્ર આપ્યું છે. "કૅન્ટરબરી ટેલ્સ" નામની વાર્તા લખી તેણે મધ્યયુગમાં ઇંગ્લૅન્ડનું નામ અમર કર્યું. પહેલાં તે એડવર્ડ ૩ જાના એકાદ પુત્રનો ખીજમતદાર (હજુરીઓ) હતો. પછી તેણે યુરોપમાં એક યોદ્ધા તરીકે કામ કર્યું. ફ્રાન્સમાં તેને કારાવાસ સહેવાનો વખત આવ્યો. પછી તેને રાજ્યદૂત થવાનું સદભાગ્ય પ્રાપ્ત થયું. વળી કેટલોક વખત સુધી તે કેંટના પરગણા તરફથી પાર્લમેન્ટનો સભ્ય પણ હતો. આ પ્રમાણે ઉંચનીચ સર્વ દરજ્જાના લોકોના સમાગમમાં આવવાથી તેને જે વિવિધ અને વિશાળ અનુભવ મળ્યો તેને અંગે તે પોતાની કવિતામાં મધ્યયુગના અંગ્રેજ લોકોના સામાજિક જીવનનું સાચું ચિત્ર આપવાને શક્તિમાન થયો. તેની વાર્તા કહેવાની અદ્ભુત બક્ષિસને લીધે તેમજ તેના વિનોદ, પુરૂષાતન, સૃષ્ટિ સૌંદર્ય વિષેના પ્રેમ અને ભિન્ન ભિન્ન દરજ્જાના પોતાના દેશબંધુઓ માટેની સહાનુભૂતિને લીધે તે એક સુપ્રસિદ્ધ ગ્રંથકાર થઇ ગયો.

**જહૉન વિકલીફ** (૧૩૨૦–૧૩૮૪)—હેન્રી ૮ માના વખતમાં ધર્મસંસ્થાનો વહીવટ સુધારવાની એણે શરૂઆત કરી તેથી એને ધર્મસુધારણાનો શુક્ર તારો—Morning Star of the Reformation—કહેવામાં આવે છે. તે લટરવર્થનો ધર્માધ્યક્ષ હતો. ગામેગામ ફરી વળી ક્રાઇસ્ટનું વૃત્તાંત કહી સંભળાવવા માટે તેણે "ગરીબ ઉપદેશકો"નો પંથ સ્થાપ્યો. એના અનુયાયીને "લોલાર્ડ" (વ્યર્થ લવરી કરનારા) કહેવામાં આવતા હતા. બાઇબલ લેટિન ભાષામાં લખેલું હતું તેનું એણે અંગ્રેજીમાં ભાષાંતર કર્યું અને ધાર્મિક બાબતો વિષે કેટલાક નિબંધો રચ્યા. એના લખાણ અને ઉપદેશને લીધે એને પોપ આગળ રોમમાં હાજર થવાનું ફરમાવવામાં આવ્યું હતું, પણ રોમ જતા પહેલાંજ તે મરણ પામ્યો.

**સોળમી સદી—ટૉમસ ક્રૉમવેલ** (૧૪૮૫–૧૫૪૦) હેન્રી ૮ માનો પ્રધાન હતો. તે એક લુહારનો છોકરો હતો, અને યોદ્ધા તરીકે પરદેશ ગયો હતો. મઠો બંધ કરવા માટે વુલ્સીએ એને રાખ્યો હતો. વુલ્સીના મરણ પછી તે હેન્રી ૮ માની નોકરીમાં જોડાયો અને રાજાનું દરેક ફરમાન અમલમા મુકતો ગયો. હેન્રીએ ધર્મપ્રતિપાલક તરીકે બહાર પડ્યા પછી ધાર્મિક બાબતોમાં ક્રૉમવેલને પોતાનો પ્રતિનિધિ નીમ્યો. ધર્મસંસ્થાનો વહીવટ રાજાના તાબા હેઠળ લાવવા માટે ક્રૉમવેલે ઘણી મહેનત કરી. યુરોપના પ્રૉટેસટન્ટ મતના રાજાઓ સાથે સ્નેહસંબંધ કરવાના હેતુથી એણે હેન્રી ૮ માને ઍન સાથે લગ્ન કરવાને સમજાવ્યો, પણ રાજાને તે પસંદ નહોતું. ક્રૉમવેલની પડતીનું આ એક કારણ હતું. ક્રૉમવેલને કેદ કરવામાં આવ્યો અને રાજદ્રોહના ગુન્હા માટે એને ટાવર હિલપર ફાંસી દેવામાં આવી (૧૫૪૦).

**ટૉમસ ક્રૅન્મર** (૧૪૮૯–૧૫૫૬), કૅન્ટરબરીનો ધર્માધ્યક્ષ. હેન્રી ૮ માએ પોતાની વિધવા ભાભી કૅથેરીન સાથે લગ્ન કર્યું હતું પણ તે એને રદ કરાવવું હતું. આ બાબતમાં યુરોપની જુદી જુદી વિદ્યાપીઠના આચાર્યોના મત લેવાની ક્રૅન્મરે સૂચના કરી તે હેન્રીને પસંદ પડી. રાજસત્તા એજ દેશમાં સર્વશ્રેષ્ઠ સત્તા છે, અને ધર્મસંસ્થાનો સઘળો વહીવટ રાજાની સંમતિને અનુસરી થવો જોઈએ એવો મત ધરાવનારા આચાર્યોની મદદ મળવાથી હેન્રી ઘણો ખુશી થયો. ક્રૅન્મરને કૅન્ટરબરીનો ધર્માધ્યક્ષ નીમવામાં આવ્યો. ઇંગ્લૅન્ડમાં પોપનું ધાર્મિક સર્વોપરિપણું નાશ કરવામાં તે હેન્રીને મદદરૂપ થઈ પડ્યો. તેણે કૅથેરીન સાથેના હેન્રીના લગ્નને ગેરકાયદેસર ઠરાવ્યું અને ત્રણ વર્ષ રહી **ઍન** બોલીન સાથનું લગ્ન પણ ગેરકાયદેસર ઠરાવ્યું. એણેજ **ઍન-ઑફ-**ક્લીવ્ઝ સાથે હેન્રી ૮ માનું લગ્ન કરાવ્યું હતું અને ત્રણ મહિના પછી તે રદ પણ એણેજ કર્યું. જુની ધાર્મિક વિધિઓ રદ કરવામાં, નવી ઉપાસના વિધિ રચવામાં, મૂર્તિ પૂજાનો અટકાવ કરવામાં અને નવા ધર્મમતનો વિરોધ કરનારા

ગાર્ડિનર અને બૉનરને પદભ્રષ્ટ કરવામાં ક્રૅન્મરે આગળ પડતો ભાગ લીધો. ઍડવર્ડ ૬ ટ્ઠાના વખતમાં પાખંડ મત ધરાવનારાઓને બાળી મૂકવાની એણે પરવાનગી આપી. મેરી ગાદીએ આવી કે તરતજ ક્રૅન્મરની સામે રાજદ્રોહનો આરોપ લાવવામાં આવ્યો અને એને પાખંડી ઠરાવી જીવતો બાળી મુકવાની સજા ફરમાવવામાં આવી. મરવાની દહેશતથી એણે પશ્ચાતાપ કર્યો અને પોતે ભૂલ કરી હતી એમ જાહેરમાં લખી આપ્યું. પણ મરતી વખતે તેણે તે કબુલ રાખ્યું નહિ અને પાછું જણાવ્યું કે તે પોતાના જુના વિચારનેજ વળગી રહેતો હતો. જીવ્યો ત્યાંસુધી તેને હમેશ એમ ફીકર થતી કે મને શું થશે. પણ મરતી વખતે તેણે ઘણીજ દૃઢતા દેખાડી અને જે હાથે પ્રશ્ચાતાપદર્શક પત્ર ઉપર તેણે સહી કરી હતી તે હાથ તેણે અગ્નિની જવાળામાં ધરી રાખ્યો.

**મેરી–સ્કૉટ લોકોની રાણી** (૧૫૪૨–૧૫૮૭). તેના પિતાના મૃત્યુ પછી તે સ્કૉટલૅન્ડની રાણી થઈ. તે વખતે તે ફક્ત પાંચ દિવસનીજ હતી. ઈંગ્લૅન્ડના રાજા ઍડવર્ડ ૬ ઠ્ઠા સાથે એને પરણાવવાની તજવીજ ચાલતી હતી, તેમાંથી છટકી જવા માટે તે પાંચ વર્ષની હતી ત્યારથીજ તેને ફ્રાન્સ મોકલી દેવામાં આવી, અને ફ્રેન્ચ દરબારમાં તેને ઉછેરવામાં આવી. સોળ વર્ષની વયે મેરીનું લગ્ન યુવરાજ ફ્રાન્સિસ સાથે થયું અને તે ફ્રાન્સનો રાજા થયો, પણ બીજેજ વર્ષે તે મરણ પામ્યો. ઇ. સ. ૧૫૬૧ માં ૧૯ વર્ષની વયે મેરી પાછી સ્કૉટલૅન્ડ ગઈ. તે વખતે ત્યાં ધર્મસુધારક જહૉન નૉક્સના અનુયાયીઓ હતા. તે સુધારકોને કૅથૉલિક મતાભિમાની મેરી પ્રત્યે જરાએ સહાનુભૂતિ નહોતી. તે ઘણી ખુબસુરત હતી અને ઘણા યુવાનોએ તેની સાથે લગ્ન કરવાની માગણી કરી. ઇ. સ. ૧૫૬૫ માં તે પોતાના પાસેના સગા લૉર્ડ ડાર્ન્લીને પરણી ગઈ. ડાર્ન્લી દુષ્ટ અને મૂર્ખ નીવડયો અને રાણીના મંત્રિ રિઝિઓની અદેખાઇ કરવા લાગ્યો. કેટલાક ઉમરાવની મદદથી તેણે રિઝિઓનું ખૂન કરવાનું તરકટ રચ્યું અને રાણીની નજર આગળજ તેને મારી

નાંખ્યો. તેના આ કૃત્યથી મેરીએ તેનો તિરસ્કાર કરવા માંડયો, પણ તેઓને એક પુત્રનો જન્મ થયા પછી તેઓ વચ્ચે સમાધાની થઈ. તે પુત્ર સ્કૉટલૅન્ડના જેમ્સ ૬ ઠ્ઠા અને ઇંગ્લૅન્ડના જેમ્સ ૧ લા તરીકે રાજા થયો. જ્યારે ડાર્ન્લી માંદો હતો અને મેરી ત્યાં હતી નહિ તેવામાં તેના મકાનને દારૂગોળાથી ઉડાવી દેવામાં આવ્યું અને ડાર્ન્લી તેમાં બળી મર્યો. ત્રણ મહિના રહી મેરીએ બૉથવેલ નામના એક અમીર સાથે લગ્ન કર્યું. ડાર્ન્લીનું ખૂન કરાવવામાં તે અમીરનો હાથ હતો એમ માનવામાં આવતું હતું. અમીરોએ બળવો કર્યો અને મેરીને "લોકલેવન"ના કિલ્લામાં કેદ કરી, અને તેના બાળક પુત્રનો જેમ્સ ૬ ઠ્ઠા તરીકે રાજ્યાભિષેક કર્યો. મેરી કેદખાનામાંથી નાસી ગઈ પણ લૅન્ગસાઇડ આગળ તે હારી ગઈ અને ઇલિઝાબેથનો આશ્રય લેવા માટે તે ઇંગ્લૅન્ડ જઈ પહોંચી. અઢાર વર્ષ સુધી ઇલિઝાબેથે મેરીને કેદ કરી રાખી. તે દર્મિયાન તેના અનુયાયીઓનાં કેટલાંક કાવતરાં પકડાયાં અને ઇ. સ. ૧૫૮૭ માં મેરીને ફાંસી દેવામાં આવી.

**સત્તરમી સદી–સર વૉલ્ટર રાલે** (૧૫૫૨–૧૬૧૮). એક સૈનિક, નાવિક, દરબારી ગૃહસ્થ અને ગ્રંથકાર તરીકે પ્રસિદ્ધ થઇ ગયો. આયરલૅન્ડમા બંડ થયું હતું તે સમાવી દેવામા તેણે સારી મદદ કરી. અમેરિકાની સફર કરી તેણે ત્યાં વર્જીનિઆ નામનું સંસ્થાન સ્થાપ્યું પણ તેમાં તે ફાવ્યો નહિ. તે રાણી ઇલિઝાબેથનો માનીતો હતો. ઇ. સ. ૧૫૮૮ મા સ્પેનના અજય્ય નૌકાસૈન્યને તેણે હરાવ્યું. કેડીઝપરના હુમલામા પણ તેણે આગળ પડતો ભાગ લીધો. ઇલિઝાબેથ પછી જેમ્સ ૧ લો ગાદીએ આવ્યો કે તરતજ રાલે ઉપર રાજદ્રોહનો આરોપ મુકવામાં આવ્યો અને બાર વર્ષ સુધી તેને ટાવરગઢમાં કેદ કરવામાં આવ્યો. ત્યાં તેણે "જગતનો ઇતિહાસ" અને બીજા ગ્રંથો રચ્યા. ઇ. સ. ૧૬૧૫ માં દક્ષિણ અમેરિકામાં દ્રવ્યની શોધ કરવા માટે તેને છૂટો કરવામાં આવ્યો. તેનો પ્રયત્ન નિષ્ફળ ગયો અને રાજદ્રોહના જુના આરોપ બદલ તેને ફાંસીની સજા

કરવામાં આવી. બ્રિટિશ સંસ્થાનોના મહારાજ્યનો તે સ્થાપક હતો અને સ્પેનસરનો તથા તે વખતના બીજા કવિઓનો તે મિત્ર હતો.

**વિલિઅમ લૉડ** (૧૫૭૩–૧૬૪૫)—કૅન્ટરબરીનો ધર્માધ્યક્ષ. ધાર્મિક બાબતોમાં તે ચાર્લ્સ ૧ લાનો મુખ્ય સલાહકાર હતો. સ્ટાર ચેમ્બર અને હાઈ કમિશન કૉર્ટનો તે સભ્ય હતો. તેણે સ્કૉટલૅન્ડમાં નવું પ્રાર્થના પુસ્તક દાખલ કરવાનો અને ધાર્મિક બાબતોમાં ધર્મગુરૂઓનું ઉપરિપણું સ્થાપવાનો પ્રયત્ન કર્યો પણ તે ફાવ્યો નહિ. સ્કૉટલૅન્ડમાં પ્રૅસ્બિટેરિયન ધર્મનો ફેલાવો થયો. ઇંગ્લૅન્ડમાં પ્યૂરિટન લોકો એને ધિક્કારવા લાગ્યા કારણ કે એણે પ્રાર્થના પુસ્તકનો ઉપયોગ કરવાનું દબાણ કર્યું હતું અને ચાર્લ્સ ૧ લાને એક અનિયંત્રિત રાજકર્તા બનાવવામાં એણે વેન્ટવર્થને મદદ કરી હતી. એની અને વેન્ટવર્થની સામે કામ ચલાવવામાં આવ્યું અને અઢી વર્ષ સુધી કેદમાં રહ્યા પછી એને ફાંસીની સજા કરવામાં આવી. લૉડનો હેતુ શુદ્ધ અને ઉંચ હતો પણ ધાર્મિક સુધારા કરવામાં એણે જે રાજકીય શસ્ત્રોનો ઉપયોગ કર્યો તેથી લોકો એનાપર ગુસ્સે હતા અને તેજ એની પડતી દશાનું મુખ્ય કારણ હતું.

**અઢારમી સદી—જહૉન ચર્ચિલ માર્લબરો** (૧૬૫૦–૧૭૨૨). એક અંગ્રેજ યોધ્ધો હતો. જેમ્સ ૨ જાના સૈન્યમાં તે મોટા હોદ્દાપર હતો, પણ ઇ. સ. ૧૬૮૮ માં ઑરેન્જનો રાજપુત્ર વિલિઅમ ઇંગ્લૅન્ડ જઈ પહોંચ્યો એટલે એણે જેમ્સનો પક્ષ છોડી વિલિઅમનો પક્ષ લીધો. તે પછી તે બ્રિટિશ અને ડચ સૈન્યનો સેનાપતિ થયો. બ્લેનહિમ (૧૭૦૪), રૅમિલીઝ (૧૭૦૬), ઑડનાર્ડ (૧૭૦૮) અને માલપ્લૅક્ટ (૧૭૦૯) ની લડાઈમાં તેને વિજય મળવાથી તે ઘણી વિખ્યાતિ પામ્યો. યુદ્ધકલામાં તે ઘણો પ્રવીણ હતો. પોતાના દેશ માટે લડતા સૈનિકોની બરદાસ અને સુવ્યવસ્થા માટે તે ઘણી કાળજી ધરાવતો હતો તેથી બ્રિટિશ સૈન્ય તેને ઘણુંજ આભારી છે. માર્લબરો સૈનિક હતો એટલુંજ નહિ, પણ તે એક કુશળ રાજનીતિજ્ઞ

પુરૂષ પણ હતો. તેની સ્ત્રી સારાહ જેનીંગ્સ ઘણા વર્ષ સુધી રાણી ઍનની માનીતી બ્હેનપણી હતી.

**વિલિઅમ પિટ—પહેલો અર્લ ઑફ ચૅથમ** (૧૭૦૮–૭૮). ઇ. સ. ૧૭૬૬ માં તેણે લૉર્ડની પદવી સ્વીકારી તે પહેલાં તે "ગ્રેટ કૅામનર"ના નામથી ઓળખાતો હતો. "પેમાસ્તર જનરલ" ને, એટલે કે લશ્કરનો પગાર આપનાર મુખ્ય અધિકારીને, મોટી રકમો મળતી હતી પણ પિટ તે અમલદારની જગાએ નીમાયો ત્યારે તેણે કાંઇ પણ લેવાની ના પાડી. સપ્ત વાર્ષિક વિગ્રહથી પિટે ગ્રેટ બ્રિટનને જગતના એક શ્રેષ્ઠ રાજ્યની પંકતિએ ચઢાવ્યું. યુવાન રાજા જ્યૉર્જ ૩ જાને પણ પોતાના પિતાની માફક પિટ પ્રત્યે અભાવ હતો. અમેરિકાનાં સંસ્થાનો સાથની તકરાર સંબંધી પિટ દૃઢતાથી કહેતે કે તેઓની માગણી વાજબી હતી અને તેઓને મતાધિકાર આપ્ય વગર તેઓના પર કર નાખવો તે ગેરવાજબી હતું. અમેરિકા સાથે યુદ્ધ શરૂ થયું કે તરતજ તેણે જણાવ્યું કે ગ્રેટ બ્રિટને સંસ્થાને સાથનો સંબંધ તૂટે તેમ વર્તવું જોઈએ નહિ. પિટ તે વખતે ઘણે માંદો હતો અને ભાષણ કરતાંજ તે મૂર્છા ખાઇને પડ્યો અને થોડા વખત પછી મરણ પામ્યો.

**રૉબર્ટ કલાઇવ** (૧૭૨૫–૧૭૭૪)—હિંદુસ્તાનમાં બ્રિટિશ સામ્રાજ્યનો સ્થાપક હતો. ઇસ્ટ ઇન્ડિઆ કંપનિની નોકરીમ જોડાઈ કલાઇવ જ્યારે હિંદુસ્તાન આવ્યો ત્યારે ત્યાં યુરોપનુ કોઈપણ રાજ્ય એકકે પ્રદેશ ધરાવતું નહોતું. હિંદુસ્તાનન રાજાઓએ બ્રિટિશ, ફ્રેન્ચ અને ડચ વેપારીઓને ફક્ત કિનારાપર તેઓની વેપારી વખારો રાખવાની પરવાનગી આપ હતી. કલાઇવ ઘણો હિંમતવાન હતો અને તરતજ લશ્કરમાં જોડાયો હિંદુસ્તાનમાં સત્તાવાન થવા માટે ઇંગ્લિશ અને ફ્રેન્ચ વેપારીએ વચ્ચે ઘણી મારામારી થઈ. ઇ. સ. ૧૭૫૧ માં ફ્રેન્ચ લોકો અને અંગ્રેજો પ્રતિસ્પર્ધિ દેશી રાજાઓને સામસામા મદદ કરવા લાગ્ય

જે રાજાને અંગ્રેજોની મદદ હતી તે ફ્રેન્ચ લોકો સામે હારી જવાની અણીપર હતો એટલામાં કલાઈવે આર્કટ લીધું અને સાત અઠવાડિઆં સુધી તે ટકાવી રાખી ફ્રેન્ચ લોકોને ખુલ્લી લડાઈમાં હરાવ્યા. જે રાજાનો અંગ્રેજોએ પક્ષ લીધો હતો તેને કર્ણાટકની ગાદી મળી. ઇ. સ. ૧૭૫૬ માં બંગાળાના નવાબ સિરાજુદૌલ્લાએ કેટલાક અંગ્રેજોને એક સાંકડી અંધારી ઓરડીમાં પૂરી રાખ્યા તેથી તેઓનું મરણ નિપજ્યું. તેનો બદલો લેવા માટે કલાઈવને મોકલવામાં આવ્યો. ઇ. સ. ૧૭૫૭ માં પ્લાસીના યુદ્ધમાં તે સંપૂર્ણ વિજય પામ્યો. ઇ. સ. ૧૭૬૭ માં જ્યારે કલાઈવ પાછો ઇંગ્લૅન્ડ ગયો ત્યારે ઉત્તર બંગાળાના અને દક્ષિણ કર્ણાટકના દેશી રાજાઓ સંપૂર્ણ રીતે બ્રિટિશ લોકોના તાબામાં આવી ગયા હતા. કલાઈવ સામે ગેરવ્યવસ્થિત અમલ કરવાનો આરોપ પાર્લમેન્ટમાં લાવવામાં આવ્યો હતો. આથી અને પોતાની નબળી તબીઅતથી કંટાળી જઈ કલાઇવે ઇ. સ. ૧૭૭૪ માં આપઘાત કરી પોતાની જીંદગીનો અંત આણ્યો.

**વાઈકાઉંટ હોરેશિઓ નેલ્સન** (૧૭૫૮–૧૮૦૫)—બ્રિટિશ નૌકાધિપતિ હતો. તેણે સમુદ્રપરની લડાઈમાં નેપોલિયનને હરાવી તેની યોજનાઓ ઉંધી વાળી. ઇ. સ. ૧૭૯૭ માં સેંટ વિન્સેંટની લડાઈમાં તે અમર કીર્તિ પામ્યો. ઇ. સ. ૧૭૯૮ માં નાઈલની લડાઈમાં તેણે ફ્રેન્ચ લોકોને હરાવ્યા અને ફ્રેન્સ કાફલાનો નાશ કર્યો. ઇ. સ. ૧૮૦૦ માં તેણે કોપેનહેગન પર તોપનો મારો ચલાવ્યો. ઇ. સ. ૧૮૦૫ માં ટ્રફાલગર આગળના દરિયાઇ યુદ્ધમાં તે ભારેમા ભારે વિજય પામ્યો અને એ લડાઈમાંજ ઘાયલ થઈ તે મરણ પામ્યો.

**ઓગણીસમી સદી—આર્થર વેલેસ્લી,** ડયૂક ઑફ **વેલિંગટન** (૧૭૬૯–૧૮૫૨). તે "આયર્ન ડયૂક"ના નામથી ઓળખાતો હતો. એણેજ આખરે નેપોલિયનનો પરાભવ કર્યો. દ્વીપકલ્પના વિગ્રહમાં તેણે ઘણી ફત્તેહ મેળવી અને તે ઘણોજ સુપ્રસિદ્ધ નૌકાધિપતિ થઈ ગયો. નેપોલિયને પોતાના ભાઈ જોસફને સ્પેનનો રાજા બનાવ્યો હતો. સ્પેનના લોકો તેની સામે થયા અને

વેલિંગટનને તેઓની મદદે મોકલવામાં આવ્યો. નેપોલિયનના પ્રસિદ્ધ સરદારો સામે તેણે ઘણી જીત મેળવી અને જોસફે સ્પેન છોડી નાસી જવું પડ્યું. ઇ. સ. ૧૮૧૦ માં ટૉરેસ વેડ્રાસ આગળ કિલ્લેબંધી કરી નેપોલિયનના સૈન્ય સામે દસ અડવાડિઆં સુધી હિકમતથી અને ઘણી ધીરજ રાખી વેલિંગટને સ્પેનના લોકોનો બચાવ કર્યો. છેવટે વૉટર્લૂની લડાઈમાં તેણે અપૂર્વ વિજય મેળવ્યો અને નેપોલિયનની અભિલાષા ફળિભૂત થવા પામી નહિ. તે પછી યુરોપમાં શાંતિ પ્રસરી. જ્યૉર્જ ૪ થાના દસ વર્ષના ટુંક રાજ્ય દર્મિયાન ડ્યૂક ઑફ્ વેલિંગટન આખા દેશમાં ઘણોજ નામાંકિત પુરૂષ હતો. કૅથૉલિક પંથના લોકોને સરળતા આપવા માટેનો પિલનો ખરડો ઇ. સ. ૧૮૨૯ માં પસાર થયો ત્યારે તે મુખ્ય પ્રધાન હતો.

**સર રૉબર્ટ પિલ** (૧૭૮૮-૧૮૫૦)—બ્રિટનનો એક રાજ-નીતિજ્ઞ પુરૂષ, એક શ્રીમંત કાપડના કારખાનાવાળાનો પુત્ર હતો. તે ગૃહમંત્રિ-Home Secretary-હતો તેવામાં તેણે ઘણા અગત્યના સુધારા કર્યા. જે ગુન્હાઓ માટે ફાંસીની શિક્ષા કરવામાં આવતી હતી તેમાં તેણે ઘટાડો કર્યો, કેદખાનાં સુધાર્યાં અને લંડનમાં પોલિસ ફોજની રચના કરી. તે ફોજને મશ્કરીમાં "બોબી" અને "પિલર"ના નામો આપવામાં આવ્યાં હતાં. ઇ. સ. ૧૮૨૭ થી પિલ આમની સભામાં ટોરી પક્ષનો નેતા હતો. કૅથૉલિક પંથના લોકોને તેઓ સામેના પ્રતિબંધનોમાંથી મુકત કરાવવા માટે અને બીજા શહેરીઓના જન્મસિદ્ધ હકો માટે તેણે સહાનુભૂતિ દર્શાવી. પાંચ વર્ષ સુધી તે મુખ્ય પ્રધાન હતો. તે મુદ્દત દર્મિયાન તેણે આયાત થતા માલ ઉપરની જકાત રદ કરી અને પાર્લમેન્ટમાં ભારે લડત ચલાવ્યા પછી અનાજપરની જકાત પણ રદ કરી. ધાન્યના કાયદાઓ રદ થવાથી અનાજ સસ્તુ થયું અને જકાત રદ થવાથી દેશની આબાદાની વધી. ઘોડાપરથી પડી જવાથી પિલને સખત ઈજા થઈ અને તે મરણ પામ્યો (૧૮૫૦).

**ચાર્લ્સ જ્યૉર્જ ગૉર્ડન** (૧૮૩૩-૧૮૮૫) એક અંગ્રેજ સૈનિક હતો. ક્રિમિઆની લડાઇમાં અને ચીનમાં તેણે સારી સેવા બજાવી હતી. ચીનમાં બંડ થયું હતું તે તેણે દબાવી દીધું તેથી તે "ચાઈનિઝ ગૉર્ડન"ને નામે ઓળખાવવા લાગ્યો. સુદાનમાં તેણે સારો બંદોબસ્ત કર્યો. કેટલાંક વર્ષ સુધી તે ત્યાંનો ગવર્નર હતો. તેણે ગુલામોનો વેપાર બંધ કર્યો અને રણમાં આઠ હજાર માઇલની મજલ કરી ગુલામનો વેપાર કરનારાઓને હાંકી કાઢ્યા. "મહાદી" નામના એક મુસલમાન ધર્મવીરે ઇજીપ્ટના લોકો સામે ધર્મયુધ્ધ જાહેર કર્યું અને જનરલ હિકસની સરદારી હેઠળના ઇજીપ્ટના સૈન્યને ધુળધાણી કર્યું. તે પછી ખાર્તુમ પર હુમલો કરવાનો "મહાદી"નો ઇરાદો હતો. તેને તાબે કરવા માટે ગૉર્ડનને મોકલવામાં આવ્યો. ગૉર્ડન આફ્રિકામાં થઇ ખાર્તુમ જઇ પહોંચ્યો. બ્રિટિશ લશ્કરની મદદ વગર તેને ત્યાં ઘેરાઈ રહેવું પડયું. બ્રિટિશ સૈન્ય બે દિવસ મોડું આવ્યું. તેના આવતાં પહેલાંજ ગૉર્ડનને મારી નાંખવામાં આવ્યો હતો. આ પ્રમાણે તે યોદ્ધા, સંત અને વીર નરના જીવનનો અંત આવ્યો.

# પ્રકરણ ૨૮ મું

## તારીખવાર વિગતો

| શતક | વિગ્રહ અને યુદ્ધો | સામાજિક બીના |
|---|---|---|
| અગીઆરમી સદી | ૧૦૦૨ સેંટ બ્રાઇસના દિવસની કતલ<br>૧૦૬૬ હેસ્ટિંગ્સ | ૧૦૧૩–૪૨ ડેન રાજાઓએ રાજ્ય કર્યું<br>૧૦૮૬ ચિત્રગુપ્તનો ચોપડો (ડૂમ્સ ડે બુક)<br>૧૦૯૩ ઍન્સમ, ધર્માધ્યક્ષ |
| બારમી સદી | ૧૧૦૬ ટેંચિબ્રાઇ<br>૧૧૩૫–૪૭ આંતર મુલ્કી વિગ્રહ | ૧૧૫૯ સ્કૂટેજ<br>૧૧૬૨ બેકેટ, ધર્માધ્યક્ષ<br>૧૧૬૪ કલૅરન્ડનના કાયદા |
| તેરમી સદી | ૧૨૬૫ ઇવશામનું યુદ્ધ<br>૧૨૮૨ વેલ્સનો પરાજય<br>૧૨૯૭ સ્ટાર્લિન્ગ<br>૧૨૯૮ ફૉલ્કર્ક | ૧૨૦૬ લૅન્ગટન, ધર્માધ્યક્ષ<br>૧૨૧૫ મૅગના કાર્ટા<br>૧૨૬૫ મૉન્ટફર્ટની પાર્લમેન્ટ<br>૧૨૯૫ આદર્શ પાર્લમેન્ટ |
| ચૌદમી સદી | ૧૩૧૪ બેનૉકબર્ન<br>૧૩૪૬ ક્રેસી<br>૧૩૫૬ પાઇટિઅર્સ<br>૧૩૬૦ બ્રેટિગનીની સંધિ | ૧૩૪૯ કાળી મરકી<br>૧૩૮૧ શૂદ્રોનું બંડ<br>૧૩૮૪ વિકિલફનું મૃત્યુ |

| શતક | વિગ્રહ અને યુધ્ધો | સામાજિક બીના |
|---|---|---|
| પંદરમી સદી | ૧૪૧૫ એજીનકૉર્ટ<br>૧૪૨૯ ઑર્લીઅન્સનો ઘેરો<br>૧૪૫૫–૮૫ ગુલાબના વિગ્રહ<br>૧૪૯૨ પર્કિન વૉરબેક | ૧૪૭૪ કૅકસટનનું છાપખાનું<br>૧૪૯૨ કોલંબસની અમેરિકાની સફર<br>૧૪૯૫ "લિવરી" નો કાયદો<br>૧૪૯૬ મૅગનસ ઇંટરકર્સસ |
| સોળમી સદી | ૧૫૧૩ ફ્લૉડન<br>૧૫૪૭ પિન્કી.<br>૧૫૫૮ કૅલે જતું રહ્યું.<br>૧૫૮૮ સ્પેનનો અરમાર | ૧૫૩૫ હેન્રી ૮ મો, ધર્મપ્રતિપાલક<br>૧૫૩૬–૩૯ મઠોની જપ્તી<br>૧૫૪૦ ક્રૅન્મરનું બાઇબલનું પુસ્તક<br>૧૫૪૯–૫૨ ઐકયનો કાયદો<br>૧૫૫૫–૫૮ મેરીના વખતમાં ધાર્મિક જુલ્મ<br>૧૫૭૭–૮૦ ડ્રેકની સફર<br>૧૫૮૭ સ્કૉટ રાણી મેરીને ફાંસીની સજા |
| સત્તરમી સદી | ૧૬૪૨–૪૮ આંતર મુલ્કી વિગ્રહ<br>૧૬૫૦ ડનબાર<br>૧૬૫૧ વૂરસેસ્ટર<br>૧૬૮૫ સેજમૂર | ૧૬૦૦ ઇસ્ટ ઇન્ડિઆ કંપનિ<br>૧૬૨૦ ભકત યાત્રાળુ<br>૧૬૨૮ પ્રજાહકની અરજી<br>૧૬૪૦–૬૦ લાંબી પાર્લમેન્ટ |

| શતક | વિગ્રહ અને યુધ્ધો | સામાજિક બીના |
|---|---|---|
| સત્તરમી સદી (ચાલુ) | ૧૬૯૦ બૉઈન | ૧૬૬૧–૫ કલૅરન્ડનનો ધારાસંગ્રહ<br>૧૬૬૫ ભયંકર મરકી<br>૧૬૬૬ ભયંકર આગ<br>૧૬૭૯ "હેબિઅસ કૉર્પસ ઍક્ટ"<br>૧૬૮૮ સાત ધર્મગુરૂઓ સામે કામ ચલાવવામાં આવ્યું<br>૧૬૮૯ હકનો ખરડો |
| અરાઢમી સદી | ૧૭૦૪ બ્લેનહીમ<br>૧૭૧૫ શેરિફ્મૂર<br>૧૭૪૧–૪૮ ઑસ્ટ્રિઆના વારસાનું યુધ્ધ<br>૧૭૪૬ ક્યૂલોડન<br>૧૭૫૧ આર્કૅટ<br>૧૭૫૬–૬૩ સપ્ત વાર્ષિક વિગ્રહ<br>૧૭૫૭ પ્લાસી<br>૧૭૫૯ ક્વેબેક<br>૧૭૬૦ વૉન્ડિવૉશ<br>૧૭૭૬ અમેરિકાનું સ્વાતંત્ર્ય<br>૧૭૯૮ નાઇલનું યુધ્ધ | ૧૭૦૭ ઇંગ્લૅન્ડ અને સ્કૉટલૅન્ડનું એકીકરણ<br>૧૭૬૭ આર્કરાઇટની શોધ<br>૧૭૮૮ ઑસ્ટ્રેલિઆમાં પહેલવહેલો વસવાટ<br>૧૭૯૧ જ્હૉન વેસ્લીનું મૃત્યુ |

| શતક | વિગ્રહ અને યુધ્ધો | સામાજિક બીના |
|---|---|---|
| ઓગણીસમી સદી | ૧૮૦૫ ટ્રફાલગર<br>૧૮૦૮–૧૪ દ્વીપકલ્પનો વિગ્રહ<br>૧૮૧૫ વૉટર્લૂ<br>૧૮૫૪–૫૬ ક્રિમિઅન વિગ્રહ<br>૧૮૫૭ હિંદી સિપાઈઓનો બળવો<br>૧૮૭૦ ફ્રેન્કો–પૃશિઅન યુધ્ધ<br>૧૮૭૮ બર્લિનની સંધિ<br>૧૮૮૫ ખાર્તુમ<br>૧૮૯૯–૧૯૦૨ બોઅર વિગ્રહ | ૧૮૦૧ ગ્રેટ બ્રિટન અને આયર્લૅન્ડનું એકીકરણ<br>૧૮૨૫ ઉતારૂઓ માટેની પહેલી આગગાડી<br>૧૮૩૨ પાર્લમેન્ટની સુધારણાનો ખરડો<br>૧૮૩૩ કારખાનાનો કાયદો<br>૧૮૩૫ મ્યુનિસિપાલિટિનો કાયદો<br>૧૮૪૬ ધાન્યના કાયદા રદ થયા<br>૧૮૭૦ કેળવણીનો કાયદો |
| વીસમી સદી | ૧૯૧૪–૧૮ યુરોપમાં મહા વિગ્રહ | ૧૯૦૮ ઘરડાઓને પેનશન<br>૧૯૧૮ સ્ત્રીઓને મતાધિકાર<br>૧૯૨૧ આયર્લૅન્ડને સ્વરાજ્ય |

# ઇંગ્લૅન્ડના રાજકર્તા

## નૉર્મન વંશ

| | | | |
|---|---|---|---|
| વિલિઅમ ૧ લો. | ૧૦૬૬–૧૦૮૭ | હેન્રી ૧ લો... | ૧૧૦૦–૧૧૩૫ |
| વિલિઅમ ૨ જો. | ૧૦૮૭–૧૧૦૦ | સ્ટિફન ... | ૧૧૩૫–૧૧૫૪ |

## પ્લૅન્ટાજીનેટ વંશ

| | | | |
|---|---|---|---|
| હેન્રી ૨ જો... | ૧૧૫૪–૧૧૮૯ | એડવર્ડ ૧ લો... | ૧૨૭૨–૧૩૦૭ |
| રિચર્ડ ૧ લો... | ૧૧૮૯–૧૧૯૯ | એડવર્ડ ૨ જો... | ૧૩૦૭–૧૩૨૭ |
| જ્હૉન ... | ૧૧૯૯–૧૨૧૬ | એડવર્ડ ૩ જો... | ૧૩૨૭–૧૩૭૭ |
| હેન્રી ૩ જો... | ૧૨૧૬–૧૨૭૨ | રિચર્ડ ૨ જો... | ૧૩૭૭–૧૩૯૯ |

## લૅન્કેસ્ટર વંશ

| | | | |
|---|---|---|---|
| હેન્રી ૪ થો... | ૧૩૯૯–૧૪૧૩ | હેન્રી ૬ ઠ્ઠો... | ૧૪૨૨–૧૪૬૧ |
| હેન્રી ૫ મો... | ૧૪૧૩–૧૪૨૨ | | |

## યૉર્ક વંશ

| | | | |
|---|---|---|---|
| એડવર્ડ ૪ થો... | ૧૪૬૧–૧૪૮૩ | રિચર્ડ ૩ જો... | ૧૪૮૩–૧૪૮૫ |
| એડવર્ડ ૫ મો | એપ્રીલ–જુન ૧૪૮૩ | | |

## ટ્યૂડર વંશ

| | | | |
|---|---|---|---|
| હેન્રી ૭ મો... | ૧૪૮૫–૧૫૦૯ | મેરી... ... | ૧૫૫૩–૧૫૫૮ |
| હેન્રી ૮ મો... | ૧૫૦૯–૧૫૪૭ | ઇલિઝાબેથ ... | ૧૫૫૮–૧૬૦૩ |
| એડવર્ડ ૬ ઠ્ઠો ... | ૧૫૪૭–૧૫૫૩ | | |

## સ્ટુઅર્ટ વંશ

| | | | |
|---|---|---|---|
| જેમ્સ ૧ લો... | ૧૬૦૩–૧૬૨૫ | જેમ્સ ૨ જો... | ૧૬૮૫–૧૬૮૯ |
| ચાર્લ્સ ૧ લો... | ૧૬૨૫–૧૬૪૯ | વિલિઅમ અને મેરી | ૧૬૮૯–૧૭૦૨ |
| લોકસત્તાક રાજ્ય | ૧૬૪૯–૧૬૬૦ | ઍન... ... | ૧૭૦૨–૧૭૧૪ |
| ચાર્લ્સ ૨ જો... | ૧૬૬૦–૧૬૮૫ | | |

## હૅનોવર વંશ

| | | | |
|---|---|---|---|
| જ્યૉર્જ ૧ લો... | ૧૭૧૪–૧૭૨૭ | જ્યૉર્જ ૪ થો... | ૧૮૨૦–૧૮૩૦ |
| જ્યૉર્જ ૨ જો... | ૧૭૨૭–૧૭૬૦ | વિલિઅમ ૪ થો. | ૧૮૩૦–૧૮૩૭ |
| જ્યૉર્જ ૩ જો... | ૧૭૬૦–૧૮૨૦ | વિક્ટોરિઆ ... | ૧૮૩૭–૧૯૦૧ |

## સૅક્સ–કૉબર્ગ–ગોથા વંશ

એડવર્ડ ૭ મો... ... ... ... ... ... ૧૯૦૧–૧૯૧૦

## વિંડસર વંશ

જ્યૉર્જ ૫ મો... ... ... ... ... ... ૧૯૧૦–